THE SUDASHTR DARPAN.

# સોરાષ્ટ્ર દર્પણ.

VLO 8. JANUARy-FEBRUARY. 1872. NO I.2

પુસ્તક ૮. જુનાગઢ, જાનેવારી-ફેબ્રુવારી. સને ૧૮૭૨. અંક ૧-૨

## દોહરો.

પત્ર આજ સુધરાઈનું, વિચરે દેશ વિદેશ.
ચાહ સુધરવું માનવી, તો ઝટપટ ચહડિ ખેશ. ૧



## ઈશવર સ્તુતી.

હરિગીત છન્દ

વિશ્વેશ વિશ્વાધાર છો, સુરસાથશિર શિરદાર છો;
નર નીચને નડનાર છો, હર હરકતો હરનાર છો.

તો કૃપાલો કરૂણા કરી, મનકામના જે મ્હે મથી;
તે પૂર્ણ કીજે, પૂર્ણ કીજે, પૂર્ણ કીજે પ્રેમથી. ૧

હો ઈશ! હો જગદીશ! હો, નિરાદીશ પાલક શીશપર;
છો બહુ પ્રતાપી ને અમાપી, સર્વ વ્યાપી ચરાચર.
જે ક્લેશ કરિને દેશ હિતનાં, કામ રોપે પ્રેમથી;
તે પૂર્ણ કીજે, પૂર્ણ કીજે, પૂર્ણ કીજે પ્રેમથી. ૨

છો સર્વ-જ્ઞાતા લોક-ત્રાતા, ગુણ ગવાતા વેદમાં;
જગવન્દ્ય પરમાનન્દ કંદ, કદી ન દીસો ખેદમાં.
રાજા પ્રજાની પ્રીતમાં, જે ખામિ હોય વેહેમથી;
તે પૂર્ણ કીજે, પૂર્ણ કીજે, પૂર્ણ કીજે પ્રેમથી. ૩

બહુ નામ છો ગુણ ગ્રામ છો, શ્રીરામ છો સહુ ઠામમાં;
તવ ધામ પામે પ્રાણી આમ, જપી આમ આઠે જામમાં.
જન-કામ-પૂરક ગ્રામ જેહ, તમામ જન ધન ક્ષેમથી;
તે પૂર્ણ કીજે, પૂર્ણ કીજે, પૂર્ણ કીજે પ્રેમથી. ૪

છો પુષ્ટિ સ્થિતિ લય સૃષ્ટિ કર, સમિ દૃષ્ટિથી અમિ-વૃષ્ટિ-કર;
આલોચ વ્યષ્ટિ સમષ્ટિ જગને, યષ્ટિ લઈ જન-કષ્ટિ-હર.
આ અષ્ટમું સૌરાષ્ટ્રદર્પણ, આદરૂં જે નેમથી;
તે પૂર્ણ કીજે, પૂર્ણ કીજે, પૂર્ણ કીજે પ્રેમથી. ૫

૧૦

---

# દ્રોણપર્વસાર

(ગયા અંકને પાને ૧૮૩ મેથી ચાલુ.)

(૫૦ ૫૦ સંબંધ—શ્રીકૃષ્ણે સુભદ્રાને સાંસતી કરી છે.)

સંજય કેહેછે કે હે રાજા!—શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સુભદ્રાની છાતી ભરાઇ આવી, અને અતિ દુઃખિત થઇ વિલાપ કરવા માંડયો. તે જોઈને દ્રૌપદી અને ઉત્તરા પણ ત્યાં આવ્યાં, અને તેઓ પણ કેટલુંક કલ્પાંત કરી, છેવટે ત્રણે જણ મૂર્છા ખાઇને પડયાં. શ્રીકૃષ્ણ આથી ફરી ઘણું ખેદાતુર થયા, અને તે ત્રણે ઉપર ટાઢું પાણી છાંટવા વિગેરે ઉપચાર કરી સોહો વળ્યા પછી પાછી કેટલીક સમજ દઈ, હિતનાં વચનો કહી, હોંશ ઉડી ગએલી અને થરથર કંપતી સુભદ્રા પ્રત્યે ફરીને બોલ્યા—સુભદ્રા! તું પુત્રનો શોક જરા પણ કર્યમાં. દ્રૌપદિ! ઉત્તરાને છાની રાખો. અભિમન્યુ ક્ષત્રિયોની યોગ્યતાને પોહોચ્યો છે. આપણા કુટુંબના બધા જણ અભિમન્યુના જેવી ગતિને પામો એમ હું માગું છઊં. અને અભિમન્યુએ જે કામ કર્યાં છે તેવાં હમે પણ કરીયે એમ ઇછું છું. ઈત્યાદિ રીતે તેઓને શાંત કરી શ્રીકૃષ્ણ પાછા અર્જુન પાસે આવ્યા. અને ત્યાં બેઠેલા સહુ રાજા, પાંડવો, અને અર્જુનને મળી, સ્રીગૃહમાં ગયા, અને રાજાઓ વિગેરે સહુ પોતપોતાને ઠેકાણે ગયા.

ત પછી શ્રીકૃષ્ણ અર્જુનના ઉતારામાં ગયા અને આચમન કરી એક ચોતરા ઉપર દર્ભની શય્યા પાથરી, તેને ચન્દન પુષ્પ અક્ષતવડે વિધિપ્રમાણે આયુધો આડએ પડએ મુકી શણગારી. ત પછી અર્જુને આચમન કર્યું અને સેવકોએ રાતરે કરવાનું ત્ર્યંબકનું બળીદાન અર્જુન દેખે એમ લાવી કર્યું. અર્જુને પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણને ગંધ-પુષ્પે શણગારીને બળિદાન

આગળ મુકયું. શ્રીકૃષ્ણે હસતે મોહોયે અર્જુનને શયન કરવાની રજા આપી; અને હું તારૂ હિત થાય એમ કરવા જાઉ છઉ; એમ કહી, દ્વારપાળોનો બંદોબસ્ત કરી, હથીયારબંધ રક્ષકોને ત્યાં રાખ્યો, દારૂકસારથિને ભેળો લઈ શ્રીકૃષ્ણ પોતાને ઉતારે આવ્યા.

શ્રીકૃષ્ણ શય્યામાં સુતા અને અર્જુન સંબંધી ઘણાક કાર્યની ગોઠવણના વિચારમાં પડયા. અર્જુનનું પ્રિય કરવા સારૂ યોગ વિદ્યાવડે અર્જુનનો શોક મટાડવાનો પ્રકાર નિશ્ચય કર્યો. તે રાતે પાંડવની સેનામાં કોઈ સુતું નહીં ને બધેને ઉજાગરો થયો. સહુ ગોઠવણી ઘડવા લાગ્યા કે—પુત્રના દુઃખથી અર્જુને જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા કરી, તો એ પ્રતિજ્ઞા કેમ પાર પાડી શકાશે? અર્જુને બહુજ કરડું કામ માથે લીધું છે અને તે પારઉતરે તો સારૂ. પુત્રને દુઃખે મ્હોટી પ્રતિજ્ઞા લઈ બેઠા છે પણ ભાઇઓ બધા પરાક્રમી, અને ઘણું લસ્કર દુર્યોધને જયદ્રથને માટે તૈયાર કર્યું છે. તે બધું નાશ કરી, જયદ્રથને મારી, અર્જુન પાછા આવે તો ઠીક. કાલ અર્જુન જયદ્રથને નહી મારી શકે તો પછે અગ્નિમાં બળી મરશે; કેમકે તે પોતાની પ્રતિજ્ઞા ખોટી કરી શકે એમ નથી. અર્જુન મરશે ત્યારે યુધિષ્ઠિર કેમ રહી શકશે? કારણકે પાંડવોની જીત બધી અર્જુન ઉપર છે. જો આપણે કાંઈ યજ્ઞદાનાદિ સારો પુન્ય કર્યાં છે તો, તે સર્વના ફળવડે અર્જુન શત્રુઓને જીતીને આવજો. એમ વાત ચિંતા કરતાં અને જયની આશા રાખતાં એ રાત અતિકષ્ટે પુરી થઈ.

એ રાતમાં શ્રીકૃષ્ણ જાગ્યા, અને અર્જુનની પ્રતિજ્ઞા સાંભરી, તેથી દારૂકને કેહેવા લાગ્યા કે—અર્જુને પુત્રના દુઃખથી પ્રતિજ્ઞા લીધી છે કે, કાલ જયદ્રથને મારીશ, અને તે સાંભળીને દુર્યોધન પોતાના મંત્રિઓની સાથે સલાહ કરવા બેસશે, તે જેમ જયદ્રથને અર્જુન મારી શકશે નહી એમ કરશે. તેની અક્ષૌહિણીબંધ સેના બધી જયદ્રથની રક્ષા કરશે. દ્રોણાચાર્ય પણ પોતાના

પુત્ર સહિત તેની રક્ષા કરશે, જેને ઇંદ્ર પણ જીતી શકે એમ નથી. તો કાલ સૂર્ય અસ્ત થયા પેહેલાં અર્જુન જયદ્રથને મારશે એમ હું કરવાનો છઉં. સ્ત્રી, મિત્ર, કુટુંબી આદિમાં અર્જુન વિના અતિ વાહાલું હુને બીજું કોઈ પણ નથી. અર્જુન વગરનો આ લોક હું મુહુર્ત માત્ર પણ જોઈશકું નહી. તેમ તે થાવાનું પણ નથી. હું એ બધાને એકાએક ઝીતી, અર્જુન સારૂ કર્ણ દુર્યોધન સહિતને મારીશ. અર્જુન સારૂ કાલ હું સંગ્રામમાં જે પરાક્રમ કરવાનો છઉં. તે સહુ જોશે. કાલ હજારો રાજા, અને સૈંકડો રાજકુવરો,હાથી ઘોડા સહિતને હું ભગાડીશ, અને મારા ચક્રવડે આખી સેનાને તું મુઈ દેખીશ. કાલ દેવતા અને ગંધર્વ આદિસહિત સર્વ લોક, હુને અર્જુનનો ખરો મિત્ર જાણશે. જે અર્જુનનો દ્વેષ કરેછે તે મારો દ્વેષ કરેછે, અને જે અર્જુનનેભજેછે તે હુને ભજે છે એમ નક્કી જાણવું. અર્જુન મારૂં અર્ધું શરીર છે. તારે ભળકડામાં માહારો રથ શાસ્ત્ર પ્રમાણે તૈયાર કરવો. તેમાં ગદા, શાંગ, ચક્ર, ધનુષ્ય, અને બાણ આદિ સર્વ સામગ્રી ભરી, બેસવાનું અને ગરૂડ ધ્વજનું સ્થાનક કરવું. સુવર્ણની જાળીનું છત્ર અને બલાહક, મેઘપુષ્પ, શૈબ્ય, અને સુગ્રીવ એ મારા ચાર ઘોડાને તૈયાર કરી, કવચ પેરી, તૈયાર થઈ, રથ લઈ ઉભજે. જયારે મારા શંખનો નાદ સાંભળ ત્યારે તરત રથ પાસે લાવજે. હું એક દિવસમાં ફુઈઆઈ ભાઈઓના ક્રોધ અને દુઃખ મટાડનારો છઉં, હું તમામ ઉપાય કામે લગાડીશ કે જેમ અર્જુન કૌરવોની દેખતાં જયદ્રથને મારે. અર્જુન જેને જેને મારવાનું ધારશે તેમાં તેમાં તે સફળ થાશે.

એ રીતનાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી દારૂક બોલ્યો કે, માહારાજ! અર્જુનનો જયજ થાય, પરાજય હોયજ નહી, જેના આપ સારથી થયા છો. અને આજ્ઞા પ્રમાણે ભળસકામાં બધું તૈયાર કરી રાખોશ.　(અધુરૂં)



હ. વ.

# દશકુમારચરિત્ર સાર.

## પ્રથમખંડ.

### કુમારોત્પત્તિ નામનો ૧ લો ઉચ્છ્વાસ.

દુનીયાના બધા શેહેરોમાં અગ્રગણ્ય, મગધદેશના ભૂષણ રૂપ અને સ્વર્ગ પુરીજેવું "પુષ્પપુરી"નામનું એક મોહોટું શેહેર હતું. ત્યાં અતુલ કીર્તિમાન, રૂપે કામદેવ જેવો, સૂર્ય સરખો તેજસ્વી અને કર્ણ સમ ઉદાર "રાજહંસ"નામે રાજા રાજ્ય કરતોહતો. રતિ જેવી સ્વરૂપવાન "વસુમતી"નામની તેની સ્ત્રી હતી. તેના 'ધર્મપાળ' 'પદ્મોદ્ભવ' અને 'સિતવર્મા' નામના બ્રૂહસ્પતિથી પણ વિશેષ બુદ્ધિમાન ત્રણ પ્રધાન હતા. આખા રાજ કારભારનો દોર તેમનાજ હાથમાં હતો, તથાપિ લાંચ જે મોટા મોહોટાને પણ ફાંસામાં લઈ લેછે તે પણ સદરહુ ત્રણ નીતિમાન પ્રધાનોના નિશ્ચય મનને ડગાવી શકી નહી. આ ચાર પ્રધાનોમાંથી સિતવર્માને 'સુમતિ' અને 'સત્યવર્મા' નામના બે પુત્ર થયા. ધર્મપાળને 'સુમંત્ર' 'સુમિત્ર' અને 'કામપાળ' એવાત્રણ પુત્ર થયા અને પદ્મોદ્ભવને 'સુશ્રુત' અને 'રત્નોદ્ભવ' એવા બે દીકરા આવ્યા. એ પ્રધાન-પુત્રો પુખ્ત ઉમરે પહોચ્યા પછી તમાંનો 'સિતવર્મા' ( સત્યવર્માનો દીકરો ) જેને ધર્મ ઉપર ઘણી આસ્થા હતી તેને લાગ્યું કે, આ સંસાર નશ્વર છે, ગંધર્વનગરની પઠે માત્ર આભાસ રૂપજ છે, માટે જો હું તેમાં અહંમમત્વ બાંધી રહીશ તો જન્મ મરણના ચક્રમાંથી કદી પણ છુટો થવાનો નથી. માટે ભૂમંડળ પર વિચરી યાત્રા કરવી એજ સારો રસ્તો છે. એમ ધારી, તે યાત્રાના હેતુથી દેશાટન કરવા નિકળ્યો. અને કામપાળ ( ધર્મપાળનો એક દીકરો ) ઘણોજ વિષયાશક્ત હતો તથી પોતાના બાપ તથા મોટેરાભાઈના હુકમમાં ન રહી સઘળી જીંદગી તેણે નાચ-રંગ વિગેરે નાનાપ્રકારના મોજ શોખમાંજ કાઢી, અને રત્નોદ્ભવ [ પદ્મોદ્ભવનો છોકરો ] વેપાર કા-

મમાં ઘણો દીર્ઘદર્શી હતા તેથી તણે વેપારીનો ધંધો પસંદ કર્યો, અને વારંવાર સમુદ્રને રસ્તે પરમુલકોમાં પોતાના દેશનો માલ વેચવા વાસ્તે તેમજ પર મુલકનો માલ પોતાના દેશમાં લઈ આવવા વાસ્તે આવ જા કરતો હતો. અને બીજા પ્રધાન-પુત્રોએ પોતાના બાપ દાદાનો પ્રધાનવટીનો ધંધો જ પસંદ કીધો, અને પોતાના બાપના મરણ પછી તેઓજ રાજ હંસ રાજાના પ્રધાન થયા. એક વખ્તે માળવ દેશનો 'માનસાર' નામનો રાજા મગધ દેશ, જે તે વખ્તે સર્વોત્તમ ગણાતો હતો ત ઉપર જય મેળવવા માટે મોટું લસકર લઈ આવ્યો; અને પુષ્પપુરીથી અર્ધ માઇલને છેટે પડાવ નાંખ્યો. આ વખ્તે સાંજ પડવા આવી હતી તોએપણ તુરતજ ત્યાંના રાજા રાજ હંસને કેણ મોકલાવ્યું કે—જો તમાગમાં લડવાનું સામર્થ્ય હોય તો સહવારમાં આગળ આવજો, નહી તો મારે શરણે થજો. આ વચ ન સાંભળી રાજા જરા હસતે મોઢે બોલ્યો કે—જેનામાં ખરૂં શૌર્ય હોયછે તે મોઢેથી બકતા નથી. પણ પોતાનું પરાક્રમજ બતાવી આપેછે કહ્યું છે કે—

"नहिशूराविकत्थन्तेदर्शयन्त्येवपौरुषं."

માટે આત્મશ્લાઘાએ ખરેખરી નબળાઈની નિશાની છે. જા, તારા રાજાને કહેકે અમારૂં લસકર તો લડાઈની વાટ જોઈનેજ બેઠું છે.એમ કહીને પ્રતિપક્ષી દૂતને રજા આપી. પછી સવારમાં પોતે બધું લસકર સજ્જ કરી શેહેરની બ્હાર આવ્યો. આ વખ્તે ૪ ઘડી દિવસ ચઢયો હતો. સૂર્યના તડકામાં સ્વારોનાં ભાલાં નાં ફૂળાં ચળક ચળક થતાં હતાં. શત્રુના લસ્કરી માણસોનાં મ્હો સ્સ્તો લાગવાથી ઝાંખાં જણાતાં હતાં. એથી ઉલટાં મગધરાજાનાં માણસોનાં મુખ તો સ્વાભાવિક તેજસ્વી હતાં, અને તેની સાથે યુદ્ધનો જુસ્સો મળવાથી ઉદય થતા સૂર્યની માફક પ્રકાશતાં હતાં. હવે લઢાઇની ગોઠવણ થવા માંડી. સવાર સામે સાવાર, રથી સામે રથી, અને પાળા સામે, પાળો. એવી રીતે

લડવાને તઇયાર થયા પછી લડાઈ શીરૂ થઈ. બંને પક્ષવળા તરફથી બાણનો વરસાદ વરસવા માંડયો, તે એટલે સુધી કે, એટલામાં કોઇ પક્ષી પણ સંચરી શકતું નહોતું. કેનો જય થાય છે તે જોવા માટે દેવતાઓ વિમાનમાં બેશી આકાશમાં ફરતા હતા તેમજ વીરપુરૂષો જે યુદ્ધમાં સામે પગલે પોતાના પ્રાણ ખુવે તેમને વરવા માટે દેવકન્યાઓનાં પણ અંતરિક્ષમાં ટોળે ટોળાં મળ્યાં હતાં. એવી રીતે ૨૦ દિવસ લડાઈ ચાલી અને અંતે મગધ રાજાનો જય થયો. તુરતજ સૈન્યમાં જયનાં વાજાં વાગવા માંડયાં. મગધ રાજા રાજહંસે માનસારને જીવતો પકડી લીધો, અને પોતે કરૂણાળુ હતો તેથી તેને છોડી દીધો; એટલુજ નહી બલકે તેનું રાજ્ય પણ પાછું સોપ્યું. હવે રાજહંસનો કોઇ શત્રુ રહ્યો નહી તેથી જો કે તેના અંતઃકરણને શાંતિ મળવાનો સંભવ હતો પણ તેમ થયું નહી, તેને પેટ પુત્ર નહતો તેથી કાચના મેહેલ, બાગ, બગીચા, વિગેરે રાજ્યનાં અનેક સુખ દુઃખરૂપ જણાવા લાગ્યાં, અને પોતાના મરણ પછી પિતૃને પિંડ કોણ આપશે, ને રાજ્ય કોના હાથમાં જશે? એ બે ચિંતા તેના મનમાં હમેશ થયા કરતી હતી.

અરે અર ચિંતા એ ઘણોજ ભયંકર રોગ છે તે મટવા માટે ધન્વંતરી જેવા મોહોટા મોહોટા વૈદ્યના શ્રમ પણ કામ લાગતા નથી. અને શરીર દિવસે દિવસે ક્ષીણ થતું જાય છે. કહ્યું છે કે,

चिंताचितासमाप्रोक्ताचिंतेयंबिंदुनाधिका ॥
सजीवंदहतेचितानिर्जीवंदहतेचिंता ॥ १ ॥

ચિતા અને ચિંતા એ બરાબર છે પણ "ચિંતા" શબ્દમાં એક બિંદુ [મીંડુ] વધારેછે માટે તેનો અર્થ પણ ચિતા કરતાં વિશેષ છે. તે એવી રીતે કે "ચિતા" નિર્જીવ માણસને બાળેછે પણ 'ચિંતા' સજીવ માણસને બાળેછે. આ પ્રમાણે

એ માનસિંહ રાજાને પણ થયું. તેનું શરીર પ્રતિદિન કૃશ થવા માંડયું, અને ચાંબડીનો રંગ પણ કાળાશપર આવવા માંડયો. હવે જે વસ્તુ અપ્રાપ્ય છે તે પ્રાપ્ત થવા માટે માણસ અત્યંત પ્રયત્ન કરે છે તે પ્રમાણે રાજહંસ રાજાએ પુત્ર થવા માટે ઘણા ઉપાયો કર્યા, પણ જયારે તે સઘળા નિષ્ફળ ગયા ત્યારે તેણે વિચાર્યું કે, હવે તો ઇશ્વરની નિષ્કામ ભક્તિ કરવી એજ સારો રસ્તો છે. ફાંફાં મારવાથી કંઇ પણ વળવાનું નથી. એવો પોતાના મનસાથે દૃઢ નિશ્ચય કરી, તેણે હમેશ ચરાચર જગતના કારણ ભૂત વિષ્ણુનું પૂજન કરવાનો નિયમ લીધો. વિષ્ણુ પૂજનની સમાપ્તિની અંતે તે નીચે પ્રમાણે તેની સ્તુતી કરતો.

હે વિષ્ણુ! તું અરૂપી, નિર્ગુણ અને અવિકૃત છતાં પણ, સાકાર સગુણ જગતનું કારણ છ. તું અદૃશ્ય છતાં પણ મહાત્માઓ વિવેક દૃષ્ટિવડે તને દેખેછે, પ્રાંણી માત્રને અભિવૃદ્ધિ સંરક્ષણનાં સાધનો તેજ આપ્યાં છે.માટે તે તારાં ઉપકાર્ય છે અને તું તેના ઉપકારક છ. પર્વતો અને તેમાંથી નિકળતી નદીઓ, વૃક્ષો, અને તેના રંગબે રંગી ફુલ, અને મયૂર વિગેરે પક્ષીઓ તથા તેના પીછામાં કરેલી ચિત્ર રચના એ સઘળું જોઇ તારો અપાર શકિતનો આભાસ પણ અમારા મનમાં આવતો નથી. તું અદલ ઈનસાફી છ માટે લોકોને સુખ દુઃખ કર્માનુસાર આપ્યા વિના રેહેતો નથી. માટે જે લોકો અમને તું ઈચ્છિત ફળ આપ્ય એમ માગેછે. તે ભૂલ કરેછે. એવી રીત સ્તુતિ કરીતે પોતાનું રાજ્ય કામ ચલાવતો.

એક દીવસ પાછલી રાતે વસુમતીરાંણીને સ્વપ્ન થયું કે, કોઇયે ખોળામાં કલ્પ વૃક્ષનું ફળ નાંખ્યું. આ સ્વપ્ન તેણીયે સવારમાં ઉઠી રાજાને કહ્યુ. એટલે તે ઘણોજ ખુશી થયો અને કહ્યુ કે થોડા દીવસમાં ઈશ્વર આપણને પુત્ર રત્ન આપશે.

આ વાતને બે માસ નહી વીત્યા તે દરમીયાન રાણીના અંગમાં ગર્ભીણીનાં ચિન્હ જણાવા લાગ્યાં. કડનો ભાગ જાડો થવા માંડયો. મોહોડા ઉપર પીળાશ આવતી ગઈ અને ખાવા પીવામાં પણ નવી વસ્તુઓની ઇચ્છા થવા લાગી. રાજાને જ્યારે પોતાની સ્ત્રીને ગર્ભ રહ્યાના ખબર થયા ત્યારે તે બેહદ ખુશી થયો. તેના શરીરનો રંગ જે ચિંતાથી સાંમળો થઈ ગયો હતો તે હવે ખીલવા માંડયો અને શરીર પણ પુષ્ઠ થવા માંડયું. એમ કરતાં આઠ માસ થયા એટલે પોતાના તાબાના રાજાઓને બોલાવી સીમંતમહોત્સવ કર્યો. અને પોતાની સંપત્તિ મુજબ દ્રવ્ય ખરચ્યું. એ ઉત્સવ થઇ રહ્યા બાદ, કેટલેક દાડે રાજહંસ રાજા કચેરીમાં બેઠો હતો ત્યાં પ્રતિહારીએ ( દેવડીદારે ) આવીને હાથ જોડી કહ્યું કે રાજાધિરાજ! આપની દોઢીયે કોઈ સન્યાસી આપને મળવા આવેલ છે. આ સાંભળી રાજાયે તેને તેડી લાવવા હુકમ દીધો. તેથી પ્રતિહારીએ યતિને રાજાપાશે તેડી લાવ્યો. તેને જોઇનેજ રાજાએ જાણ્યું કે, જે ચારને મેં યતિને વેષે માનસાર રાજાની ચર્ચા જોવા મોકલ્યો હતો તેજ આ યતિ છે. પછી રાજા કચારી બરખાસ કરી પોતાના ૩ મંત્રીઓ સાથે યતિ વેષ ધારી ચારની સાથે વાત કરવા એકાંતમાં બેઠો. રાજાએ કહ્યું કે, ભાઇ! તું યતિ વેષ ધારણ કરી માળવા દેષમાં માનસારની ચરચા જોવા ગયો હતો. માટે તું શું નિશ્ચય કરી આવ્યો તે કહે. આ સાંભળી ચાર બોલ્યો કે મહારાજ રાજાની આંખ્ય તો ચાકરજ છે. માટે ચાકરે રાજાને છેતરવો ન જોઇયે. એટલા માટે જે વાત ખરી છે તે કહું છું. પછી તે આપને પ્રિય લાગે યા અપ્રિય લાગે. કિરાત કાવ્યમાં યુધિષ્ઠિરને દૂતે કહ્યુ છે કે,

प्रजासुयुक्तैर्नृपचारचक्षुषोनवंचनीयाः प्रभवोनुजीविभिः॥
अतोर्हसिक्षन्तूमसाघुसाधुवाहितंमनोहारिचदुर्लभवचः॥ १ ॥

અર્થ—કામમાં યોજેલા ચાકરોએ પોતાના સરદારો, કે જેમની આંખ્ય માત્ર ચાકરોજ છે તેમને છેતરવા નહી, માટે ( જે હું કહુંછું તે ) જો કે સારૂ યા નરતું હોય તોએ પણ ક્ષમા કરશો. હિત અને મનોહર વચન મળવું તો મુશકેલ છે. એમ કહી તે બોલ્યો—મહારાજા! આપે માનસારનો પરાજય કર્યો તથી તને ઘણું માઠું લાગ્યું. પણ આપને જીતવા માટે તણે મહાકાળેશ્વર ઉપર અત્યુગ્ર તપ આદર્યુ, જેથી મહાદેવે પ્રસન્ન થઇ એક તેને અજીત ગદા આપી છે. તે ગદા લઈ મોહોટા લસકર સહીત આંહી આવે છે માટે આપે જે ઉપાય કરવો હોય તેમાં ઢીલ કરવી નહી. એ સાંભળી મંત્રીયો બોલ્યા કે મહારાજ! માનસારપાશે બે બળ છે એક દૈવી અને માનુષી અને આપણી પાશે એક માનુષી બળજ છે માટે આપણો જયથાય એવો સંભવ જણાતો નથી. કદીને આપણા તાબાના રાજાનું સૈન્ય આપણી સહાયતાને માટે આવે તોએ પણ દૈવી બળનોજ અંતે જય થશે એ નિશ્ચય સમજવું; માટે આવખ્તે કિલ્લામાં ભરાઈ બેસવું એજ સારો ઉપાય છે. એ સાંભળી રાજા બોલ્યો કે, જ્યારે પોતાના પક્ષના લોકો નાહિમ્મતની વાત કરે અને પરપક્ષનો પ્રશંસા કરે ત્યારે પરાજય થયા વગર રહેતો નથી, માટે તમારાં આ નિર્વીર્ય વચન જે મેં આ પ્રસંગ શીવાય તમારે મોઢેથી કોઇ દિવસ સાંભળ્યાંજ નહોતાં તે આ વખ્તે મને ભય ઉત્પન્ન કરેછે. આ વખ્તે તો તમારે મને હીંમત આપવી જોઇયે ગમે તે થાય તોપણ કિલ્લામાં ભરાઈ રહી માહારા બાપ દાદાના યશશ્ચંદ્રને કલંકિત કરનાર નથી. એમ કહી મંત્રિઓને હુકમ આપ્યો કે, લસ્કરની તઇયારી કરાવો અને તાબાના રાજાઓને તેમનાં લસ્કર સહિત બોલાવવા માટે પત્ર લખો. રાજાનો હુકમ પ્રધાનો માથે ઉઠાવી ઘેર ગયા.

બીજે દિવસ લસ્કરની તઈયારી થવા માંડી. લડાઇને માટે જે સાંમાન

જોઇયે તેટલો તઇયાર થવા માંડયો, અને તાબાના રાજાઓ લસ્કર સહિત ગામમાં આવવા લાગ્યા. થોડા દિવસમાં સઘળું લસ્કર તઇયાર થઇ રહ્યું. એક દિવસે એક દૂતે આવી કહ્યું કે, માનસારનું લસ્કર શેહેરથી ૩ કોશ દુરછે. એ સાંભળી રાજહંસે પોતાની ગર્ભવતી સ્ત્રીને કારભારીની સલાહથી મૂળ નામના પુરૂષ સાથે થોડાં એક માણસ સહિત શેહેરથી થોડે દૂર વિંધ્યાચળના વનમાં મોકલી દીધી, અને પોતે સઘળું લસ્કર લઇ શેહેરની બહાર પડાવ કર્યો. ( અધુરૂં )

હ૦ ક૦

# શબ્દ અનાદી

[ગયા અંકને પૃષ્ટ ૧૮૯ થી ચાલુ]

બન્ને પક્ષવાળાની દલીલ તપાસતાં જણાયછે કે, એક બીજા અરસપરસનું બોલવું સમજ્યા વગર જુદા મત ધારી બેઠા છે. ન્યાયવાળા જે શબ્દને માટે દલીલ આપેછે. તે સ્ફોટ યાને ધ્વન્યાત્મક બોલને માટેજ છે; એટલે બીજી રીતે કહીયે તો ન્યાયવાળાનો શબ્દ અને મીમાંસાવાળાનો શબ્દ એ બે જુદીજ વસ્તુ છે. બે જુદી જુદી વસ્તુ લઈ સહુ સહુની દલીલ આપે જાય તો કદી અંત આવેજ નહી. પ્રથમ વસ્તુ મુકરર કરવી જોઈયે અને તેમાં બંને પક્ષવાળા મળતા આવે તો પછી તકરાર આગળ ચલાવવી ન્યાયસર છે. આ તો નીકળ્યા ત્યાંથી જુદા પડ્યા તો ભેળા કેમ થાય? મીમાંસાવાળા જેને શબ્દ કહેછે તેવા શબ્દની હયાતી વિષે યુરોપમાં એક વખત તકરાર ચાલી હતી. તેઓ એમ માનતા કે હમેશાં અવાજ થયા કરેછે પણ આપણા કાન એ સૂક્ષ્મ અવાજ સાંભળી શકતા નથી. આજ કાલ તો તે મત કવિ અને નાટકકારોની કલ્પનામાંજ

રહ્યા છે. મિલ્ટન અને સેકસપીયરના ગ્રંથમાં આ સંબંધિ ઇસારત વારંવાર આવેછે.

જેમિનિની દલીલ એકેએક તપાસતાં બોલનારનું મ્હો બંધ કરે એવી છે, પણ મુળ સિધ્ધાંત્ત સજડ બેસારી મનમાં ખાતરી કરે એવી નથી. પ્રથમ દેખાવે તે દલીલો એવું જોર બતાવેછે કે, હવે કાંઇ બોલવાનો રસ્તો નથી પણ મનમાં એમનું એમ અધડક રહેછે. તેની છેલ્લી દલીલ એ છે કે કારણ વિના કાર્ય હોય નહી. અને આપણે જે કાંઇ ઓળખી રાખીયે છઇયે તે આગળ સાંભળેલ શબ્દના સંસ્કારવડે. જો શબ્દનો અંત, તે સંભળાતો બંધ પડયો ત્યારેજ આવતો હોત તો પછી તે શબ્દ થયેલા સંસ્કારનું કારણ નથી. સંસ્કાર કારણ વગરનો હોય નહી. અને તે ન હોય તો ઘણા દિવસ પછી તે શબ્દ બોલાય નહી, અને તેનો અર્થ સમજાય નહી. આ દલીલે જેમિનિ જેવા વિદ્વાનના મનને તૃપ્ત કેમ કર્યું હશે? એ ખરેખર આશ્ચર્ય લાગેછે. જેમિનિનો અભિપ્રાય કદાચ એમ જણાયછે કે, જ્યાં સુધી કાર્ય છે ત્યાં સુધી કારણની હયાતી હોવીજ જોઇયે. આ અભિપ્રાય હોય તો તે ઉપર ઉપરથી ખરો છે, પણ માહેથી બીલકુલ વજન ધરાવતો નથી; કારણ આપણે ઘણી વખત જોઇયે છઇયે કે, કારણ બંધ પડ્યા પછી પણ કાર્ય રહેછે. કોઇ ધાતુના વાસણને ટકોરો મારીયે તો રણકારો બોલેછે; તે રણકારો કાર્ય રૂપે છે, અને તેનું કારણ ટકોરો છે, પણ તે ટકોરો જ્યાં સુધી રણકો થયા કરેછે ત્યાં સુધી તેના કારણ રૂપે રહેતો નથી. કુંભાર ટપલું મારી અમુક આકૃતિ માટીમાં કરેછે. તેમાં તે આકૃતિનું કારણ ટપલાનો માર છે, પણ તે ટપલાનો માર જ્યાં સુધી આકૃતિ રહે ત્યાં સુધી રહેતો નિયમ નથી. તેમ શબ્દવડે સંસ્કાર આપણા મગજમાં થાયછે પણ તે ઉપરથી એમ નથી નિકળતું કે, જ્યાં સુધી સંસ્કાર રહે ત્યાં સુધી શબ્દ પણ હોવોજ જોઇયે. શબ્દથી સંસ્કાર થાયછે તે શું છે?

અને સાંભળેલ શબ્દ બોલવો હોયછે ત્યારે બોલી શકીયે છઈયે, અને કોઈ બીજો બોલેછે તે એકદમ સમજી શકીયે છઈયે, તે શાથી? એ વિચાર ઘણા બારીક અને જુદે પ્રસંગે કરવા યોગ્ય છે; કારણ તેને માટે આપણા મર્જ્ઞ-જનો બાંધો, મનશકિતનાં જુદાં જુદાં કામ અને તે સાથી કરી શકેછે એ વિસ્તારેથી કેહેવું જોયે, પણ ચાલતા વિષયને લગતું એટલું તો કેહેવું જોઇયે કે, શબ્દ અને તે સંસ્કારની વચેનો સંબંધ, માટી અને માટીનાં વાસણ, ધાતુ અને ધાતુનાં વાસણ અને લુગડુ અને લુગડાના અન્તર પટની વચે જેવો સંબંધ છે તેના જેવો નથી. એટલે એકનો લોપ કલ્પીયે તો બીજાનો લોપ થાતો નથી. તેમ એક ટકે ત્યાં સુધી બીજો ટકેજ એમ મનાતું નથી.

કાંઇ આપણે પેદા કરી શકતા નથી. જે આગળ હતું તેનો ઉપયોગ કરીયે છઈયે. એ જૈમિનિનો મૂળ સિદ્ધાંત્ત માન્ય રાખીએ તો જગતમાં સર્વ અનાદી ઠરે અને તેથી જે મત સ્થાપવા જૈમિનિ ઇચ્છેછે તે મત સાવ ઊંધોજ વળે. આપણે જે ક્રિયા અથવા કામ કરીયે છઈયે તે હતુંજ; આપણે તો માત્ર તેનો ઉપયોગ કર્યો એમ કદી સિદ્ધ થાયજ નહી, અને ડગલે ડગલે એટલી હરકતો આવે કે, તે સિદ્ધાંત કરતાં અપવાદ ઘણા કરવા પડે.

(અધુરૂં)

વ. મ. અ.

---

# વિધવાવચનવિશે.

### રાગ પરજ.

કહેછે વિધવા નારી રે, ટાળો હિંદુ રીત નઠારી. ટેક.

લઘુ[1] વયમાં વરાવી મુને, મોહોટી જાણી મુજ ન્યાત;
કુલીન[2] પતિને પસંદ કીધો, ભેળી કરી નિજજ્ઞાત. કહે૦ ૧
સ્વરૂપ ગુણ ને વય ન જોયાં, નજોયાં તેનાં શીલ;
સાઠ વર્ષથી વિશેષે વયનો, જોયો કાઠાળો નીલ;[3] કહે૦ ૨
ચોકવીશે જ્યારે ચોરીયેં ચઢી, નજરે નરખ્યો નાથ;
ફાળ પડી મુજ હૃદયમાં, જ્યારે ગ્રહ્યો હથેવાળે હાથ. ૩
પેહરામણી આપી મુજને વળાવી, આણી નેત્રમાં નીર;
વર્ષ વીતા પછી પતિ મહારાને, વૃદ્ધિ પામ્યો ક્ષય૪ વીર. કહે૦ ૪
વ્યાધી વધ્યા પછી પાંચમે માસે, પીયુયે છોડયા પ્રાંણ;
ભાગ્ય હીણીના કેશ ને ચૂડો, ઉતારી નંખાવ્યા જાણ. કહે૦ ૫
વર્ષ વીતા પછી પોતાને ઘેર, તેડી ગઈ મુજ માત;
ખાવું ન સુઝે કે કામ ન બુઝે, પીયુ તણો વલોપાત. કહે૦ ૬
જાણ્યું મને પીયરમાં તો, સુખ મળશે વીશેષ;
પણ વર્ષ પાંચ જ્યાં વીતયાં નહી ત્યાં, ભાભીયે માંડયો કલેશ. ક. ૭
જુદી રાખી મુજને એક ઠાસે. કરાવે પિયારાં કાંમ;
પોષણ કરવાને હરકત આવેતો, કઇ પેરે ભજવા રામ. કહે૦ ૮
કામ વ્યાપ્યાથી કામાંધ થઈ, પણ જાત તણી મન બીક;
આ અવસરે જાણું છું મનમાં, આતમહત્યા કરવી ઠીક. કહે૦ ૯
વળી વીચારતાં મનમાં જાણું છું, સાતજન્મ[5] આ દુઃખ;

---

૧ બાળપણું. ૨ કેહેવાતું કુળ. ૩ એક જાતનો વાનરો. ૪ ક્ષયનુ દરદ વધીગયુ, ૫ હિંદુ શાસ્ત્રમાં કહેલ છે કે આતમ હત્યા કરનારને સાત જન્મ એનો એ અવતાર આવેછે પણ ડાહ્યા પુરૂશો એ આતમહત્યા કોઈ ન કરે માટે બીક દેખાડી હોય એમ લાગેછે.

ભોગવવું પડશે મુજને, ત્યારે કઈ પરે પામીશ સુખ. કહે૦ ૧૦
વિધવ્‍વાઓને સધવાઓ, કરવા સર્વે કરોને ઉપાય;
ગૌરીશંકર કહે એ થકી જનમાં, આતમહત્યા ન થાય. કહે૦ ૧૧

દોહા.

વરણ વિધવા નારનું, કરતાં કષ્ઠજ થાય;
સધવા થવા સાહેબો, સર્વે કરો ઉપાય. ૧

ગૌરીશંકર વિ૦ જેશંકર.
ભા૦ તા૦ બેધા૦ નિ૦ મે૦.

# શારીરવિદ્યાવિશે

આ ચોપાનિયાના દરએક અંકમાં વૈદકશાસ્ત્ર સંબંધી એકાદો વિષય આવે તો વધારે ઉપયોગી થાય, એવી આ ચોપાનિયાના કેટલાએક હોંશીલા તથા શોખી વાંચનારાઓની ખાયેસ તથા ભળામણ ઉપરથી એવી ગોઠવણ કરવામાં આવી છે કે, હવે પછી આ ચોપાનિયામાં વૈદકશાસ્ત્ર સંબંધી એકેક વિષય દાખલ કરવામાં આવશે.

સરવે કોઈ કબુલ કરશે કે, વૈદકશાસ્ત્ર સંબંધી લખાણ કરવું એ ઘણું મુશકેલ અને કઠણ કામ છે. વળી વિશેષે કરીને જેઓને એ બાબત વિશેનું જ્ઞાન નથી હોતું તેઓ સારી રીતે સમજી શકે અને એવા વાંચેલા વિષયો ઉપરથી પોતાની સ્મરણશક્તિમાં વધારો કરી શકે એવા શખસોને આ ચોપાનિયુ વાંચવાની ઉલટ વધે અને તેઓના જેટલો અમુલ્ય વખ્ત રોકાય તેટલો તેઓને બદલો અથવા લાભ મળે, એવા હેતુથી આ બાબત વિશે

૬ રાંડેલી. ૭ પરણેલી.

જેમ બનશે તેમ સેહેલા અને સાધારણ શબ્દોથી, તથા સમજ પડે એવી સાદી ઈબારતથી લખાણ કરવામાં આવશે. તોપણ એવા વિષયો ઘણા કઠણ હોવાથી કેટલીએક વખત શોખીલા વાંચનારાઓને કોઈ બાબતવિશે સમજ નહી પડે તો તેઓ જો મેરબાની કરીને આ ચોપાનિયા દ્વારાએ ખુલાસો માગશે તો ઘણી ખુશીથી બીજા અંકમાં તે નહી સમજ પડેલી બાબતનો ખુલાસો કરવામાં આવશે; અને વળી તેની સાથે એવી પણ નમ્રતા પૂર્વક વિનતિ કરવામાં આવેછે કે, એમાં કાંઈ પણ દોષ અથવા ખામી હોય તે દરગુજર કરીને તેમાંનો સાર ગ્રહણ કરવો, અને જે કોઈ સાહેબ તેમાંથી કાંઈ પણ સુધારો કરવાની યોગ્ય સૂચના કરશે તો તેમનો મોહોટો આભાર માનવામાં આવશે.

દરેક મનુષ્યને પોતાના શરીર વિશે થોડું ઘણું જાણવાની ખરેખર જરૂર છે. કેમકે તેથી કરીને તે સહુ પોતાની તન્દુરસ્તી જાળવવાને શક્તિમાન થાયછે. અમે એમ કેહેવા નથી માગતા કે, દરેક સખસે વૈદકશાસ્ત્ર સારી પઠે શીખીને વૈદોના જેટલું સંપૂર્ણ જ્ઞાન મેળવવું જોઈયે, પણ આપણા શરીરના ભાગોનું તથા શરીરની અન્દરની ક્રિયાઓનું સાધારણ જ્ઞાન હોય-તો આપણી તબીયત જાળવવાને આપણને ઘણો લાભ થાય એવું સાધારણ જ્ઞાન માણસ અવકાશ અથવા ફુરસદને વખતે મેળવી શકેછે. આપણે કબુલ કરશું કે, દરએક મનુષ્યને ફુરસદનો વખ્ત ઘણોજ થોડો હોયછે, અને તે વખતમાં ઘણાં કામો કરવાનાં હોયછે એટલે વૈદકશાસ્ત્ર ઉપર લખેલા ગ્રન્થોમાંથી જ્ઞાન મેળવવું મુશકેલ થઇ પડેછે. વળી ઘણુંકરીને આપણા વૈદકશાસ્ત્રના ગ્રંથો સંસ્કૃત ભાષામાં અથવા અંગરેજી વૈદકશાસ્ત્રની રીતિ પ્રમાણે અંગ્રેજીમાં હોયછે; એટલે જો સંસ્કૃત અથવા અંગરેજી ભાષાનો સારો અભ્યાસ કીધો હોય તોજ સારૂં જ્ઞાન મેળવી શકાયછે; ત્યારે સાધારણ જ્ઞાન આવી જાતિના વિષયો વાંચવાથી ચોપાનિયા દ્વારાયે મનુષ્યને

મળી શકેછે.

આ ચોપાનિયું વાંચનારા કેટલાએક ગ્રહસ્થોને જ્યારે સૌરાષ્ટ્રમાં ગીરનાર, સોમનાથ વિગેરે જગાઓ જોવાનું મન થાયછે; અથવા કેટલાએકોને મુંબઈની ટંકશાળ, ગોદી, કાપડના સાંચા ઈતયાદિ જોવાનું મન થાયછે. અને થોડે, ઘણો ખરચ કરીને તથા મુસાફરીનું દુઃખ વેઠીને પણ તેમનો ધારેલો મનો. રથ પાર પાડેછે. તો આપણા શરીરના સાંચાઓના કેટલાએક ભાગો; જેવા; કે– ફેફસાં, રૂદય, પકવાશય, મુત્રપિંડ, મુત્રાશય શરીરમાં લોહીનું ફરવું, પકવાશયમાં અન્નને પાચન કરવાની ક્રિયાઓ, ફેફસામાં દમ લેવાની ક્રિયાઓ, ઈત્યાદિ જાણવાને શું આપણું મન નહી થાય? અલબત્તાં એવી જાતની જીજ્ઞાસા પણ આપણ દરેકમાં હોવી જોઈયે; અને એ ખોટ પુરી પોડવાને આ ચોપાનિયાએ એવું મુશકેલ કામ માથે લીધું છે; તો આશા રાખવામાં આવેછે કે, તે કામ સર્વશક્તિમાન ઈશ્વર પાર પાડે. અને આ ચોપાનિયાનો ઓહોળો ફેલાવો થાય કે, જેથી કરીને એવા વિષયો ઘણા જણાના વાંચવામાં આવે અને લખાનારની ઉમેદ બર આવે.

જેમ આપણે ઘર બાંધતી લખ્તે પાયો મજબુત બંધાવીયે છઈયે; તેજ પ્રમાણે વૈદકશાસ્ત્ર સંબંધી જ્ઞાન મેળવવાને શારીરવિદ્યાની ખરેખરી જરૂર છે. અને પ્રથમ શારીરવિદ્યાનું થોડું અને વાંચનારાઓને દરએક વિષયમાં સમજ પડે એવું જ્ઞાન થયા પછી બીજા રસીલા અને ઉપયોગી વિષયો ઉપર લખાણ કરવામાં આવશે.

શારીરવિદ્યા સંબંધી જ્ઞાન મેળવવાને આપણો પાયો શું છે? અને તે કેવી જાતનો બાંધેલો છે; તે વિશે પ્રથમ વર્ણન કરવાની જરૂર છે. કોઈ સક્ષ સવાલ પુછશે કે તે પાયો કયો? તો તેનો જવાબ એટલોજ છે કે, તે પાયો આપણા શરીરનું હાડપંજર છે; અથવા જેને ઇંગ્રેજીમાં "સ્કેલીટન" કહેછે. એ હાડપંજર શાનું તથા તથા શી રીતે બનેલું છે તે વિશે થોડું બોલવાની

અગાઉ આપણું આખું શરીર શાનું બનેલું છે તથા કેટલા વિભાગોથી જોડાએલું છે તે વિશે થોડુંક બયાન પ્રથમ કરવાની જરૂર છે.

આપણા શરીરના જુદા જુદા ૭ વિભાગો નીચે મુજબ કરવામાં આવ્યા છે.

૧ હાડકાં અથવા અસ્થિ. ૨ સાંધા.
૩ માંસના લોચા. ૪ લોહીની નસો.
૫ જ્ઞાનતન્તુ મગજ સહિત. ૬ ઇન્દ્રિઓ.
૭ શરીરના અવયવો જેવાં કે,
પક્વાશય, રૂદય ઈત્યાદિ.

ઉપર કહેલા ૭ વિભાગોનો ઉપયોગ જાણવાની વીચનારની ખાયસ થાય માટે તે આ ઠેકાણે ટુંકામાં જણાવવાની જરૂર છે.

૧, હાડકાં અથવા અસ્થિ, એ આપણા શરીરના મુખ્ય પાયો છે.

૨. સાંધાથી કરીને આપણા શરીરનાં જુદાં જુદાં હાડકાં જોડાયેલાં છે; જેમકે આપણા ઘરનાં બારી બારણાં બડિયાં વિગેરેથી જોડાયેલાં છે તો તેમજ આપણા શરીરમાં પણ બડિયાં રૂપી સાંધા છે.

૩. માંસના લોચાથી આપણા શરીરની હીલચાલ થઇ શકેછે.

૪, લોહીની નસોથી કરીને શરીરના દરએક ભાગને ખોરાક મળેછે.

૫. જ્ઞાનતન્તુથી કરીને જુદા જુદા અવયવો અથવા ભાગો જાણવાની શકિત આવેછે, તથા કેટલાએક અવયવો અથવા ભાગો પોતાનું કામ નિયમસર કરેછે; એ વિશેનો વધારે ખુલાસો હવે પછી કરવામાં આવશે.

૬. ઈન્દ્રિઓ જેવી કે સ્પર્શ કરવાની, સુંઘવાની, સાંભળવાની, જોવાની અને સ્વાદ લેવાની ઈત્યદિ કે, જેથીકરીને બાહારની સરવે વસ્તુ ઓળખી કાહાડવાને આપણે શકિતવાન થઇયે છઈયે. એ દરએક ઈન્દ્રિઓનાં સ્થાન પણ જુદાં જુદાં છે. જેમકે—

૧. જોવાની ઈન્દ્રિનું સ્થાન— નેત્ર અથવા આંખ.

૨. સાંભળવાની ઈન્દ્રિનું સ્થાન—કર્ણ અથવા કાન.

૩. સુંઘવાની ઈન્દ્રિનું સ્થાન— નાસિકા અથવા નાક.

૪. સ્વાદ લેવાની ઇન્દ્રિનું સ્થાન—જીવ્હા અથવા જીભ.

૫. સ્પર્શકરવાની ઈન્દ્રિનું સ્થાન—ત્વચા અથવા ચાંબડી.

૭. શરીરના અન્દરના ભાગના અવયવો જેવાકે પક્વાશય, મૂત્રાશય, મૂત્રપિંડ, પીત્તાશય, રૂદય ઈત્યાદિ. તે દર એકના જુદા જુદા ઉપયોગ ખુલાસેથી હવે પછી જણાવવામાં આવશે.

આપણા શરીરના જુદા જુદા ૭ વિભાગોનું થોડું એક ઉપર બયાન-કર્યા પછી હવે હાડપંજર વિશે વર્ણન કરવાનો આરંભ કરવામાં આવેછે.

હાડપંજર અટલે હાડકાનું પાંઝરૂ અથવા અસ્થિનું ઘર. કે જેમાં બીજા ઉપયોગી અવયવોને રેહેવાનું ઠેકાણું હોયછે. જેમ આપણે રેહેવાને માટે ઘર બંધાવીયે છઇયે, તથા પક્ષિઓ પોતાને રેહેવાને સારૂ માળા બાંધેછે. તેમજ આપણા દેહના ઉપયોગી અવયવોને રેહેવાને માટે સર્વ શક્તિમાન ઈશ્વિરે સર્વે જાતના પ્રાણિમાં હાડપંજર બનાવેલું છે. મનુષ્યજાતમાં ચોપગા જાનવરમાં, પક્ષિઓમાં અને દરએક પ્રાણિમાત્રમાં તેના શરીરની આકૃતિ પ્રમાણે હાડપંજર હોયછે. ધણાંજ ઝીણાં જનાવરો જેવાં કે— માંકડ, માખી ઇત્યાદિ પ્રાણિઓનેજ માત્ર હાડપંજર હોતું નથી અને તેવા કેટલાએક પ્રાણિઓ પોતાને રેહેવાને માટે જુદા પદાર્થનાં ઘર બનાવેછે. જેમ કે— મધ-માખી, કોરલમાં રેહેનારા જીવડાઓ ઇત્યાદિ.

સર્વ શક્તિમાન ઇશ્વરે "સ્કેલીટન" એટલે હાડપંજરની એવી જાતની આકૃતિ કરી છે કે, તેમાં બે ભાગ નજરે જોવામાં આવેછે. એક તો તેમાં-નો ઘણોજ ભાગ જાડા અને કઠણ પદાર્થથી બનાવવામાં આવ્યો છે કે, જેને શરીરનું ખોળીયું કહેવામાં આવેછે. અને બીજો ભાગ તેમાં કેટલાએક ઠે-

કાણે મોકળી જગા હોયછે કે, જેમાં અગત્યના અને જેની ઉપર મનુષ્યના જાનનો મોહોટો આધાર રહયો છે એવા અવયવોને રેહેવાની જગા છે. અને તેને જો આપણે ઘરની સાથે સરખાવશું તો તે ભાગ સમજવામાં સેહેલ પડશે. જેમ દરએક ઘરને પાયો અને તેની ઉપર ભીત હોયછે, અને પછી તેમાં કેટલાએક ઓરડા હોયછે; તેજ પ્રમાણે આપણા શરીરમાં પણ છે, જેને આપણે શરીરનું ખોળીયું કહીયે છઈયે; તેને આ ઠેકાણે ઘરના પાયા ની સાથે શરખાવવામાં આવેછે, અને ઓરડાઓ તે હાડપંજરની પોકળ જગા કે જેમાં ઘણાજ અગત્યના અવયવોને રેહેવાની જગા છે તેનીજ સાથે મુકાબલો કરવા તુલ્ય છે. જેમ ઘરની ભીંત અથવા દીવાલને ખરચી ચુનાથી સારી રીતે લીસું કરવામાં આવેછે તેમ આપણા શરીરના ખોળીયાને માસ ના લોચાથી લીસું અથવા સાફ કરવામાં આવેલું છે.

હાડપંજરનું થોડુંએક ટુકામાં સમજ પડી શકે એવું બયાન ઉપર કર્યું છે. હવે બીજા અંકમાં હાડપંજર કેટલાં હાડકાનું બનેલુંછે તે તથા અસ્થિ અથવા હાડકાનું વર્ણન કરવામાં આવશે.

દા૦ અ૦ મ૦

---

# હીંદુસ્થાનનો પુરાતની શોધ

પત્ર ૨ જું

ખુદાવંદ નવાબ સાહેબ મોહોબતખાનજી બાહાદુરની હજુરમાં.

સાહેબ—

પ્રાચીન લેખો તપાસવાનું કામ મુને સોંપ્યા પછી પેહેલા ત્રણ માસ (એટલે માર્ચ એપ્રીલ અને મે)માં જે કામ મે કર્યું હતુ. તેનો ટુકો નોંધ

મેહેરબાન ડાકતર ભાઉ સાહેબ મારફત આપની હજુરમાં ઉદયગીરી મુકામથી તા૦ ૩૧ મી મેને રોજ હું મોકલી ચુકો છું. તેજ રીતે બીજા ત્રણ મહીના [એટલે જુન જુલાઈ અને આગષ્ટ] માં પણ જે કામ મેં કર્યું છે તેનો ટુંકો નોંધ આપની હજુરમાં મોકલું છું.

આ ત્રણ મહીનામાં ચોમાસાના સબબથી જુનમહીનામાં માત્ર મુસાફરી કરી શકયો છું તેટલામાં ઘણો વરસાદ અને કીચડથી રસ્તા બંધ થવાને લીધે તા૦ ૨ જી જુલાઈને રોજ બનારસ આવ્યો છું. એ ચાર માસમાં એકઠા કરેલા સઘળા લેખોને તપાશી તેની સુદ્ધ નકલો તૈયાર કરવાને અને તેના અક્ષરાંતરની શુદ્ધ પ્રતિઓ કરવાના કામમાં બાકીનો ચોમાસાનો વખ્ત રોકાયો છે.

માત્ર એક માસની મુસાફરીમાં નીચે લખેલી જગાઓના લેખોનો મે તપાસ કરયોછે.

૧ ઉદયગિરી. ૨ બેસ્નગર. ૩ ભીલસા.
૪ ઉદેપુર. ૫ એરત.

એ જગાઓમાંહેથી સઘળામળી ૨૦ પ્રાચીન લેખો મુને મળયાછે, તેમાં ૪ શિવાય બીજા ૧૬ આજસુધી કોઇએ પ્રસિદ્ધ કીધેલા નથી. એ પ્રસિદ્ધ કીધેલા ૪ લેખોમાં પણ કેટલીક જરૂરની બાબતમાં ભૂલો હતી તે નીકળી જવાથી એ વિષયને લગતો થોડો વધારે પ્રકાશ મળ્યો છે.

એ ઉપર લખેલી જગાઓ બાબત અનુક્રમે થોડા વિસ્તારથી લખુછું.

## ઉદયગિરી.

ઉદયગિરી નામનો નાહાનો સફેત રેતીના પથ્થરનો ડુંગર, ભીલસાંથી ૨ માઇલ પશ્ચિમ દીશા તરફ, અને પ્રખ્યાત સાંચીના સ્તુપથી ઉત્તર દિશા તરફ પણ થોડો પૂર્વ તરફ ઝુકતો, ૩ માઇલ દુર છે. એ ડુંગર આશરે

૨૦૦ ફુટ ઊંચો છે. ને તેના ઉત્તર દક્ષીણ તરફ બે ટેકરા છે; તેમાનો ઉત્તર તરફનો વધારે ઊચો છે; અને દક્ષિણ તરફનો તે કરતાં આશરે અરધી ઊંચાઇનો છે. એ બે ટેકરા નાહાની ધારથી જોડાએલા છે. એ ધારના વચેના ભાગમાં પ્રાચીન દેવળના ખંડેરનો ટીંબો છે, દેવળના સઘળા પથ્થરો લોકો ઉઠાવી ગયા છે તોપણ કેટલાએક નકશીદાર ટુકડાઓ પડેલા છે. અને એક શિખરની ઉપરના આમળકનો અરધો ભાગ પડેલો છે, એ ઉપરથી ધારૂં છે કે, તે દેવળ મોહોટું આશરે ૩૦ ફુટ કરતાં વધારે ઊંચાઇનું હશે, ને તેના નકશીદાર પથ્થરો ઉપરથી દેખાયછે કે, તેમાં સૂર્યની મુરતી બેસારેલી હશે ને તેથી આ ડુંગરનું નામ વખતે ઉદયગિરિ પડેલું હશે.

એ ધારની પૂર્વ તરફની બાજુએ કેટલીક વૈષ્ણવ અને શૈવ મતવાળાઓની ગુફાઓ ખોદાવેલી છે તેમાં ઘણુંકરીને શિવલિંગો માતૃકા અને વિષ્ણુની મુરતીઓ બનાવેલી છે. તે શિવાય એક કદાવર વારાહ અવતારની મુરતી છે; તે આશરે ૧૨ ફુટ ઊંચી છે; તે ત્યાંહાંના સ્વાભાવિક ખડકમાંહેથી કોતરી કાહાડેલી છે. તેની બાજુયે દેવો, પિતૃઓ અને ઋષિઓની હારબંધ સ્તુતિ કરતી મુરતી બનાવેલીછે. વારાહ અવતારની મુરતી સ્ત્રીપરૂ પૃથ્વીને લઇને સમુદ્રમાંહેથી બાહેર નીકળતો પાડેલી છે.

એ કદાવર મુરતીથી જમણી બાજુએ એક ગુફા કોતરેલીછે, તેના આગલા ભાગમાં કેટલીએક મુરતીઓ પાડેલી છે. ગુફાની અંદર એકજ ઓરડો છે તે ૧૧॥ ફુટ લાંબો, અને ૧૩ ફુટ પોહોળોછે; તેમાં વચ્ચે શિવલિંગ સ્થાપેલું છે. આ ગુફાના દરવાજાની બાહેર જમણી બાજુયે બે પંક્તિનો લેખ કોતરેલો છે. તે ગુપ્ત સંવત્સર ૮૨ માં લખેલો છે, એટલે આજથી ૧૪૦૦ વરસનો પુરાણો છે.

એ ગુફાથી જમણી બાજુ તરફ થોડે દુર નાંહાંની બીજી ગુફા છે. તેની અંદરથી એક પાંચ શ્લોકથી લખેલો સુંદર લેખ મળ્યો. એ લેખ

અંધારામાં હોવાથી આજસુધી કોઈના જોવામાં આવેલો નહી હતો, અને માટી ને ધુંવાડાથી ઢંકાઇ ગયેલો હતો તે સાફ કરીને તેની નકલ લીધી. એ લેખ ગુપ્તવંશના મહારાજા ચંદ્રગુપ્તના પ્રધાને લખાવેલો છે. તેપણ આજથી આશરે ૧૪૦૦ વરસનો જુનો છે. આ લેખમાંથી પણ કેટલીએક ઇતિહાસને લગતી અગત્યની ખબર મળેછે.

એ ગુફાની પાસે થઇને ડુંગર ઉપર જવાને કાપીને રસ્તો કીધેલો છે, તેમાં બેઉ બાજુએ નાંહાંની નાહાની ગુફાઓ ખડકમાંથી ખોદી કાહાડેલીછે તેમાં દેવી, કાર્તિકસ્વામી, વિષ્ણુ ઇત્યાદિ દેવોની મુરતીઓ છે, અને એક મોહોટી ૧૫ ફુટ લાંબી સુતેલી જળશાયી વિષ્ણુની મુરતી છે. તેની પાશે થઇને ડુંગરની ઉપર જવાયછે. ડુંગરને ઠેઠ મથાળે એક પ્રાચીન દેવળનું ખંડેર છે અને મોહોટા સ્તંભનો તુટેલો ટુકડો પડેલો છે. એ જગાથી પશ્ચિમ દિશા તરફ થોડે દુર જઇને મુસ્કેલીથી ડુંગરના કડા ઉપર ઉતરીયેછ ત્યાંહાં એક સ્વાભાવિક ગુફા છે. તેમાંથી સુંદર અક્ષરોથી લખેલો શિલાલેખ મળ્યો. એ લેખ ગુપ્ત કાળ ૧૦૬ માં લખેલો છે, ને એક જૈન સાધુયે મોહોટી પાર્શ્વનાથની મુરતી કરાવવા બાબત લખેલો છે. ત્યાંહાંથી નીચે ઉતરી ડુંગરના થડમાં આવવાને થોડે દુર પાછું વળીને આવવાથી રસ્તો મળેછે એ રસ્તો પ્રથમ સારી હાલતમાં હશે પણ હાલ ઝાડી ઉગી જવાથી ખરાબ થઈ ગયોછે ત્યાંહાંથી નીચે ડુંગરના થડમાં આવી થોડે દુર એક સુંદર ગુફા ડુંગરમાંથી કોરેલી છે તેની વચમાં ૪ સ્તંભો છે. આ ગુફામાં પ્રાચીનકાળમાં વિષ્ણુની મુરતી હતી, હાલ તેમાં શિવલિંગ બેસારેલાંછે અને લોકો તેને નીલકંઠ મહાદેવની ગુફા કરી કેહેછે. એ ગુફાની અંદરના સ્તંભો ઉપરથી નાહાના નાહાના ૪ લેખો મળ્યા. તે વચલા વખ્તમાં લખેલા છે. તેમાંના એકમાં સંવત ૧૦૯૩ લખેલો છે, પણ ગુફા તેથી જુની છે.

ઉદયગિરીમાં ૫ દિવસ રહ્યો, ત્યાંહાંથી સઘળા મળી ૭ લેખોની નકલ

ફરી અને તેના અક્ષરાંતરો પણ તે લેખો ઉપરથીજ ઉતારી લીધા; તથા ૪ પ્લેટો ફોટોગ્રાની લીધી.

[અધુરૂં.]

# પ્રયાણ પદ્ધતિ.

પત્ર ૨૨

કાઠિયાવાડી મિત્રો—

**બલુન**—તા૦ ૮ મી જાનેવારી ૧૮૬૭ ને રોજ યુરોપીયન લોકોયે બલુન બનાવી તે જોવાનો ખેલ લાલબાગમાં ઉઠાવ્યો હતો. તે સવારના ૮ વાગેથી ૪ વાગ્યાસુધી જોવાનું રાખ્યું હતું, જોનારના ત્રણ વર્ગ પાડી પેહેલા વર્ગના ૫ રૂપૈયા, બીજાના ૩ ને ત્રીજાનો એક રૂપૈયો હતો. તેની ચીઠીઓ વાડીના દરવાજામાંથી જુદી જુદી જગોએ મળતી હતી. પેહેલા વર્ગવાળાને સારી બેઠક ઠેઠ બલુનની પાસે જઈ જોવાય એ વીગેરે યુક્તિ હતી. બીજા વર્ગની બેઠક છેટી તથા છેટેથી જોવાય, ત્રીજા વર્ગ વાળા અતોભ્રષ્ઠ ને તતોભ્રષ્ઠ થયા હતા. વાડીમાં વચમાં એક બંધેચ જગો છે, તેને ત્રણ પડખે ત્રણ દરવાજાછે, તે જગામાં બલુન, પેલા, બીજા વર્ગવાળા તથા બલુન વાળા બેઠા હતા; અને ત્રીજા વર્ગવાળા તે જગાની બાહાર અને વાડીના મુખ્ય દરવાજાની માહાય. તેને જોવાનું પેલા ત્રણ દરવાજા શરીઆના હતા તે બંધ કરેલ તેમાંથી હતું. તે ત્રણ દરવાજા શીવાય ત્રીજા વર્ગને કયાંઈ જોવાય એવું નાહોતું; જેટલા તેમાંથી જોઈશકે તેટલા જોય. બાકીના તો ખુશીથી વાડીમાં ગોથાં ખાતા હતા તથા બેઠેલ એક રૂપૈયાનો અપસોસ કરતા હતા; તેઓનાથી તો બલુન જ્યારે ઊંચુ ચડે ત્યારે દેખાય એમ હતું. જે વાડી બાહાર જોવા ઉભેલા લોકો વગર પૈસે પણ જોઇશકતા હતા. બલુન,

એક નેતરનો મજબુત, ઘોળ, જેમાં પાંચ જણ બેશી શકે એવડો ડબો હતો, તેની ઉપર ઝાલરની પેઠે રંગીન કપડું વીટું હતું. નીચે ચાર બાજુએ દોરડાં બાંધી છેટે ઝાડે બાંધ્યાં હતાં, તે ડબા ઉપર કાચા પીળા રંગના કંતાનનો મોટો ગુબારો હતો. જેનો આકાર અંજીરના જેવો હતો. તેની ઉપર ઝીણી દોરીની જાળી હતી ને તે જાળી નીચેના બલુન સાથે સંબંધ રાખતી હતી. તે ગુબારામાં ગ્યાસનો ધુમાડો ભર્યો હતો, જેના જોરથી બલુન ઉપડતું હતું, ગ્યાસનું કારખાનું લાલવાડી નજીકજ છે ત્યાંથી ભરી લાવ્યા હતા. ડબામાં બેસીને ઊચે ઉડવાની ફી દસ રૂપૈયાની હતી. તે આપો એકજ પારસી તથા એક બલુનવાળો એકવાર ચડયા હતા. બલુન આશરે ૫૦૦ હાથ ઊંચુ જતું હતું કેમકે પેલાં બાધેલાં દોરડાં તેટલાંજ હતાં પછે તેને પાછુ નીચે ખેચી લેતા હતા; પેલાં મુબઇમાં બલુન ઉડેલું તે છુટું મુકી દીધું હતું; તે ઘણી વખતે સમુદ્રમાં પડતાં તેમાં બેસનારના બચાવસારૂ અગાઉથી ઉપાયો કર્યા હતા. તે પ્રમાણે આ બલુન છુટું નહી રાખ્યું હતું તથી તેના ઉપરીયોની બીક સાબીત થતી હતી. આ તમાસો જોવા વાડી તથા વાડી બાહાર પણ આજુ બાજુ ઘણા માણસની ઠઠ જામી હતી. તેવખતે ગાડીવાળાઓનો ભારે સપાટો લાગ્યો હતો. વાડી બાહાર નીસરી જોતાં ગાડી ગાડી શીવાય બીજુ નજરે નપડતું. એ ખેલમાં તેના કર્તાઓને રૂપૈયા ઘણા પેદા થયા હશે.

વાજું—સન ૧૮૬૭ માં પાલવા બંદર નજીક સરકારી વાજું વાગવાનો તમાસો થયો હતો. તે જોવા તમામ શોખીલા પુરૂષો, લેડીઓ તથા બચાંઓ મળી ઘણી ઠઠ જામી હતી. ચાર વાગ્યા પછે તથા ખુલી હવામાં, તથી લોકોનો નિવૃતિ તથા સુગલનો વખ્ત એ જગોએ ગુજરો હતો. ત્યાં વાજાં વગાડવાવાળા એક ચક્રાકારમાં ઉભી ગયા હતા. વચમાં એક ઉપરી ઉભો હતો, સહુની આગળ લોઢાની એકેકી ઘોડી, તેમાં વાજાં

વીશેની સાંકેતીક ચોપડીઓ રાખી હતી તેમાં જોઈ જોઈ ઉપરીની શિક્ષા પ્રમાણે વારાફરતી સહુ વગાડતા હતા. ઉપરી દરેક વખતે હાથના પગના તથા માથાના લટકાથી સુરની લંબાઈ ટુંકાઈ તથા મરોડ સમજાવતા હતા, જેથી વગાડનારમાં તેની ચુક પડે તો આપણા પણ સમજવામાં આવે એવી ઉપરીની લટકા કરવાની ચાતુરી હતી, આ કામ ૫૫ા વાગે બંધ પડયું હતું.

**મનવાર**—પાલવા બંદર તરફ બારામાં તરતી લશકરી મનવાર [આગબોટ] પડી રહેછે. તે જેવો પાણીમાં એક કીલો હોય તેવું કામ કરેછે. એ આગબોટ જોવાલાયક છે, તેથી તેનું વરણન થોડુંસું કરવું વાજબીછે. આ મનવારનુ નામ ઓકટેવીયા, અને તે સને ૧૮૪૪ ની સાલમાં બાંધવામાં આવી છે. તે લાંબી ૨૮૩ તથા પોળી ફુટ ૫૦ ક્રમ ૧૫ ભરેલી] છે, તેમાં માણસ બધાંમળી હમેશાં ૫૧૫ રહેછે. તઓને સુવું, બેસવું, ખાવું, પીવું, વીગેરે તેમાંજ. ગામમાંતો જરૂરી કામ હોયતો કોકવાર આવે. કવાયત વીગેરે પણ નીમેલે વખતે તેમાંજ થાયછે, એટલે ૫૧૫ માણસનું એક ગામડું હોય એવી ત આગબોટ છે. લશકરમાં તમામ ગોરા લોકોજછે, તેના ૩ ભોંયમાં સમાસ થયોછે, સહુના ઉતારા તથા રસોડાં જુદાં જુદાં; એવી એકંદર ૫ ભોય છે. તેમાં ૩ ઉપર, તથા ૨ તો પાણીની અન્દર. ત્રણ ભોય સુધી માણસોનો રેણાક, ચોથી ભોયમાં લશકરી સામાન તથા છેલી પાંચમી ભોમાં ફકત દારૂ ભરાયછે. તે ભો સાંકડી તથા બધેભાગમાં ન ફરાય એવીછે. અમો એક કાકડો લઇ તેને છેટો મુકી તેના ઉજેસથી છેલી ભોના થોડા ભાગમાં ફરા હતા. સહુથી ઉપલી ભોમાં તોપો ૪૫, તેમાં ગોળા પછવાડેથી ભરાય એવી હતી કેમકે તેમ નહોય તો લડાઇને વખતે પાણીમાં અધર મો આવેલાં તેમાં ગોળા કેમ ભરાય. ઉપલી ભોનો દેખાવ ઘણો સારો પણ, પછેની ભોમાં પુરી સ્વછાઈ નહીં તોપણ બીજી ભોમાં ઉપરી અમલદારોને રેવાની જગો છે.

એ તો પૃથ્વી ઉપરની જગોથી પણ સુસોભિત છે. તેમાં એક લાંબો ને લાંબો મેજ મુકેલો છે જેની ફરતા ૭૫ માણસ સુધી બેશી શકે, ત્યાં એ લોકો ખાણું ખાવા બેસેછે. આ મનવારને એક પૈડું પછવાડેથી છે એટલે તે સ્ક્રુ-વાળી કેવાયછે.

**સૂક્ષ્મદર્શકયંત્ર**—મુંબઇમાં આ એક જોણુ ઘણું સરસ છે, પણ તે જોવા પકી વગનો ખપ છે. હુને ભાઉસાહેબના વગથી તેમના ભાઈ નારણદાજી એ ઘણીજ કૃપાનીસાથ દેખાડયો હતો. આખી મુંબઈમાં તેમને ત્યાંનુ યંત્ર સરસ છે' તેના રૂપૈયા ૧૫૦૦ બેઠા છે. આ યંત્રમાં એક ઉભી દુરબીન જેવુ અને તેની નીચે પાછો એક કાચ હોય છે. ઉપરના કાચમાંથી નળીદ્વારાએ નીચેના કાચ ઉપર દૃષ્ટિ પડેછે. નીચેના કાચ ઉપર જોવાની ચીજ મુકેછે તે ઉભી નળીના ઉપલા કાચમાં જોતાં તે પદાર્થ અદભુત મોહોટો દેખાયછે. જે ચીજ જોવાની હોયછે તેને બે કાચની અલાયદી પટી વચે રાખી તે પટીના બે છેડા મજબુત ચોડી દીધા હોયછે. એ કાચની બેવડી પાટી લઇ પેલા તલેના કાચ ઉપર મુકી જોવાનો પદાર્થ બરોબર નળી નીચે આવે એમ રાખેછે. મારા જોવામાં મુવેલો માંકડ, એક મુવેલા કીટનો પગ, હાથીનો વાળ, ગેંડાના શીંગડાની એક રાઈ જેવડી પતરી, માંખીની આંખ, માણસનો માથાનો વાળ વીગેરે પદાર્થો આવ્યાં હતાં. તેમાં મુવેલો માંકડ ઘણોજ ભયાનક આકારમાં દેખાતો હતો, તેનો સઘળો ભાગ એકજ વખતે નળીમાંથી દેખાય એમ તો નહોજ કેમકે નળીના કાચ આગળ માંકડનુ કદતો ઘણુંજ મોટું તેથી એક ભાગ જોયા પછે નીચેના જ્યાં દૃશ્ય પદાર્થ મુકયો છે તે કાચ હળવે હળવે સ્કુથી ચાલતો જાય એટલે બીજો ભાગ દેખાય એમ ફેરવતે ફેરવતે પેહેલાં મ્હો જોયું હોય તો ઘણીવારે પાછો પુછડાનો ભાગ આવે. એજ પ્રમાણે તમામ દૃશ્ય પદાર્થો જોતાં કરવુ પડેછે. કોઈ પુરો પદાર્થ એક કાળે દેખાયજ

નહી. માંકડની પીઠ ઉપરના વાટા, પગનાં રૂવાડાં, મો આગળની મુછ વીગેરે દેખાવ ઘણોજ આશ્ચર્યકારક હતો. મુવેલા કીટનો પગ તો એક ખજુરીની મજબુત ડાળખી પડી હોય એવો લાગતો હતો. હાથીનો વાળ હતો તો કટકો પણ તેમાં છિદ્ર વીગેરે રચના બધી દેખાતી હતી. ગેંડાના શીંગડાંની કટકી કરચમાં ગેંડાના વાંસા ઉપર જેવી ઢાલ હોય છે તેવાં ચીત્રો સાફ દેખાતાં હતાં. માંખીની આંખ જોઇને કોઇને પણ આશ્ચર્ય લાગ્યાવીના રેહે નહી કેમકે માંખી કેવડી? તેની આંખ કેવડી! તેમાં શું ચમત્કાર! આંખનો બીજો બધો ભાગ તમામ કાળો, પણ તેમાં રૂપૈયાની, પાવલી જેવડાં ધોળાં ટપકાં હતાં, તેનુ તેજ બરોબર ચંદ્રમાના તેજ સરખું દેખાતું હતું તેથી જાણે અતિ કાળા વાદળમાં સો બસે ચંદ્રમા પાશે પાશે કેમ ઉગા હોય એવી સ્મૃતિ આવતી હતી, તેપણ તમામ ચંદ્રમા એકજ વખતે દેખાય નહી તેને પણ ઉપર લખ્યા મુજબ ફેરવીયે ત્યારે વારા ફરતી બધું દેખાઈ જાય. માણસનો વાળ તેજ વખતે તોડી મુકયો તે એક મુસળીનો યાને સીસમના ધોકા નો આકાર હતો તેના મુળનીયાં તો જાણે ભાલાનું ફળું કેમ હોય એવો જાડો અને પોળો દેખાતો હતો. આ સહુનાથી પણ એક બીજો ઘણોજ સરસ દેખાવ જોયો. તે એકે એક જીવતું પાણીનું દેડકુ મગાવી તેનું સઘળું અંગ એક ભીજવેલા બારીક કપડાંમાં લપેટું પણ એક પગ ફકત બાહાર રાખ્યો. તેના નખને ઝીણા દોરડા બાંધી તે દેડકુ એક પીતળના પાટા ઉપર રાખી તેનો પગ કાચના ચક્ર ઉપર રાખ્યો, તે ચક્રને ફરતો પીતળની કોર હતી તેમાં કાણાં અને તે કાણામાં પેલા નખમાં બાંધેલા દોરા પરોવી પગ કરકોચલી નહી વળી સાવ પોળો થઇ રહે એવો રાખી દોરા બાંધી લીધા. પછે તે પીતળનો પાટો તથા ચક્ર લઈ યંત્રમાં દૃશ્ય પદાર્થ મુકવાની જગોપર મુકયાં તે એવીરીતે કે દેડકાનો પગ બરાબર નળીની નીચે આવે. પગને ઉલટો જોતાં ઉપરની ચાંબડી શીવાય બીજું કાંઈજ દેખાતું નોતું પણ જયારે નળીમાં જોયુ ત્યારે તો ત્યાં પગનો કોણ આશરો. એક

સપાટ કાળી જમીન ઉપર વેગથી ચાલતા પાણીના ધોધવા નજરે પડયા અને તેમાં કાંઇ પદાર્થો અસંખ્ય તણાણા જાતા હતા. વાંચનાર! દેડકાના પગમાં થી આ જાદુગરો દેખાવ બની ગયો સાંભળી જરા અચરજ તો પામ્યા હશો પણ તે જાદુ બાદુ કાંઇ નહતું તે પેલા દેડકાના પગમાં ત્વરાથી ફરતુ લોહી હતુ, અને તેમાં તણાતા પદાર્થ તે લોહીનારજકણ હતા, લોહીના ઝરા એક બીજામાં મળી જતા હતા તથા એક ફાટી તેમાંથી બે ત્રણ થતા હતા તેથી બહુ ખુબી દેખાતી હતી. હજી કોઇ ઢાળવાળી જગો ઉપર પાણી ઢોળતાં તેના રેલા એક બીજામાં ભેળા થઈને તથા એકમાંથી બે ત્રણ થઇને ચાલેછે ને તેમાં રેતીઓ તણાતી જાયછે ત્યારે તે દેખાવ બરોબર યાદ આવેછે. આ રીતે લોહીની ગતી ફકત પાણીના દેડકાના પગમાંજ દેખાયછે કેમકે તેની ચાંબડી પારદર્શક છે એમ ડાકતર નારણદાજીનું કહેવું છે. આ દેખાવ જોવા પેહેલાં, મે પાણીના ટીપામાં દેખાતા અનેક જીવો જોવાની અરજ કરી પણ તેમાં કાંઈક અડચણ બતાવી હતી, પણ આ લોહી ફરવાનો દેખાવ જોઈ બધો સંતોષ વળો ગયો. એ દેખાડવામાં નારણદાજી સાહેબે ઘણો દાખડો કર્યો તથા પોતાનો ઘણો વખત ફકત માહારેજ સારૂ કાહાડો તેથી હું તે સાહેબનો મોહોટો આભારી થયો છઉં.

(અધુરૂં.) એક સૌરાષ્ટ્રી.

---

# ગુજરાતીવ્યાકરણસંગ્રહ.

### ૧૦ નોટબુકઉપરથી.

હરેક પ્રસંગે યાદ આવેલા ગુજરાતી વ્યાકરણ વિશેના રમુજી અને ચમતકારી નિયમોના મારી નોટબુકમાં ઘણા દીવસથી સંગ્રહ કરતે જવાનો હુને શોક હતો અને હજુ છે, જેથી આજસુધી ઘણી ઉપયોગી બાબતો

ભેળી થઈ છે તે બધી નોટબુકમાં ગોંધી રાખ્યા કરતાં આ પત્રદ્વારા છુટક છુટક પણ બાહાર પાડવા મને એક ધુંધી વિદ્વાન મિત્રની સલાહ મળી તેથી,આ અંકથી થોડી થોડી થોડી બાબત દાખલ કરવાને વિચાર રાખ્યોછે.

આ સંગ્રહ જોકે મ્હોટા વિદ્વાનોને કદી નજીવો લાગે તોપણ હું તો તેને [પોતાનું સહુને સારૂં લાગે એમ કદી હો તોપણ) ઘણોજ કીમતી ગણુ છઊ, અને તેમાં જ્યારે ધુંધી વિદ્વાન મિત્રની સલાહ મળી તેથી ઓર ખુશી થયોછઊ; એટલુંજ નહી પણ જ્યારે જ્યારે એ વિષય કોઈ શબ્દ વીગેરે સાંભળતાં પ્રગટ થતો હતો ત્યારે ગુજરાતી ભાષાને સ્વાભાવિક ચમત્કારી નિયમ હુંને અતિ આનંદ દેતો હતો. સ્વાભાવિક નિયમ છે એટલે એમાં હું આત્મપ્રશંસાના દોષથી બચ્યું છઊ [ વળી માહારી સ્વાભાવિક ચાલ એ છે કે મારૂં કરેલ હુંને બહુ સરસ લાગે નહી.)

આ જે પ્રથમ વિષય ળ ૮ નો નાંખ્યો છે તે બહુ ચમત્કારી નથી તથાપિ અક્ષર-વિચાર છે તેથી પ્રથમ નાંખવા મન થયું. પણ આગળ જતાં એ નિયમ રેહેશે નહી કેમકે તેમ ગોઠવણ કરતાં વખત બહુ જાયછે ને તે બહુ કામની નથી.

## અતિ જુનો વિષય.

હાલમાં જે ગુજરાતશાળાપત્રમાં ગુજરાતી વ્યાકરણવિશે વારંવાર વૃત્તાંતો લખાયછે; તે ગુજરાતી લોકોને તથા બીજા લોકોને પણ ઘણુંજ ઉપયોગી છે. તેમાં જે અક્ષરો વિશે તથા શબ્દો વિશે નિયમો કલ્પાણા છે તે ઘણાજ સરંસ છે. અને જે મેહેરબાન હોપસાહેબ તરફથી બનેલું, નાનું પણ અતિ ઉપયોગી વ્યાકરણ, જે હાલમાં ગુજરાતી નિશાળમાં ભણાવવાના કામમાં ચાલેછે તે ઉપર ટીકા તરીકે પણ ગુજરાતશાળાપત્રમાં લખાયછે; તે જોતાં આ મારા નીચે લખેલા પ્રશ્નનું ઉત્તર પણ હુંને તે તરફથી મળશે એવી પકી વકી છે.

ઉપર લખેલા વ્યાકરણમાં અક્ષરવિચાર પ્રકરણમાં વ્યંજન ગણતી વખતે શ ષ સ હ ળ એમ લખી પછે क्ष ज्ञ એ સંયુક્તાક્ષર છે, એટલે વ્યંજનમાં લખવાની જરૂર નથી એમ લખેલું છે; તે તો ખરૂંજ છે કે, વ્યંજનમાં કાંઇ સંયુક્તાક્ષર લખાય નહીં. તેમ સંસ્કૃત વ્યાકરણમાં પણ એજ રીતે વ્યંજન લખેછે. क्ष ज्ञ કાંઇ વ્યંજનમાં ગણ્યા નથી. પણ સંસ્કૃત વ્યાકરણના વ્યંજનથી આ વ્યાકરણમાં એટલો તફાવત છે કે, પેલામાં क, ख, વિગેરે ह સુધી ૩૩ વ્યંજન ગણેલા છે. અને આમાં એ ૩૩ ગણીને ળ એ રીતે ચોતરીશમાને વ્યંજનની પંક્તિમાં ગણ્યો છે. આ ગણવું મારા વિચાર પ્રમાણે ઠીક લાગતું નથી. એ બાબતનો ખુલાસો 'અમુક' અને 'ફલાણો' એ બેના સંવાદમાં નીચે લખું છઉં.

**અમુક**— ભાઇ ફલાણા! સંસ્કૃત વ્યાકરણમાં ૩૩ વ્યંજન છે અને આ તમારા ગુજરાતી વ્યાકરણમાં ૩૪ કેમ લખ્યા છે?

**ફલાણો**—એ તો ભાઇ તમારા સમજ્યામાંજ નથી આવ્યુ જણાતું. અમારા વ્યાકરણમાં જે ચોતરીશમો વ્યંજન ળ એ લખ્યો છે તે શું બોલવામાં નથી વપરાતો કે?

**અમુક**—વારૂ; ૩૩ વ્યંજન શીવાય એ વળી ચોતરીશમો કહી જગોયે વપરાયછે?

**ફલાણો**—જુવો, તમેજ જે વાકય બોલ્યા તેમાં જે 'વળી' શબ્દ આવ્યો એનો બીજો અક્ષર જે ળી આવ્યો તે તમારા ૩૩ વ્યંજનમાં ક્યાંઇ છે? હોય તો બતાવો. એજ રીતે, ગોળો, કાળો, બાળ, છળ, જળ, ડોળ, તળું, થાળ, દાળ, વાળ; વિગેરે અનેક શબ્દોમાં એ ૩૪ મા વ્યંજન વિના શુદ્ધ બોલાતું નથી.

**અમુક** —એજ અન્ધારું છે ના; કે જે જે અક્ષરો ૩૩ વ્યંજન માંહેના ગમે તેનો ભેદ છતાં તેને નોખો વ્યંજન ગણવો. એમ તો

કેક અક્ષરોને બોલવામાં ફરક પડે માટે ઉપ અક્ષરો ઉચ્ચારમાં જરા ફેરના હોયછે ત્યારે, શું ત સઘળાઓને ૩૩ વ્યંજનથી નોખા વ્યંજન ગણી વ્યંજન વધારતે જવા?

ફુલાણો—ભાઈ તમે વ્યંજન વધારવાની વાત કરોછો પણ ૩૩ માંથી બીજો એક તો ળ જેવો બતાવો. એ અક્ષરના જેવો બીજો એક પણ ચોખો નોખો પડતો નથી.

અમુક—ભાઈ તમે બોલોછો ને વળી કેમ ધ્યાન નથી રાખતા? જુવો; તમે જે આ વાકય બોલ્યા તેમાં 'પડતો નથી' એ જગોએ પ પછે જે અક્ષર ૯ * અવ્યો તે તમારા ૩૪ માંહેનો કહયો અક્ષર છે! એ જરા મેરબાની કરી બતાવવું જોઈયે.

ફુલાણો—ઓ:હો! એમાં શું બતાવવું છે! એતો છોકરૂં પણ જાણે કે ડ અક્ષર છે.

અમુક—ઠીક ત્યારે; જો એ ડ હોય તો પેલો તમારો વ્યંજનપણું લુટી લેનારો ળ પણ લ અક્ષર છે એમ કેહેવામાં કાંઇ પણ અંદેસો નથી.

ફુલાણો—ના; એ તો ચોખો ઉચ્ચારભેદ થાયછે. કયાં તે લ ને કયાં ળ. જો તમો ળ ને ળ બોલશો તો કેવું ખરાબ લાગશે. જેમ કે 'ગોળો' કેહેવું હશે તનો 'ગોલો' કેહેવાશે. વળી

---

* જેની ઉપર આ ચિન્હ છે ત અક્ષર જે ૯, તે ડનો ઉપઅક્ષરછે એમ સમઝવું. માટે આગળ જે જે ઠેકાણે ડનો ઉપઅક્ષર લખવો પડશે ત્યાં ૯ એવો અક્ષર લખીશું. જેમ ળને નોખો લખેછે તેમ આ રીતે કાંઈ પણ નોખો નિયમ કર્યા વિના ભિન્નતા જણાવવી મુશકેલ પડે. આવો નિયમ બનાવવાનું કારણ એજ કે, ૯નો સ્થાનેકરીને અત્યન્ત પાશેનો અક્ષર ણ છે, માટે ણનો એકદેશ એવો ૯ એવો એનો આકાર કલ્પ્યો છે. માટે આગળ એજ આકારમાં ઘ૯ો, પ૯, દ૯ો વિગેરે લખશું.

જો લખવામાં તે નાખો ન લખાતો હોય તો, કોઈયે કાળાને તેડવા જાવાની ચીઠી લખી ચાકરને આપી હોય, અને ચાકર રસ્તામાં જઈ બીજાને ચીઠી બતાવી પુછે કે, આમાં કહે-નું નામ છે? તેને માહારે અમુકની પાશે લઈ જાવો છે. ત્યારે પેલો વાંચનાર ચીઠીમાં લ ળ નો ભેદ ન કર્યાથી કાલાનું નામ બતાવે તેથી પેલો ચાકર કાળાને બદલે કાલાને તેડી લાવે એ કેવો અનર્થ થાય. આવી રીતે ફેરફાર જોઈને પણ તમે કેમ શેખી કરોછો ?

**અમુક**—બસ! બસ!! બસ!!! એજ રીતે અમારા ૯ ખાતે પણ તમારે સમઝવું.

**ફલાણો**— એમ તો વાર છે. અમે જેમ ળનાં ઉદાહરણો બતાવ્યાં તેમ તમે પણ ૯નાં ઉદાહરણો બતાવો એટલે માન્યાજોગ હશે તો માનશું.

**અમુક**—વારૂ ઠીક, એને માટે મેં પણ ઘણાં ઉદાહરણો તઈયાર કર્યાં છે. તે હું આપને રોશન કરૂંછઊં.

કુ૯, ખ૯, ગા૯ુ, ઘ૯ો, જ૯, થ૯, ધ૯, પ૯, પુ૯ો બી૯ ભ૯, ભી૯, લા૯, શા૯ી ઈત્યાદિ શબ્દોમાં ૯નો ઉચ્ચાર કરવો પડેછે. એ ઠેકાણે જો ડ બોલીયે તો કુડ, ખડ, ગાડું, એરીતે કર્ણકટુ ઉચ્ચાર થાય. એ સ્ફુટ દેખાયછે એટલુંજ નહી પણ તમારા 'કાળા'

'કાલા' ની પેઠે આમાં પણ અનર્થ થાય તે જુવો—કોઇને 'કડો' (છાપરા ઉપર નાંખવાનો) લેવા મોકલ્યો હોય તે 'ક૯ો' (ક૯ાનું ઝાડ) લઇને આવે.

**ફલાણો**—ભાઈ આ આપે જે ઉદાહરણો આપ્યાં એ ઉપરથી હું યાદ આવ્યું કે, આવી તકરારવિશે આપે એક પ્રખ્યાત

વિદ્યાગુરૂને પુછેલ, ત ઉપરથી તેણે એવો જવાબ દીધેલ કે, "જે શબ્દમાં પેલા અક્ષર વિના, બીજો, ત્રીજો વીગેરે જો ડ આવે તો તેને ૯જ સમજવો; અને તેનો ઉચ્ચાર પણ એવોજ થયાવિના રેહેશે નહી. માટે એને સારૂ એવો નિયમ સમજણમાં આણવો કે, જે શબ્દમાં દ્વિતીયાદિ અક્ષર ડ આવે ત ૯ કેહેવાય." એવીરીત તેમણે તમને કહેલ એ ખરૂં કે ખોટું? અને તેનાં ઉદાહરણો, જે તમે આગળ કહ્યાં તેજ જુવો. તેમાં સર્વ ઠેકાણે ૯ એ બીજો અક્ષર છે.

અમુક—એ વિદ્યાગુરૂએ હુને કહેલ એ વાતતો ખરી છે; પણ જેમ તમે 'જે શબ્દમાં દ્વિતીયાદિ અક્ષર ડ આવે તો ૯ બોલાય' એવો નિયમ કહ્યાનું કહ્યું, તેનો મે એટલો ઉત્તર ગોતી કાહાડયો છે કે, એવો નિયમ ૯ ને માટે ઠરાવવાથી તમારા ળ ની પણ ખાટલી ભાંગી પડી સમજો. કેમકે ળ પણ હરેક શબ્દમાં દ્વિતીયાદિજ આવેછે. કોઇવખ્તે પ્રથમ અક્ષર ળ આવતોજ નથી એ આપ આપના ઉદાહરણોમાંજ તપાસો.

ફુલાણો—એ તમે કહોછો ત ખરૂં છે પણ તેમાં તફાવત એછે કે, દ્વિતીયાદિ અક્ષર લ આવે તો ળ જ કેહેવાય એવો નિયમતો હરગીજ થાવાનો નહી. કારણ કે અનેક શબ્દમાં દ્વિતીયાદિ અક્ષર લ આવેછે ત ઘણે ઠેકાણે તેવોજ રહેછે, તેનાં થોડાં ઉદાહરણો નીચે આપું છઉ:—

કોલ ખલ ખીલ બેલ ગાલ ચીલો ચોટલો ઠાલું કારેલું આવતલ દીવેલ કુટલ ફુટલ વીગેરે અપાર શબ્દોમાં દ્વિતીયાદિ અક્ષર લ આવ્યા છતાં ત ળ નથી બોલાતા, તેમ તમરા ૯ ખાતે અમારા જાણ્યામાં નથી.

**અમુક**—ભાઈ તમારા જાણવામાં કદી નહો હોય પણ હું તો ખચીત જાણું છઊં તે આપને નિવેદન કરૂં છઊં. જેમ તમે કહો-છો કે દ્વિતીયાદિ અક્ષર લ આવે તે ળ જ થવાનો નિયમ થનાર નથી તેમ અમારા ૯ નું પણ સમજવું. તેનાં પણ ઉદાહરણો [વખત બહુ ગયોછે પણ ઉપયોગી ચરચામાં તેથી] મરજી હોય તો ગણાવું.

**ફુલાણો**—હું સાંભળવા રાજીછઊં પણ હવે કાલઉપર ચરચા મુલતવી રાખીયે તો ઠીક, કેમકે પાછાં ઉદાહરણો ગોતી રાખી સહુ સહુ ના પક્ષ મજબુત કરવાને ઠીક પડશે ને તેમ કરતાં ખરૂં હશે તે નીકળી આવશે એટલે આગ્રહ મુકી દેશું.

**અમુક**—હુંનેપણ આપનું કેવું વાજબી લાગેછે તો હવે કાલ વાત. ત્યારે જે માહારાજ.

---

## કાઠીયાવાડમાં સુધારો.

મનહર છંદ.

સુંદર સોરઠ દેશ, જુંદા જુંદા છે નરેશ,
ઈશાન્યે મળેલો દેશ, બીજી કોરે પાણી છે.
ઝાલાવાડે ઝાલા રહે, ગોહિલોનો ઘોલવાર;
સરવૈયા બાબરીયા, એવા રૂડા ભાગ છે.
કાઠીઓ કાઠીયાવાડે, સોરઠે નવાબ રૂડા;
બરડામાં રાણો રાજા, હેતે રાજ કરેછે.
હાલારમાં જામ રાજા, મચ્છુકાંઠે મોરબીના;

વાઘેરો ઓખાનેવિશે એરીતે મનાયછે.

દોહરો.

થોડા વર્ષની અંદરે, થયો સુધારો જેહ;
જોવામાં જે આવિયો, દર્શાવુંછું તેહ.

ભુજંગી છંદ.

રૂડો રેલવે ગાડિયો જેહ આવી, નકી દેશમાં તેહ વેપાર લાવી;
પ્રજાને થશે લાભમાં તો વધારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧
ઘણા વાણિયા દેશ વીદેશ જાયે, ઘણો માલ દેખી ભલો તેજ લાવે,
અરે એથકો નક શોભે બજારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૨
થઇ ઠામ ઠામે ટપાલોનિ પેટી, ટુંકા ખર્ચમાં પત્ર વીદેશ ભેટી;
કરે કામ લોકો પ્રવાસી હજારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૩
વડા ડાકતરો વેદનાને વટાડે, ઘણા રોગને તે હઠાવી મટાડે;
ઘણા જીવનો થાય તેથી ઉગારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૪
સમાચાર દેનાર પત્રો ઘણાંરે, થયાં ગેજીટો દેશી રાજાતણાંરે;
મળે જે થકી રાજ વાતો હજારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૫
રૂડી ધર્મશાળા બની ગામ ગામે, નકી તે કરી છે નવી ધામ ધામે.
જતા આવતા લોક લેશે ઉતારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૬
થઇ તાર હાફીસ કેવી ઘડીમાં, સમાચાર પાછા વળેછે ઘડીમાં;
હજી દેશમાં થાય તેનો વધારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૭
બન્યાં છાપ યંત્રો ઘણાં લાભકારી, છપાવો કરી ચોપડીને વિચારી;
થશે લોકના જ્ઞાનમાં તો વધારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૮
થયો એક શિક્કો ભલો તેજ આણો, થયું લોકને સુખ તેથીજ જાણો;
હવે ઉદ્યમે લોક લાગો હજારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૯

હતા દેશ મધ્યે ઘણા ચોર લોકો, લુટી લોકને મારતા મર્દિ ડોકો;
થયોનાશ તેનો થયા છે ખુઆરો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧૦
હતી ગંદકી ગામ શેહેરે હમેશે, નકી મૂળમાંથીજ કાઢી નરેશે;
ન રસ્તો હવે એક દેખું નકારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧૧
હતો શેર જુદો ઘણા ગામ જેથી, ઠગાતા ઠગારે ઘણા લોક તેથી ;
થયે ચાલીશો શેર જાણો ઉગારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧૨
થયાં કારખાનાં સકંજા ઘણારે. કહું છુંજ નિશ્ચે કપાસોતણારે;
ઘણા લોકને ચાલશે રોજગારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧૩
કરેછેજ દીવા નકી ગામ મોટે, નથી તે થતા દેશમાં ગામ છોટે ;
અરે કેમ ચોરો કરે ક્યાં ચુંકારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧૪
નક્કી સ્કૂલ નીર્ખો ભલી ગામ ગામે, અને તે થશે આજમાં ઠામ ઠામે;
વળી રાજકુમાર કોલેજ ધારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧૫
કરેલો સુધારો પ્રજાપાળકે જે, બતાવ્યો જનોને ખરે હેતથી તે ;
અરે યાર મારા શુણીને વિચારો, જુઓ દેશમાં આજ કેવો સુધારો. ૧૬

નોર્[illegible] સ્કોલર, છગનલાલ હકમચંદ.

---

# કેફ કર્મ ન કરવા વિશે.

ગરબી.

"હરી ભજનથકી, છોટા હોય તે મોટા સહુથી થાયછે." (એ ઢબમાં)
દેશી ભ્રાતા, કેફ કર્મ તજજો રે દુરગુણ જાણીને,
નથી સ્વાદ કશો માટે તજી ભજજો શ્રી સારિંગપાણીને, ટેક.
જુઓ કૈક હતા રાણા રાજા, જેણે મુકી કેફતણી માજા
કેફ જલનીધી ડુબી મુવા ઝાઝા. દેશીભ્રાતો૦ ૧

કોઈ મદાંધ થઈ મધુપાન કરે, કોઈ લીલાગરનાં પાત્ર ભરે;
મુર્ખ મંડળી લઈ મુખમાં ધરે, દેશી ભ્રાતા૦ ૧
કોઇ ગાંજો પીયેછે ગુણજાણી, રસ ખેંચે અતીશે બળઆંણી,
તેનું આખર સમજો ધુળધાંણી, દેશીભ્રાતા૦ ૩
તાડી પીધે તુરત ઘેલા થાશો, કદી કેફી વસ્તુ આગળ જાશો,
તો સારી રીતે ખત્તા ખાશો, દેશી ભ્રાતો૦ ૪
તજી કેફ કર્મ પ્રભુને ભજજો, દુષ્ટ કેફ તણો સંગ ઝટ તજજો;
સદ વિદ્યાનું નાવ તુરત સજજો, દેશી ભ્રાતો૦ ૫
જેથી ઉતરશો ભવસાગરને, ચરણ પ્હોચશો શ્રી નટનાગરને;
ન્હાશો ભરી જ્ઞાનજળ ગાગરને, દેશી ભ્રાતો૦ ૬
તજો લીલાગર મદીરા તાડી, તજો ગાંજો તમાકુ ન પીયો દાહાડી;
પીએ અફીણ હોયજે અનાડી, દેશી ભ્રાતો૦ ૭
આ શીખામણ શમજો ભ્રાતા. બુઝો કેફનો દાવાનળ થાતો;
જેથી જગમાં વધશે વિખ્યાતા, દેશી ભ્રાતો૦ ૮
કેફ કીધે ન્યાતમાં માન ઘટે. ઊંચ વર્ણની પદવી તુર્ત મટે;
વળી વિદેશે ચતુરાઇ ઘટે, દેશી ભ્રાતો૦ ૯
દેશ હિતેચ્છુ દેછે શીખ સારી, મીત્રો લેજો મનમાં ધારી.
કેફ કર્મથી પામશો દુઃખ ભારી, દેશી ભ્રાતો૦ ૧૦
માટે કેફ કર્મ કદી નવ કરવું. થઈ મસ્ત જગતમાં નવ ફરવું;
કેફી નામ કદી ન નિજનું ધરવું, દેશી ભ્રાતો૦ ૧૧
તજો કેફ ઈશ્વર જળની પ્યાસે, સદાનંદ રહો ઈશ્વર આશે;
કરી વીનતી પરમાનંદદાસે, દેશી ભ્રાતો૦ ૧૨

પરમાનંદદાસ મોતીરામ.

દેલવાડાકર

# વિનોદ.

ગયા અકટોબર માસના સૌરાષ્ટ્રદર્પણમાં પૃષ્ઠ ૨૨૯ મે જે હોડી-વીશે પ્રશ્નના દોહરા અમોએ છાપ્યાછે તેના ઉત્તરના દોહરા એક મિત્રે અમારા તરફ મોકલ્યાછે તેથી તેનો ઉપકાર માનવામાં આવેછે પણ તેણ લખેલો જવાબ ખોટો છે તો તે ભાઇને વિનતિ છે કે, આપે ફરી સુધારીને મોકલી દેવા.

એ જવાબ ખોટો કેમ છે એ ખાત્રી કરવા તે દોહરાનો કેટલોક ભાગ નીચે લખીએ છઇયે.

દોહરા.

સ્ત્રી પુરૂષ બે બેશીને' ચાલ્યાં પેલે તીર;
સ્ત્રી એક ઉતારીને, પાછો આવ્યો વીર. ૧
બીજી વારે સ્ત્રીપુરૂષ, બેઠાં હોડી માય.
પુરૂષ એક ઉતારીને, પ્યારી પાછી ત્યાંય. ૨

જે ખોટછે તે આટલામાંજ છે [આગળ પણ છે] તે એકે તેણે પ્રથમ એક જોડું હોડીમાં બેસે તેમાંથી સ્ત્રી ત્યાં ઉતરે ને પુરૂષ પાછો ફરે લખીને, પાછાં સ્ત્રીપુરૂષ હોડીમાં બેશી પેલે પાર જાય તેમાંથી પુરૂષઉતરે ને સ્ત્રી પાછી આવે એમ લખ્યુંછે; તેથી જણાયછે કે તે ભાઇએ અમારા પ્રશ્નના દોહરામાંનો ત્રીજો દોહરો લક્ષ દઇને વાંચ્યો જણાતો નથી તેમાં સાફ લખ્યુછે કે—"નારી બે કે ત્રણ રહે. એક પુરૂષની પાસ; તો તેને લઈ જાય તે, એ પણ ઉપજે ત્રાસ.,, આ જવાબમાં પેલે પાર બે સ્ત્રી અને એક પુરૂષ થયાં તો તે તેને લઈજવાનો બાધ આવે, એમજ આગળ પણ થાયછે, તો હવે તે સુધારીને ઉત્તર લખી મોકલશે એવી આશા છે (બીજીવાર મોકલેલો જવાબ પણ ખોટોછે) બીજા સાહેબો પણ એ જવાબ લખી મોકલશે તેનો ઉપકાર માનવામાં આવશે. કેમકે એ એક વિદ્વાનોનો વિનોદ છે તેને વાસ્તે આસ્લો, કે વાંચો— संसारविषवृक्षस्य, द्वेएव रसवत्फले ॥ काव्यामृतरसास्वादः संगम सुजनैःसह ॥ અર્થ—ઝેરના ઝાડજેવા આ સંસારમાં બેજ ફળ રસવાળાં છે—: એક કાવ્ય રૂપી અમૃતનું પાન કરવું અને બીજો સજ્જનનો સંગ.

—આ નામના વેદાંતનું પુસ્તક મુંબઈના નામીચા શેઠ મ

દા લવજીતી તર મળ્યું છે તેની પોચ માનસાથે ક

કરવામાં આવેછે. ી શ્રી સદાનંદ ગિરિયે સંસ્કૃત

ર્યું છે અને તે ના ૨ ગ્રંથનું ખંડન કર્યું છે.

**ગિરધર વિલાસ.**— આ પુસ્તકનો બીજો અંક રા૦ રા૦ નૃસિંહપ્ર
દ હરીપ્રસાદની તરફથી ભેટ તરીકે પુગો છે તેની પોહોચ કબુલ કરવામાં
વેછે. આ ચોપડીમાં ગિરધરદાસ નામના કવિએ સારા સારા વિષયો ઉ
છુટક છુટક કવિતા કરીને છપાવી છે.



## NOTICE.

The object of this Periodical is to be a medium of diff[illegible]ing knowledge amongst the pe[illegible]tyawar generally but more especially among[illegible]hiefs, Talookdars and Girassias. It will in th[illegible]emen[illegible] now making towards the [illegible] the [illegible] published on the 5 th of each [illegible] Subscri[illegible]ion [illegible] one Rupee per year in advance and one [illegible] eightannas in ar--rears. It will comprise subjects calculated to im-prove the mind and cultivate the state of those for whom it is intend-ed. The frinds of Native Improvement are earnestly solicited toassist in obtaining for it a wide circulation.

## જાહેર ખબર.

આ પ્રાંતના સર્વ વર્ગના લોકોમાં વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ થવાની ધારણાથી આ ચોપાનીયું પ્રગટ કરવામાં આવેછે. આ પ્રાંતના લોકોની સ્થિતિ સુધરે એવા વિષયો એમાં દાખલ કરવામાં આવશે.

૧ આ ચોપાનિયાની વરસ ૧ ની અગાઉ આપવાની કિમત રૂ. ૧ તથા વરસ વીતે આપે તો રૂપિયો ૧ાા) ઠરાવી ટપાલ ખરચ લેનાર ઉપર રાખ્યો છે.

૨ એક આશામી ૯ થીવધુ નંગ ભેળાં મંગાવશે તેનો ટપાલ ખરચ સભા તરફથી મળશે.

૩ જેઓ આડતિયા તરીકે આ ચોપાનિયાના ગ્રાહકો વધારશે તેઓનો આભાર માનવામાં આવશે; અને તેમની ખુશી હશે તો સેકડે ૧૦ ટકા કમીસન પણ મળશે.

૪ આ ચોપાનિયાં મંગાવવા તથા લ[illegible]જમ મોકલવા વીગેરેના સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના સક્રેટરીના નામથી રાખવો અને તેમાં દાખલ કરવા લાયક વિષયો મોકલવાનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાની પુસ્તકલશાળા ( લાઈબ્રેરી ) માં સૌ૦ ૬૦ ચોપાનિયાના એડીટરને પોહોચે એ રીતે રાખવો.

એડીટર.

THE.

# SAURASHTRA DARPAN.

# સૌરાષ્ટ્ર દર્પણ.

VLO 8. JOONAGUD. MA-oAPo 1872. NO. 3-4.

પુસ્તક ૮. જુનાગઢ. જાનેવારી ફેબરૂવારી. અને ૧૮૭૨ અં. ૩-૪



श्लोक

तृष्णां छिन्धि भज क्षमां जाहि मदं पापे
रतिं माकृथाः, सत्यं ब्रूह्यनुपाहि साधुपदवीं से-
वस्व विद्वज्जनान्॥ मान्यान् मानय विद्विषोप्यनुनय
ह्याच्छादय स्वान् गुणान्, कीर्त्तिं पालय दुःखि
ते कुरु दया मेतत् सतां लक्षणं ॥१॥

પ્રગટ કરનાર.

જુનાગઢની, જ્ઞાનગ્રાહક સભાના કારભારિયો.



જુનાગઢ.

સંવત ૧૯૨૮

JOONAGUD.

PUBLISHED BY THE.

JOONAGUD DNYANGRAHAK SUBHA

## અનુક્રમણી.





THE SAURASHTRA DARPAN.

# સૌરાષ્ટ્રદર્પણ

VLO 8. JOONAGHUR, MARCH-APRAL 1872. NO3-4.

પુસ્તક ૮. જુનાગઢ. માર્ચ-એપ્રીલ. સને ૧૮૭૨. આંક ૩-૪

## દોહરો.

પત્ર આજ સુધારાઈનું, વિચરે દેશ વિદેશ.
ચાહ સુધરવું માનવી, તો ઝટપટ લ્હઈ બેશ.



## દ્રોણપર્વ સાર.

(ગયા અંકના પૃષ્ઠ ૫ મેથી ચાલુ.)

(પૂ૦ પ્ર૦સં૦—શ્રીકૃષ્ણે દારૂકને ભળામણ દીધી છે.)

સંજય કહેછે કે હે રાજા ! અર્જુન પણ એજ વિચારમાં પડેલ અને બહુજ ગભરાઈ ગયેલ; એવો તાકડો જોઈ શ્રીકૃષ્ણ અર્જુનને સ્વપ્નામાં મળ્યા. અર્જુને શ્રીકૃષ્ણને ઉભા થઈ આસન આપ્યું અને પોતે ઉભા રહ્યા. શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા કે, તું ખેદ કર્યમાં, કાળ કોઈથી જીતાણો નથી, તું શું કરવા ખેદ કરચ? ખેદ છે તે કામ બગાડનાર છે, શોક કરનાર શત્રુને સમૃદ્ધિવાળા કરેછે, અને મિત્રોને ખરાબ કરેછે, અને પોતે ક્ષય પામેછે, માટે શોક કર્યમાં. એમ શ્રીકૃષ્ણના કેહેવાથી અર્જુન આ પ્રમાણે બોલ્યા—માહારાજ મે જયદ્રથને કાલ મારવાની પ્રતિજ્ઞા લીધી છે, અને મારી પ્રતિજ્ઞા ખોટી કરવા સારૂ કૌરવો જયદ્રથને સહુની પાછળ રાખવાના છે. તેની બાકી રહેલી અગ્યાર અક્ષૌહિણી સેના બધી તેને વીંટી લેશે તો તે જયદ્રથને હું કેમ દેખી શકીશ? અને મારી પ્રતિજ્ઞા પાર નહી ઉતરે; અને જો તેમ થયું તો હું જેવો માણસ કેમ જીવતો રહે!! સૂર્ય તો જરા પણ રોકાતો નથી એ હુંને મોટી ચિંતા પડી છે. શ્રીકૃષ્ણ અર્જુનના શોકનું ખરૂં કારણ સાંભળી આચમન કરી, પૂર્વાધા ઉભી, આ પ્રમાણે બોલ્યા—–અર્જુન! તારા હિતસારૂ અને એ દુષ્ટના વધ સારૂ પાશુપત અસ્ત્ર અતિ ઉત્તમછે; જેવડે શ્રીમહાદેવે બધા દૈત્યોને મારયા છે. જો એ તું જાણતો હો તો કાલ જયદ્રથને મારી શકય; અને જો નજાણતો હોતો શ્રીમહાદેવને મનવડે શરણ જા, તો તેના પ્રસાદથકી તું ભક્ત છો તો તુને અસ્ત્ર મળશે, એ રીતે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી, અર્જુન આચમન લઈ, પૃથ્વી ઉપર બેશી, એકાગ્ર થઇ, મનવડે શંકરને શરણે ગયો.

અર્જુને એકાગ્ર મન કરી શિવનું ધ્યાન ધર્યું એટલે તેની કલ્પના દૃષ્ટિઆગળ એમ જણાણું કે હું કૃષ્ણની જોડે આકાશમાં ચાલ્યો જાઉં છઉં અને ઘણા અદ્ભુત દેખાવ મારી નજરે પડેછે. એક તરફ હિમાલય, મંદરાચલ અને બીજા પ્રસિદ્ધ ડુંગરો જાણે આકાશની જોડે વાત કરતા હોય

તેમ ઊંચાં માથાં કરી બેઠા છે. કેટલાએક સૂર્યના પીળા તડકાના પ્રતિબિમ્બ થી સુવર્ણ જેવા પ્રકાશેછે અને કેટલાએક ધોળા સફેત બરફને લીધે જાણે રૂપાના ઢગલા પડયા હોય તેમ ચકચકી રહ્યા છે. નાના પ્રકારની વનસ્પતી નાં ઝુંડ ઝુમી રહ્યાં છે અને તેમાં મનને આનંદ પમાડે એવા અનેક પંક્ષીના કલોલ થઇ રહ્યા છે. બીજી તરફ કિન્નરો ઊંચે સ્વરે આનંદનાં ગીત ગાયછે; ઋષિયોના હજારો આશ્રમો અગ્નિધૂમથી ઢંકાઈ ગયા છે અને તેની પાસે ગંગા નદીનું અમોઘ પાણી ખળખળ કરતું ચાલ્યું જાય છે. શિંહ, વ્યાઘ્ર, મૃગ અને બીજાં રાની જનાવરો આંહીથી ત્યાંહાં દોટો મારેછે. આ પ્રમાણે જ્યાં જુવે ત્યાં આનંદ લીલા અને સંગ્રાહ શાન્તિ વિના બીજુ કશુ નજર પડયું નહી. એથી જરા ઊંચા ચડયા એટલે ચંદ્રના પ્રકાશથી પૃથ્વી, અદભુત આકારના સમુદ્રો; અને વિદ્યુત્ વિષ્ણુપદ વિગેરે સઘળાં સુપ્રદેશ જોયા અને છેવટે જ્યાં શિવનું સ્થાન હતું ત્યાં આવી પંહોચ્યા. આનો દેખાવ ઘણો ચમત્કારી અને મૃત્યુલોકના માનવીની, નજરે તો શું પણ સ્વપ્નામાં પણ આવે નહી એવો હતો, તેથી અર્જુન તથા કૃષ્ણ ઘણું આશ્ચર્યપામી શિવની આગળ હાથ જોડી ઉભા રહ્યા અને સ્તુતિ કરવા લાગ્યા—

હે સર્વ પ્રભુ ! હે દુઃખ હરનાર સર્વ ! હે ભયંકરના પણ ભયરૂપ રૂદ્ર ! હે ઈચ્છિત ફળ આપનાર ! હે જગતપાલક ! અમે હાથ જોડી તારી પ્રાર્થના કરીએ છઇયે તે ઉપર તારૂં ધ્યાન પોહોચાડ. તું પાપીને ઉગ્ર છો; તારો કોપ કાળના જેવો છે અને તારૂં સ્વરૂપ બીવરામણુ છે. તું દેવોનો પણ દેવ છો; તેથી તારૂં નામ મહાદેવ પડયું છે. તું ત્રણે કાળના મર્મ જાણુછ તેથી લોકો તને ત્ર્યંબક કહેછે; અને સમગુણ પ્રધાન હોવાથી તું શાંતિ રૂપ છો. તું સર્વ સૃષ્ટિ ઉપર અમલ કરનાર 'ઈશ' છો; સર્વ યજ્ઞયાગાદિ તારે વિશેજ થાયછે એટલે તે સર્વનો લેનાર તુંજ છો. જે મુમુક્ષુ તારી પ્રાપ્તિની ઈચ્છા કરેછે તેને કર્મથી મુક્ત કરછ એટલે તેનાં કર્મ હણી નાંખછ, તેલે

લીધે અથવા સતકર્મના શત્રુને મારી નાખછ તેથી કવિયો તુને મખદન કહેછે. તું અજ્ઞાનનો નાશકરનાર અનેપાપીને દંડ દેનાર છો, તેથી અંધક ઘાતી તારૂં નામ છે. તારા મનના ઘાટ કોઈ જાણી શકતુ નથી આત્ર બહાર પડ્યા પછીજ લોકોને ખબર પડે છે તેથીતું નીલકંઠ અથવા નીલ-ગ્રીવ કહેવાછ ! હે કુમારગુરૂ ! હે પાપીને ટાંકીને મારનાર પિનાકી ! હે સત્ય રૂપ ! તું વ્યાપક 'વિભુ' છો, તું સંસારના કામ ક્રોધાદિ ચપળ માયિક મૃગમારનાર 'વ્યાઘ્ર' છો. અને તું તારા ભક્તની કામના પુરી કર-વા એકદમ વર્ષિ પડછ તેથી ઉદારત્તા તારૂ વાહન કલ્પી વૃષભધ્વજ મૃત્યુલો-કમાં પ્રસિદ્ધ છો, માટે અમે તુને વારંવાર નમસ્કાર કરી માગીએ છીયે તે આપ્ય. હે સુખશાંતિ કરનાર 'શંકર' ! હે સુખરૂપ શંભુ ! અમારો અરજ ધ્યાન ઉપર લે, અને અમારો મનકામના પુરી કર. એ પ્રમાણે ઘણી લાંબી સ્તુતિ કરી એટલે શિવ પ્રસન્ન થયા અને અર્જુનને પોતાનો ખરો ભક્ત જાણી પાશુપતાસ્ત્ર ચીંધ્યું; ત્યાંથી તે લઈ આવ્યા; ત્યારે તે કેમ નાંખવું અને કેમ વાળવું તે એ શંકરે શીખવ્યું અને પછી વિદાય કર્યા.

પાશુપતાસ્ત્ર લઈ પાછા લસકરમાં ગયા અને કોઈને સળવળાટ પણ થયો નહી. મ્હોટું પરોઢીયું થયું ત્યાં યુધિષ્ટર રાજાને જાગવાનો વખત થયો. તેથી ચોતરફ વાજીંત્રના નાદ થવા માંડયા, અને બંદિજન લોકોયે જય જય કારના પોકારથી સોરબકોર કરી મુક્યો. રાજા ઉઠી, પેહેલવેહેલાં દાતણ પાણી કરી, સ્નાનગૃહમાં ગયા, અને ઉનાપાણીથી સુગંધી વસ્તુ ચોળી શરીર સાફ કર્યું, અને શુદ્ધ વસ્ત્ર પેહેરી, અગ્નિગ્રહમાં ગયા, ત્યાં થોડીક ધર્મક્રિયા કરી પાછા મ્હોટા હાલમાં આવ્યા અને વૃધ ઋષિયો તથા બીજા ભિક્ષુકો આવી બેઠા હતા તેને જુદાં જુદાં દાન આપ્યાં. પછી પોતે કચે-રીમાં આવ્યા અને બીજાં ઘરેણાં તથા વસ્ત્ર પેહેર્યાં, થોડીવાર ન થઈ એટ-લામાં ઘોડાના ડાબલા વાગવા માંડયા, રથની ઘણઘણાટી અને લોકોના પગ

ની ધમધમાટી થવા માંડી.

[અધુરૂં.] મ૦ અ૦

# દશકુમાર ચરિત્ર સાર.

[ગયા અંકને પાને ૧૨ મે થી ચાલુ.]

બીજે દિવશે પો ફૂટતાં લડાઇ શરૂ થઈ—પાળા સાથે પાળા, સ્વારો સાથે સ્વારો અને રથીઓ સાથે રથીઓ લડતા હતા. બંને પક્ષ તરફથી એવીતો બાણની વૃષ્ટિ થતી હતી કે, એટલા વાતાવરણમાં નાનું સરખું પક્ષી પણ સંચરી શકતું નહતું. આ મહાસમરમાં કેનો જય થાય છે તે જોવા જે દેવતાઓ વિમાનમાં બેશી અંતરિક્ષમાં ફરતા હતા તેમને એક ક્ષણે ભાગતું હતું કે 'મગધદેશના રાજા રાજહંસનો જય થશે' પણ બીજે ક્ષણે 'માળવાનો રાજા માનસાર જય મેળવશે' એમ તેમનું મન તેમને કહેતું હતું. એવી રીતે જે ક્ષણે જે પક્ષની ચઢતી દેખે તેમના તરફથી તેઓ જયની આશા વારંવાર બાંધ્યા કરતા હતા. અંતે માનસારને દૈવી સહાયતા હોવાથી તેનો જય થયો. રાજહંસનાં ઘણાં મણસો મરીગયાં, તેના કારભારીઓ મૂર્છિત થઈ જમીનપર પડયા. અને પછી પોતાનો પણ વારો આવ્યો માનસારે મહાકાળેશ્વરે આપેલી ગદા રાજહંસ તરફ એવા જોસથી ફેંકી કે, તે સારથીને હણી તેની છાતીમાં વાગી એટલે તે મૂર્છિત થઇ રથમાં પડયો આ બનાવથી રથના ઘોડા એવાતો ભયભીત થયા કે રથ સચોડો લઇ તેઓ વિંધ્યાચળના વનમાં નાશી ગયા. રાજાને નહી દેખવાથી સઘળું સૈન્ય વીખરાઇ ગયું અને શત્રુઓએ કિલ્લો [પુષ્પપુર] તુરત હસ્તગત કરી લીધો. આ વખતે સાંજ પડી હતી. સૂર્યનારાયણ, પાદસમ્મુખ લોકોને આ દારૂણ યુદ્ધની ખબર દેવા જવાની તૈયારીમાં હતા. મોર પોપટ વીગેરે પક્ષીઓ

પોત પોતાના માળા તરફ જતાં હતાં, એથી ઉલટાં ઘુડ, વાગળાં વિગેરે જેઓ આખો દિવસ પોતાના માળામાંજ રહ્યાં હતાં તે હવે રાત્રીનો અમલ બેસતો જોઈ પોતાનો ખોરાક સોધવા જવામાટે પાંખો ફફડાવી તૈયાર થઈ રહ્યાં હતાં. અને શીતળ મંદ મંદ પવન વાવા લાગ્યો તેથી રાજહંસ રાજાના જે પ્રધાનો મૂર્છિત થઈ રણભૂમિ ઉપર પડ્યાં હતા તેમને ભાન આવ્યું. અને ચારે તરફ દ્રષ્ટી ફેરવી જુવેછે તો લોહીની નીક અને તેમાં તરતાં મનુષ્યનાં ધડો, લોહી પીવા આવેલાં ફેંકાર કરતાં ગીધનાં ટોળાં, તથા શીયાળીયાં શિવાય કાંઈ નજરે પડ્યું નહી. ધીમે ધીમે ઉભાથઇ રાજાનો શોધ કરી પણ તેનો ક્યાંઇ પત્તો લાગ્યો નહી. એટલે તેઓ વિંધ્ય વનમાં ઝાંખે મોઢે વસુમતી રાણી પાશે આવ્યા, અને બનેલી વાત અથેતિ તેણીને કહી. આ દુઃખદાયક ખબર સાંભળતાં વારજ તે મૂર્છા ખાઈ જમીનપર પડી. પણ મંત્રિયોની આશ્વાસનાથી તેને ભાન આવ્યું, અને બોલી કે જો તમે મારૂં હિત ચહાતા હો તો જલદી મારે સારૂ ચિતા તૈયાર કરાવો. મારા વિના સ્વર્ગમાં પણ તમારા રાજાને ચેન પડવાનું નથી. તેમ તે વિના મારૂં જીવિત પણ આ દુનિયામાં રહી શકે એમ નથી. માટે હું આ મનુષ્ય દેહ અગ્નિમાં હોમી દિવ્ય દેહ ધારણ કરીને મારા પ્રાણપ્રિય સાથે સ્વર્ગસુખ ભોગવીશ. એ સાંભળી મંત્રીઓ હાથ જોડી બોલ્યા કે રાણીસાહેબ ! રાજાનું શું થયુ તેની કંઇ ખબર નથી કદી તે કુશળ હોય તો આપવિના આંહી તેને ચેન પડે નહી વળી સ્વર્ગમાં તેનો મેળાપ ન થવાથી આપને અત્યંત પશ્ચાતાપ કરવો પડે. શિવાય આપના ઉદરમાં જે પુત્ર છે તે ચક્રવર્તી થશે એમ જોશીઓએ કહ્યું છે માટે જો આપ પ્રાણ ત્યાગ કરશો તો રાજાના વંશો ચ્છેદ થશે. નિવંશ થએલા પુરૂષને આ લોકમાં તેમજ પરલોકમાં ગતી નથી માટે આ વખતે તો આપે ધૈર્ય રાખી પ્રાણાધાર કરવો એજ સારો ઉપાય છે.

એ વિગેરે પ્રધાંનોનાં ઉપદેશ વાક્યો સાંભળી થોડીવાર તેણીએ પોતાનો વિચાર બંધ રાખ્યો. પરંતુ હજી તેનો જુસો શમ્યો નહોતો તેથી જ્યારે પ્રધાનો સુઈ ગયા એટલે પોતે અરધી રાતે જગો છોડી જે ઠેકાણે રણમાંથી ઘોડારથ સહિત નાસી આવી થાકીને ઉભા રહ્યા હતા ત્યાંથી આશરે ૨૦ કદમ દૂર એક વડના ઝાડ નીચે દૈવેચ્છાથી આવી પહોચી અને ઓઢેલાં લુગડાંનો ફાંસો કરી વડની ડાળ સાથે બાંધી આ ક્ષણ ભંગુર દુનીયાં છોડવાની વખતે વિલાપ કરી બોલી:—

[અધુરૂં]   ૯૦ કુ૦

---

# સ્વતંત્રતા.

સૌ૦ દ. ના એડીટર સાહેબ—નીચેનો વિષય આપના ચોપાનીયામાં દાખલ કરશો એવી ઉમેદ છે.

સૌરાષ્ટ્રદર્પણના છેલા અંકમાં "સ્વતન્ત્રતા એટલે છુટાપણું કે કબજામાં રેહેવાપણું" આ મથાળાનો એક વિષય આવ્યો હતો તેમાં માહારા ધારવા પ્રમાણે લખનારે મુળ મુદ્દાની થોડી ઘણી વાત કરી પછી જુદાજ સિદ્ધાંત ઉપર ઉપાડ કરેલ છે તેથી તેના પ્રત્યુત્તરમાં એકજ બાબતપર વધારે ઉતરામ તો વાંચનારે કલમ આડી ગઈ છે એમ સમજવું.

ગયા અંકનુ મથાળું વાંચતાંજ મારા મનમાં આવ્યુ કે આ સિદ્ધાંત કાંઈ નવા આભાસનો છે અને આગળ વાંચતાં તે અનુમાન ખરૂં પડયુ સ્વતન્ત્રતા અને કબજામાં રેહેવું એ બે તદન ઉલટી ખાશીયતની વસ્તુ છે. સ્વતન્ત્રતા ઘડીયાળની કમાનની માફક હમેશાં પોતાની અશલ સ્થિતિ મેળવવા યત્ન કરેછે, અને કબજામાં રેહેવું એ ગુલામગીરી શબ્દનો બીજો પર્યાય છે. માટે તે પેટે ચાલનારા જીવડાની માફક ઢરડા કરી પોતાની જીન્દગી પુરી કરેછે. જોકે દુનિયાની અન્દર દરેક વસ્તુને અમુક હદની જરૂર છે પણ

તે ઉપરથી આ વિશેષ બાબતમાં મીણના માંટી થઈ બેશી રેહેવું એમ નીકળતું જ નથી. જેમ કે જુસ્સાઈ ન રાખવી તે ઉડાઉ થયાની બરોબર નથી, હદમાં જમવું તે ભુખ્યા રહ્યા બરોબર નથી, અને જેમ ક્રોધાદિ આવેશ તજવા એટલે નમાલા થઈ મારખાઇ બેશવા બરોબર નથી. તેમજ સ્વતન્ત્રતા અમુક હદમાં રાખવી તે કબજામાં રેહેવા બરોબર નથી. ગયા અંકના લખનાર 'સ્વતન્ત્રતાને અમુક હદ હોવી જોઈયે' એવું ભાગું તુટું અનુમાનિક દાખલાથી બતાવી 'સ્વતન્ત્રતા એટલે કબજામાં રેહેવું' એવો સિદ્ધાંત લાવેછે પણ તે દેખીતાંજ ન્યાય વિરૂદ્ધ છે. કારણ તેમાં અમુક દેશ અથવા એક ભાગનો સિદ્ધાંત કરી, પછી તે આખા દેશ અથવા આખા ભાગને લાગુ પડયાની બરોબર છે. એટલે બીજી રીતે કહીયે તો સ્વતન્ત્રતાને અમુક હદ (કબજો) જોઈયે. એમ બતાવી સ્વતન્ત્રતા એટલે કબજામાં [સાવ હદમાં] રેહેવું એવું અનુમાન કાહાડયુ છે. અને તે દેખીતાંજ અસંભવિત છે.

સ્વતન્ત્રતા એ શબ્દ સંસ્કૃતમાંથી આવ્યો છે ખરો, પણ તેના અર્થ જેવા બતાવ્યા છે તેવા નથી. મૂળ "સ્વ" એટલે પોતાનું અને 'તન્' એટલે ફેલાવું એ બે મળી 'સ્વતન્ત્રતા' શબ્દ નીકળ્યો છે. માટે તેનો અસલ અર્થ એવો છે કે પોતાથી બીજા કોઈનો આધાર રાખ્યા વગર ફેલાવુ-યત્ન કરવો. ક્યારે યત્ન કરવો, અને તેમાં કેવાં સાધનો વાપરવાં એ વિચાર સ્વતન્ત્રતાની જોડે તાલુકો રાખતો નથી. પણ તે દરેક માણસના અનુભવ અને બુદ્ધિ ઉપર આધાર રાખેછે. કેટલાએકનો સ્વભાવ એવો હોયછે કે, 'દેશકાળ' એવી કોઈ વસ્તુ મુલકના નશીબ ઉપર અમલ ચલાવેછે માટે તેની રાહા જોઈ મોહો ફાડી બેશી રેહેવુ અને ચોતરફથી રાડય ઉઠે ત્યારે રાડય પાડવા મંડી પડવુ યાને વધારે રમુજી વાકય વાપરીયે તો છેટે ઉભી ગાલ બજાવવા, અને એમ કરવામાં પોતાના સ્વતન્ત્ર જોસનો ઉપયોગ કરીયે છીયે.

એમ ધારી મન વાળવું. અને કેટલાએક એમ મત ધરાવેછે કે, 'દેશકાળ' વસ્તુ તો છે તેનાં તેજ છે; માત્ર લોકોનાં મન દિવસે દિવસે બદલાતાં જાયછે અને તેનાં અન્તઃકરણ જુદાંજ હોય છે. કેટલીક બાબતમાં એકનું જોઇ બીજાના ઉપર અસર થાયછે તેથી મનની અશલ સ્થિતિ બદલાઇ જાયછે અને કેટલીક બાબતમાં પ્રસંગાભાવથી ઉત્પન્ન થયેલો ઉત્સાહ નાશ પામેછે, જે પ્રસંગોનો લોપ થયો છે તે પાછા લાવવા યત્ન કરીયે અને બાહારની નબળી અસર કાહાડી નાંખીયે તો, ગયેલો કાળ પાછો આવી ઉભો રેહે, એટલે ટુંકામાં 'દેશકાળ' નિરજીવ વસ્તુ છે તેનાથી ફેરવ્યાં માણસ ફરતાં નથી, પણ માણસનાં ફેરવ્યાં તે બીજાનાં આધીન થઈ રેહેછે. આ કામ કાળે કરયુ એ કેહેવું. માત્ર અલંકાર યુક્તજ છે પણ તે અલંકાર લઇ લેતાં તેનો અર્થ એટલોજ કે તે કામ કાળના માણસોએ ઘણા દિવસ યત્ન કરી અન્તે પાર મુક્યું છે. આ બે મતવાળામાંથી પેહેલા મતવાળા હમેશાં ધીમા અને ઢચુ પચુ મનવાળા હોયછે, અને બીજા મતવાળા હમેશાં ઉતાવળા અને દૃઢ મનના હોયછે. પેહેલા મતવાળા, મનમાં ઘાટ ઘડયા કરેછે અને ટાણું આવે પોતાના અશ સ્વરૂપમાં દેખાયછે તેથી ઘણુંકરી દંભભક્ત હોયછે, અને બીજા મતવાળા બોલેછે અને તેમ કરેછે, માટે ઘણુંકરી ખુલ્લા મનના હોયછે. હવે એ મતમાંથી કયો જરો? અને ગ્રાહ્ય છે? તેનો વિચાર વાંચનારાએજ કરવાનો છે એટલે એ વિશે વધારે લખવા જરૂર નથી.

"સ્વતન્ત્રતા એટલે કબજામાં રેહેવુ" એ સાબીત કરવા ફ્રાન્સના શેનશાહનો અનિશ્ચિત દાખલો આપી તે ઉપરથી આખી સ્વતન્ત્રતા ઉપર હુમલો કર્યા જેવું અનુમાન કર્યું છે, પણ તે મારા ધારવા પ્રમાણે સ્વતન્ત્રતાનો પુરો અર્થ મગજમાં નહી આવવાથીજ હશે. ફ્રાન્સનો રાજા સ્વતન્ત્ર હતો માટે હેરાન થયો એમ છેજ નહી. એ તો ઉલટુંજ હતું. જે માણસ બાહારથી સ્વતન્ત્રતનો ફાંકો રાખેછે પણ માંહેથી રખે હું માર્યો જઈશ, રખે મારી વાત

બાહાર પડશે એમ મનના ગુલામ થઈ જે માણસ કામ કરેછે તે કૃતે પામ-તોજ નથી. બાહારની સ્વતન્ત્રતાની જોડે માહેની સ્વતન્ત્રતા અવશ્ય જોયે. જે માણસ સ્વાર્થ અને વ્યસનાદિ દુર્વિકારને આધીન છે તે બમણો ગુલામ છે; પછી તે ગમે તેવી ઊંચી સ્થિતિમાં હો. સ્વતન્ત્રતાની વાત કરતી વખતે સ્વતન્ત્ર માણસ કદી એક નથી એ ખુબ મગજમાં રાખવું જોઈયે.

ગયા આંકનો લખનાર લખેછે તેમ સ્વતન્ત્રતાથી રાજ્યો પડી ભાગાં નથી પણ એથી ઉલટું થયું છે, એટલે જે રાજ્યમાંથી સ્વતન્ત્રતા ગઈ તે જોડે તે રાજ્યોનું તેજ હણાઇ ગયું છે અને છેવટે ધરતીકમ્પથી મોહોટી મોહોટી ઈમારતો ખરેડી પડેછે તેમ નીતિકંપથી થડ મુળમાંથી જમીનદોસ્ત થયાં છે.

દુનિયાના બાટ અજબ છે; ઘણી વખત સારી વસ્તુ ખરાબના હાથમાં આવવાથી ખરાબ થઈ જાયછે, અથવા વધારે વાજબી કહીએ તો ખરાબ ભાસેછે; જે વસ્તુને આપણે ચાહીયે છઈયે તેજ વસ્તુ અમુક સ્થિતિમાં મુ-કાવાથી આપણને કંટાળો આવેછે અને જે વસ્તુને એક વખત આપણેઘણીજ અમુલ્ય ગણતા હોઇયે તેજ પાછી નજીવી જેવી દેખીયે છઈયે. તેજ પ્રમાણે સ્વતન્ત્રતા અમુલ્ય વસ્તુ છતાં, કોઇ વખત પરિણામે નુકશાનકારક લાગે, પણ તે ઉપરથી મુળ વસ્તુ ખરાબ ઠરતી નથી. આપણો વિચાર સ્વતન્ત્રતા પંડનો છે. જો તે વસ્તુ સારી છે તો તેનાં પરિણામ સારાંજ આવવાં જો-ઇયે, પણ જો ખરાબ આવે તો સ્વતન્ત્રતા પંડનો વાંક નથી. તેમાં સ્વત-ન્ત્રતા વાપરનાર અથવા સાધનનો દોષ છે. વળી સ્વતંત્ર માણસ ઘણી વખત પરિણામની દરકાર કરતો નથી, પણ મુળ વસ્તુ સારી છે કે નરસી? તે ઉપર નજર રાખેછે. જો મુળ વસ્તુ સારી છે તો તેને વાસ્તે ગમે તેમ થાઓ તોપણ તે પાર મુકેજ છુટકો. કારણ ડરીને બેશી રેહેવું એ નબળાઈને તાબે થયા બરોબર છે. ખરી વસ્તુ મારી જતી હોય તેમાં મુંગે મોહે બેસવાથી મનમાં

જે બળાપો થાયછે તે આવી પડેલ દુઃખના કરતાં વધારે પીડા કરેછે. સ્વતન્ત્ર માણસ, સત્ય વાતમાં ડરવાને ગુલામગીરી સમઝેછે; અને તેને ગુલામગીરીના કરતાં મોત વધારે મીઠું લાગેછે, સ્વતન્ત માણસનું મન, લડાઈમાં લડવા જનાર સીપાઇનાં જેવું છે, તેને જેમ હું નિમકહલાલ સીપાઈ મારી ફરજ બજાવવા જાઊંછઊં એટલી ઉસકેરણી બસ છે, તેમ સ્વન્તત્ર માણસને મારી તરફ સત્ય છે એટલું બસ છે. સામાં શત્રુનાં માણસ કેટલાં છે? હું ફતે પામીશ કે મરી આવીશ? એ વિચાર શુરવીર સીપાઇને કરવાનો નથી, તેમ સ્વતન્ત્ર માણસને પણ નથી. એ બધા વિચાર ઉપર સ્વતન્ત્ર માણસે લીધેલું કામ કોઇ વખત ધાસતીમાં ભાસે પણ તે ઉપર તે દુઃખરૂપ ઠરતું નથી. હું કહુંછઊ તે દુઃખના ખરા અર્થમાં દુઃખરૂપ પણ બીકણ નામાની લીધેલ દુઃખ રૂપ નહી.

આ પછી સોસાઇટી અને તેના ધારાની વાત ચલાવી છે અને તેને અનુસરી ચાલવાનું અનુમાન કર્યું છે. એ ઘણું ઉત્તમ છે પણ તેમાં ગાડરીયા પ્રવાહની માફક ચાલતા ધારા તથા આંધળાને આંધળો દોરી જાતા હોય એમ ચાલતા ધારાને જુદા પાડયા નથી. તે ઉપરથી તે ધારાને પણ વળગી રહી મૂર્ખ બનવું એમ પણ વખતે લખનારનો હેતુ હોય. મંડલીનો ઘણો સમુદાય સામાન્ય સમઝનો હોયછે અને કેટલીક વખત ઘણા સાંકડા મનવાળા પણ તેમાં ડાંગ ફેરવેછે; તેથી હમેશાં તેના ધારા વાજબી અને ઉત્તમ પાયા ઉપર હોય એમ થોડું અનુમાન થઈ શકેછે. સત્ય અને જુઠ, પાંસરું અને વાંકું, અને સમઝ તથા બે સમઝ વચ્ચે હમેશાં કજીયોજ હોયછે; તેથી ગયેલે વખતે ઝડવઝડ તો થાવાનીજ, માટે સત્યને દબાવી જુઠને કોણ ઉત્તેજન આપે? ધીમે ધીમે ગાંડામાં ગાંડા થઇ અને વેહેમીમાં વેહેમી બની, નરસા ધારા કાહાડી નાંખવા યત્ન કરવો એ વિચાર ખરેખર કનિષ્ટ વર્ગનો છે. કારણ એથી આપણે દંભી બનીયે છઈયે અને બીજાને દંભી

થાતાં શીખવીયે છઈયે.

આપણામાં કેહેવત છે કે, નરસી વસ્તુ કુતરા જેવી છે; એટલે એકમાં વળગી તો પછી બધે વળગવાનીજ. તેમ દંભ પણ એક ઠેકાણે 'ધારણ કર્યો તો પછી બીજે ઠેકાણે કોઈ વખત આપણા સ્વાર્થ સારૂ અને કોઈ વખત બીજાના ભુંડાસારૂ ધારણ કરતાં વાર લાગશે નહી. સારૂં કરવા સારાં સાધનજ જોઇયે, અને જે વસ્તુ બીજે ઠેકાણે હલકી છે તે સારી ગણી સારૂં કામ સિદ્ધ કરવા ધારીયે તો, તે સારૂં કામ પણ ખરાબ વાસ વાળું થઇ જાય છે. "આડે લાકડે આડો વેહેર" "કોઈ વખત મુઠીમાં માઈ જાઈયે અને કોઇ વખ્ત બાથમાં પણ ન માઇયે" અને "જ્યાં જેવા ત્યાં તેવા થઈયે તો જીતીયે દાણવદેશ" એ કેહેવતો આખી પ્રજાની નીતિ બતાવી આપેછે' માટે તે હલકા પેટના કોઈ સ્વાર્થીની છે. આપણે હમેશાં તેનો તિરસ્કારજ કરવો જોઈયે. એ ગુણ આપણામાં વધારે ફાવે તો પછી આપણે કાંઈ કામનાજ નથી. દુનિયાનાં દરેક કામ સત્યને વળગી ખુલ્લા મનથીજ કરવાનાં છે અને આ કેહેવતો આપણને દંભ ધારણ કરવા શીખવેછે. [અધુરૂં.]

---

# હિંદુસ્તાનનો પુરાતની શોધ.

(ગયા અંકને પાને ૨૫ મે થી ચાલુ.)

## બેશનગર અથવા વઈદીશા.

બેસનગર એ ઉજડ મ્હોટાં શેહેરનું ખંડેર છે, પણ કોઇ વખતે ઘણું મોહોટું સર્વજાતની સમૃદ્ધિથી ભરપુર શેહેર હતું. તે માળવ અને દશાર્ણ દેશની રાજ્યધાનીની પદવી ધરાવતું હતું. ઘણા જુના લેખોમાં તેનું નામ

પ્રસિદ્ધ છે તેમ મહા કવી કાળીદાસના મેઘદૂત નામના કાવ્યમાં અને બાણ કવિની કલ્પિત આખ્યાયિકા કાદંબરીમાં પણ જોવામાં આવેછે. તેઓએ તેને વૈદિશા કરીને લખેલું છે તેનાજ અપભ્રંસ થઇને હાલ બેશનગર એ નામ પડેલું છે. એ ઉદયગિરીથી ૦॥ માઇલ દુર છે.

હાલ આ બોહોળી જગામાં ફેલાએલાં ખંડેરના વાયવ્ય ખુણામાં થોડાં ઝુંપડાંની વસ્તી છે તે બેસનગરના નામથીજ ઓળખાય છે. આખા ખંડેરમાં ચોતરફ ઇંટોના ટુકડા, તુટી ફુટી મુરતીઓ, દેવળના નકશીદાર પથ્થરો વિખરાયેલા પડેલા છે; પણ ઘરો બાંધવાની ઇંટ પથ્થરો આદિ સામાન ભીલસામાં ઘરો બાંધવાને લોકોએ કામમાં લીધેલો હશે.

બેસનગર માંહેથી પ્રાચીન વસ્તુઓમાં એક પ્રાચીન સ્તુપના કઠેડાનો ઉપલો પથ્થર મળ્યો તે સુંદર નકશીદાર છે. તે ઉપર એક પ્રાચીન અક્ષરોમાં લખેલો ટુંકો લેખ હતો, તે ઉપરથી તેનો બાંધવાનો કાળ લગભગ સાંચીના સ્તુપના દરવાજાના જેટલો પુરાણો છે. (એટલે આજથી આશરે ૧૭૦૦ વર્ષ અગાઉનો ) તેથી થોડે દુર એ સ્તુપના કઠેડાના સ્થંભો પણ ૨ મળ્યા, તે ઉપર પણ સાચ્ચીના સ્તુપના દરવાજા ઉપરની નકશીની પેઠે બોધિદ્રુમ ને નમસ્કાર કરતા પુરૂષોનાં ચીત્રો છે. બેસનગરમાંથી ,ચોમાસામાં પ્રાચીન શીકાઓ ઘણા મળેછે તેને આહીંના લોકો બેશની કુકડીને નામે ઓળખેછે. તે લોકો ભીલસામાં સરાફોને વેચી આવેછે. મુને ગામમાંથી ૨ કુકડી મળી પણ પાછળથી ભીલસામાં તલાસ કરવાથી ૫૦ તેવી કુકડી અને ૨ ક્ષત્રપોના શીકા મળા.

બેસમાં ૧ દીવસ રહ્યો, અને એ સ્તુપના પથ્થર અને સ્થંભનો ફોટોગ્રાફ લીધો અને આજુ બાજુની પ્રાચીન જગાઓ તપાસી તેનો ને લીધો.

## ભીલસા.

ભીલસા નામનો મોહેટો કસબો બેતવો નદીને જમણે કિનારે બેસનગર ખંડેરની સીમાથી આસરે ૦॥ માઈલ દુર છે. વચલા વખતમાં એ મોહોટું શેહેર હતું ને તેનું નામ ભાઈલ્લસ્વામી હતું એ નામ એક રાજાની સ્થાપેલી સૂર્યની મૂર્તિ ઉપરથી પડેલું હતું તેમાંથી અપભ્રંશ થઈને હાલ ભીલસા એ નામ થયું છે. પુરાતની વૈદિશા અથવા બેસનગર ઉજડ થયા પછી ત્યાંહાંના લોકો આવીને ભીલસામાં રહ્યા હશે એમ ધારવામાં આવેછે. અને પાછળથી હળવે હળવે દુર્દશામાં આવતું ગયુ તે આજ એક કસબો છે, પણ દિનપરદિન તે ઉજડ થતો જાયછે. પુરાતની કાળની તેની સીમા ઘણે દુર દુર સુધી ઘરોના પાયાઓથી દેખાયછે. હાલ ભીલસા સીંધીયા સરકારના તાબામાં છે. તેઓની તરફથી કુમાવિસદાર અને બીજા અમલદારો આંહી રેહેછે.

ભીલસામાં પુરાતની રહેલી ઈમારતોમાં બીજામંડળ નામના દેવળને તોડી મુસલમાનો વખતમાં બનાવેલી મસજીત છે. બીજામંડળ એ ઘણુંકરી વિજય મંદિરનો અપભ્રંશ હશે. એ મંદિર જ્યારે સાબુત હશે ત્યારે ઘણું મોહોટું હશે હાલ તેનો ઉપરનો સઘળો ભાગ તોડી નાંખ્યો છે અને માત્ર પછવાડેનો થોડો ભાગ અને નીચેની બેઠકજ રાખેલી છે, તોપણ એ બચેલા ભાગપરથી આગલા દેવળની મોહોટાઈ દેખાઈ આવેછે. એ દેવળોની બેઠક ઉપર મશજીત બનાવતી વખતે તેમાં કેટલાંએક બીજાં દેવળોના સ્તંભો પણ કામે લગાડેલા છે, એ સ્તંભો ઉપર લેખો કોતરેલા છે, તેમાં ૨ લેખ મોહોટા હતા, તેમાંની એક ચર્ચીકા દેવીની સ્તુતિ છે. એ નરવર્મ રાજા જે ઉદયાદિત્ય પછીનો માળવાની ગાદી ઉપર બેસનાર રાજા હતો. તેની કરેલી સંસ્કૃત કવિતા છે, અને એક શ્લોક તેના મંત્રી અથવા અધિકારીનો બનાવેલો છે.

હાલની ભીલસાની વસ્તીથી થોડે દુર પૂર્વ દિશા તરફ નાહાનો રેતીના પથ્થરનો ડુંગરો છે તેને લોહાંગી કરી કેહેછે. એ ઉપર લોહાંગી નામથી પ્રસિદ્ધ કોઇ પીરનો મુકરબો છે. તે જગોએ પણ પુરાતની વખતના હિંદુઓના સુંદર દેવળના નકશીદાર પથ્થરો છે, અને એક મોહોટા સ્મરણસ્તંભની ઉપરની કુંભી પડેલી છે.

ભીલસાની વસ્તીમાં એક મોહોટી તોપ પડેલી છે તે પીતળની ઢાળેલી છે, તેની લંબાઈ ૧૯ ફુટ ૭ ઈન્ચ છે, તેનો મોહોડા આગળનો વ્યાસ ૨ ફુટ ૩ ઈન્ચનો છે. આખી તોપ ઉપર સુંદર જાળસરના જેવી નકશી છે. એ તોપ બાબત, જુનાગઢમાં ઉપરકોટની અન્દરની મ્હોટી તોપની જેવી ગપો ચાલેછે તેવીજ ગપો આંહી પણ [તેની લંબાઈ બાબત અને દાગતી વખતે તેના ભયાનક પરિણામ બાબત] ચાલેછે,

## ઉદેપુર.

ઉદેપુર નામનું પુરાતની શેહેર ભીલસાથી ઉત્તર દિશા તરફ, પણ થોડું પૂર્વ તરફ ઝુકતું, ૧૩ કોસ દુર છે. એ શેહેર પ્રખ્યાત ભોજરાજા પછી માળવાના રાજ્યાસન ઉપર બેસનારા ઉદયાદિત્ય રાજાયે વસાવ્યું હતું. હાલ આખું શેહેર ઉજડ પડેલું છે, અને માત્ર થોડાંજ ઘરો તેમાં વસેછે તે પણ દિનપરદિન છોડતાં જાયછે. ગામમાં બજારના રસ્તા અને દુકાનો એમનાં એમછે પણ તેમાં વસ્તીનું નામ નથી. જ્યાંહાં જોઇયે ત્યાંહા ઉજડ ઘરો પડેલાં છે, અને કોઈ ઘરમાં માણસો વસેછે. શેહેરની વચ્ચે ઉંચી જગા ઉપર ઉદયેશ્વર માહાદેવનું સુંદર અને મોંહોટું દેવાળય છે તે ઉદયાદિત્યે કરાવેલ છે એમ કેહેવાયછે. તે ૮૧ ફુટ પૂર્વ પશ્ચિમ લાંબું છે અને પોહોળું વધારેમાં વધારે ૯૮ ફુટ છે, તેના મોહોટા શીખરની ઊંચાઇ ૭૫ ફુટ છે. આખું દેવળ રતૂબડા રેતીયા પથ્થરનું બંધાવેલું છે અને નીચેથી તે ઉપર સુધી

સુન્દર નકશીથી ભરેલું છે, આગલા ભાગમાં મંડપ છે. તેમાં જવાને ૩ તરફથી દરવાજા છે. તેમાં મુખ્ય દરવાજો પૂર્વમુખ છે. દરવાજાની બાજુયે ઘણા લેખો કોતરેલા છે. તેમાં ૧ ગુજરાતના રાજા કુમારપાળના વખતનો છે. ઉદેપુર ગામમાંથી એક લેખ ઉપાડી તે દેવળમાં રાખેલો છે, તેમાં ગુજરાતના રાજા અરજુન દેવના વખતનો છે, તે ઉપરથી ગુજરાતના રાજાઓના તાબામાં કોઇ વખત ઉદેપુર હતું એ દેખાયછે. એક બીજો લેખ પણ ઉદયેશ્વરના મંદિરમાં પડેલો છે તેમાં ''ઉદયાદિત્ય સુધી'' માળવાના પરમાર રાજાઓનું સારૂં વર્ણન મળેછે.

ઉદેપુરમાં ઉદયેશ્વરના મંદિરના દેખાવના ૨ ફોટોગ્રાફો લીધા, અને ૪ લેખોની નકલ કરી.

## એરન.

એરન નામનો ઉજડ કસબો ઉદયાદિત્યના ઉદેપુરથી ૧૦ માઇલ ઇશાનકોણ તરફ બીના નદીને કીનારે છે. એ કસબો પુરાતની કાળમાં મોહોટું શેહેર હશે પણ દુર્દૈવથી વચલા વખતમાં નાહાના કસબા જેવું થઇ ગયું હતું. અને હાલ થોડા વખતથી સાવ ઉજડ હાલતમાં છે, માત્ર જુજ વસ્તી તેમાં છે. મોહોટાં મોહોટાં ઘરો તેમાં ઉજડ પડેલાં છે.

ગામની ત્રણે બાજુએ બીના નદી વેહેછે એ ઘણી ઊંડી છે, બોટમાં બેઠા વગર સામે કીનારે જઈ શકાતુ નથી તેથી એ ગામને ૩ બાજુએ જળમય કીલ્લો છે અને એક બાજુએ થોડા કાળ ઉપર ત્યાંહાંના એક જમીદારે કોટ બાંધી તેના બેઉ છેડા નદીને મેળવી દીધા છે તેથી તેની વચ્ચેનો ભાગ નાહાનો કસબો વસે તેટલો પણ આગલા વખતમાં કીલ્લાની બાહેર ઘણે દુર સુધી વસ્તી ફેલાએલી હતી. એ કીલ્લાની બાહેર નાળાઓની વચ્ચે વચ્ચે ઊંચી જગાઓ ઉપર બચેલી પુરાતની વસ્તીની નીશાની ઉપરથી દેખાયછે. હળવે હળવે વસ્તી ઉજડ થયાથી, નાહાનાં નાહાનાં નાળાંઓ

પડી જવાથી 'એ પુરાતની વસ્તીની નીશાનીઓ સઘળી નદીમાં ઘસાઈ ગઇ છે

એરનનું પુરાતની નામ એરિકિન હતું. એ નામ સાંચીના સ્તુપના કઠોડાના ૨૦૦૦ વરસના પુરાણા લેખમાં જોવામાં આવેછે તેમ એરન માંહે-થી મળેલા ૩ લેખોમાં પણ એ નામ જોવામાં આવેછે.

એરન ગામમાં પ્રાચીન બચેલી વસ્તુમાં ગામથી બાહાર બીનાદીને ડાબે કીનારે બરેઠ [અથવા વારાહરુથાન?] નામની જગા છે ત્યાંહાં મોહોટી વરાહ અવતારની જંગલી શૂકર રૂપની મુરતિ છે, તેના આખા અંગમાં દેવતાઓ ખોદેલા છે. ડાહાડમાં સ્ત્રીરૂપ પૃથ્વી લીધેલી છે. એ મુરતિ ૧૦॥ ફુટ ઊંચી છે, અને મોહોડેથી તે પીઠ સુધી ૧૨ ફુટ ૮ ઇંચ લાંબી છે. તે અખંડ સ્તુંબડા રેતીના પાષાણની બનેલી છે. એ મુરતિના ગળા ઉપર પ્રાચીન અક્ષરોથી લેખ લખેલો છે તે ઉપરથી માલુમ પડેછે કે, એ મુરતિ તારોમાણ નામના રાજાના રાજ્યના પેહેલા વરસમાં બેસારેલી છે, તેને આશરે ૧૩૫૦ વરસ થઇ ગયાં છે.

એ વરાહ અવતારની મુરતિની બાજુએ બીજી મોહોટી વિષ્ણુની મુર્તિ છે. તેની ઉપરનુ દેવળ ત્રુટી ગયુ છે, તેની સામે એક મોહોટો સ્તંભ ઉભો કીધેલો છે તેને મથાળે ગરૂડની મુરતિ ઉભેલી છે. તે નીચેથી માથા સુધી ૪૪ ફુટ ઊંચો છે. નીચેથી ૨ ફુટ ૯ ઇન્ચ સમચોરસ જાડો છે. ઉપર ૨૦ ફુટ પછી અષ્ટકોણ છે. તે પછી ઉપર કુંભી અને બેઠક નીચે ચાર સિંહો છે. તથી ઉપર ગરૂડની ઉભેલી મુરતિ છે. એ તરેહની તેની રચ--ના છે. સ્તંભની પશ્ચિમ બાજુ તરફ માહારાજા બુધગુપ્તના વખ્તનો લેખ કોતરેલો છે. એ બુધગુપ્ત. ઉપર લખ્યા તારમાણ રાજાથી થોડોજ આગળ થઇ ગયો છે એમ ધારવામાં આવેછે.

એક બીજો તુટેલા સ્તંભના તુકડા ઉપર ૭ શ્લોકનો લેખ મળ્યો. તે બુધગુપ્ત કરતાં આગળના રાજાના વખ્તમાં લખાયેલો છે પણ તેમાંનો જરૂ-

રનો ભાગ તુટી ગયાછે. તેથી ઘણો ઉપયોગી નથી.

એરન ગામમાં નદી કીનારે એક દેવળમાં મોહોટી વારાહ અવતારની ઉભેલી મૂર્તિ છે. તેના પગ નીચે પણ એક લેખ ૨ પંક્તિમાં લખેલ છે એ પણ બુધગુપ્તના જેટલોજ પુરાણો છે.

એરન ગામથી પૂર્વદિશા તરફ થોડે દુર નદીને કીનારે ૯ પંક્તિનો પુરાતની લેખ મળ્યો. એ ગુપ્તવંશના સવંત ૧૯૩ માં લખેલો છે. એ ઘણોજ જરૂરનો છે, એ લેખથી બુધગુપ્ત પછીના ગુપ્તવંશ બાબત થોડો વધારે પ્રકાશ મળેછે.

એ રીતે સઘળા મળી એરનમાંથી ૫ લેખો મુને મળ્યા. તેઓની નકલ કીધી અને ૪ પ્લેટો ફોટોગ્રાફની લીધી. એરનમાં હું ૪ દિવસ રહ્યો એટલામાં ઘણોજ વરસાદ થયો ને રસ્તા ચોમાસામાં તદન મુસાફરી કરવાને નાલાયક હોવાને લીધે એરનથી સાગર થઇને જબલપોર જવાનો મારો વિચાર હતો તે ફેરવીને પાછો ભીલસે આવ્યો. ભીલસેથી ૩૦ કોસ સોહાગપુર જેનું પુરાતની નામ સૌભાગ્ય પુર છે ત્યાંહાંથી રેલવે મારફત બનારસ આવ્યો છઊં.

તા. ૫ સપ્ટેંબર સને ૧૮૭૧ મુ. બનારસ

આપનો તાબેદાર રહીયત.
ભગવાનલાલ ઇન્દ્રજી.

# સમશ્યાપૂર્તિ.

સૌ૦ ૬૦ ચોપાનીયાના એડીટર સાહેબ—

આપના પુસ્તક ૭ માના છેલ્લા અંકમાં શાસ્ત્રી કરૂણાશંકર ઇંદ્રજીના

પુત્ર હરિદત્તે જે સમશ્યાપૂર્તિના ચાર શ્લોકનાં ચાર પાદ છપાવ્યા છે તેમાંથી મે પૂર્ણ કરી આ સાથે મોકલ્યા છે તો તવિશે યથા રૂચિ કરશો.

द्वितीयस्य

तद्रचितचतुर्थःपादः

"अहो सेयं हंसी बकवशमगाद्दैवाविहता ॥"

मद्रचितापूर्त्तिः पादत्रयात्मिका.

पयोधिं निर्मथ्य त्रिदशदनुजैश्चामृतधिया,
विनिष्क्रांता लक्ष्मीर्जनितसमरत्नेष्वधिकृता.
मुरारेर्हृद्रूपा चरणकमलस्था भ्रमरिका,
ह्यहो सेयं हंसी बकवशमगाद्दैवाविहता ॥१॥

अत्र तात्पर्यार्थस्तु, अहो एतादृशी सा इयं हंसी अच्युतस्य स्त्री भाग्यविहता, बकवशं श्रीद[कुबेर]वशमगात् यक्षराड्वशमगात् इत्याश्चर्यं ॥ तदुक्तं कोशांतरे ॥ हंसोऽर्केमत्सरेच्युते इति॥ तथाच ॥ बकोरक्षोभिदिश्रीद इति.

यद्वा.

अकं ज्ञात्वा शेषं महिषदनुजाद्यर्द्दितभुवाः,
समुद्भूता लक्ष्मीरखिलसुरसंपादिततनुः ॥
रिपून्हत्वा स्वस्था त्रिभुवनजनित्र्यब्धितनया ।
ह्यहो सेयं हंसी बकवशमगाद्दैवाविहता ॥२॥

अत्र तात्पर्यार्थस्तु, एतादृशी अच्युतस्य स्त्री हंसी दैवविहता, दैवगत्या बकवशमगात् बकस्तत्र रक्षोभित् इंद्रः तस्य वशमगात् ॥ वैकुंठवासिनी स्वर्गवासिनी जाता सैकाप्यनेकरूपा भवतीत्याश्चर्यं ॥ वचनं तूक्तमादिमे पद्ये ॥

---

तृतीयस्य

" तद्राचितचतुर्थःपादः

संताड्यसे कथमहो चरणैस्त्वमद्य "

मद्राचितापूर्त्तिःपादत्रयात्मिका.

यद् ब्रह्मसूत्रगतषोडशबोधपादान्,
मोक्षप्रदान्छठ विहाय मुधा वचोगैः ।
काव्याद्यलंकृतिरसप्रदशास्त्रगाणां,
संताड्यसे कथमहो चरणै स्त्वमद्य ॥३॥

शास्त्रगानामित्यत्रपद्यानामितिशेषः शेषंसुगेम ॥

यद्वा

भो जीव जीवतु भवान् शुभवंश्चिरायाऽ
खंडोसि खंडरचितै रुधिरत्वगस्थ्नां ॥
विस्मृत्य विश्वकृदहं तमसे त्यरीणां
संताड्यसे कथमहो चरणै स्त्वमद्य ॥

अरीणांकाम ओधादीनामपि

---

चतुर्थस्य यथा

तद्रचितचतुर्थःपादः

"अमृतं याति विषोपमां क्वचित्"

मद्रचितापूर्त्तिःपादत्रयात्मिका

मृतधर्मविनाशकं परं, विबुधैः सेव्यतमं त्वहर्दिवं ।
तमसा ग्रसितेऽमृतांशुके, ह्यमृतं याति विषोपमां क्वचित् ॥

द्व्यर्थोयं श्लोकः अमृतपरो मोक्षपरश्च ॥ तत्राद्यो यथा ॥ मृतधर्मविनाशनं अतः परं उत्कृष्टं, विबुधैः देवैः सेव्यतमं, एतादृशं अमृतं सुधा, तु पुनः तमसा राहुणा अमृतांशुके चंद्रे ग्रस्ते सति, तत्समये तदमृतं क्वचिद्देशे विषोपमां यातिती ॥ मोक्षपरोव्याख्यायते ॥ मृतधर्मविनाशकं, परं उत्कृष्टं, विबुधैः पंडितैः अहर्दिवं सेव्यतमं, अमृतं मोक्षः; तु पुनः यदा तमसा अज्ञानेन अमृतांशुके मोक्षतंतौ ग्रसिते वेदांताभ्यासे नष्टे सति तदमृतं मोक्षः क्वचिदित्य-पक्वदशायां विषोपमांयाति ॥कोशे अमृतं यज्ञशेषेब्रुसुधामोक्षेप्वयाचितइति ॥

यद्वा

क्रतुकर्मणि मुख्यमाहुतौ, पितृदेवेष्वपि विष्णुदैवतं ।
शतवारिविधूतभक्षितं, ह्यमृतं याति विषोपमां क्वचित् ॥

तात्पर्यार्थस्तु एतादृशं सर्वकर्ममुख्यं विष्णुदैवतं अमृतं घृतं, शतवारिविधूतं भक्षितं चेत् विषोपमां याति ॥ कोशे अमृतं गोरसे घृते ॥

———

यद्वा

गुणतो मधुरं स्वभावतः, सुगवां भक्षणतो प्यातिप्रियं ।
ज्वरिणा मदतां हृदंतरे, ह्यमृतं याति विषोपमां क्वचित् ॥

अत्र तात्पर्यार्थस्तु क्वचित्स्थले अमृतं दुग्धं विषोपमां याति ॥ तदुक्तं अमृतं गोरसे हृद्ये ॥ इति कोश.

पूर्त्तिकर्त्ता शुक्ल अमरजी जीभाइ

मारी पोतानी करेली पूर्तिओ नीचे प्रमाणे.

प्रथमस्य

तद्रचितमंदाक्रांता×याश्चतुर्थःपादः

"सिंहीस्तन्यं पिबति मुदितः शावकोऽसौ मृगस्य,,

मद्रचिता पूर्तिः

बालो जर्मन्विषयजनुषः श्रौतसंस्कारहीनः
श्रौतं सारं हरति चिरमभ्यस्य गिर्वाणवाणीं ।
तद्वो लज्जां भजत पतिता भारताः सिंहबालाः
सिंहीस्तन्यं पिबति मुदितः शावकोसौ मृगस्य ॥१॥

अर्थस्तु स्पष्टतर एव ॥ तथापि क्वचिदुद्घाट्यते ॥ भारताः भरतखंडनिवासिनो लोकाः आर्या इति यावत् ॥ सिंहबालाः सिंहबालसदृशाः यथा भाषायां "स्हीनां बच्चां" सुगममितरत्

× अत्र गतपत्रे स्त्रग्धरायां इति प्रमादितंतेनास्मद्गुरुभ्रात्रा बालविदुषा.

द्वितीयस्य

तद्रचितशिखरिणीवृत्तस्य चतुर्थः पादः

" अहो सेयं हंसी बकवशमगाद्दैवविहता ॥ "

मद्रचितापूर्त्तिः

रसज्ञैका दक्षाऽशनवचनकृत्ये हि रसना,
स्वयं मृद्वीतद्वद्वदनसदना वासवसना ।
कृता यत्कुद्दालानुजरदकुलांतःस्थितिमती,
अहो सेयं हंसी बकवशमगाद्दैवविहता ॥२॥

तद्वत् मृदुत्ववदिति वदनविशेषणं, यद्वा तद्वत्तथैवेत्यव्ययं सुगममितरत् ॥ एतादृक् चतुरायाः कोमलाया एकस्याश्च रसनायाः यत्कुद्दालानुजानामिति काठिन्ययुक्तछेदकधर्माणां दंतानामथच कुलीभूतानां मध्ये निवसनं तत् हंस्याबकवशगमनवत् केवलं दैवविहतत्वमिति तात्पर्यं ॥

---

तृतीयस्य

तद्राचितवसंततिलकायाश्चतुर्थःपादः "

संताड्यसे कथमहो चरणैस्त्वमद्य ॥

मद्रचिता पूर्त्तिः

सर्वं वपुर्विगलितं पलितं शिरश्च,
जातं जडाननसं ननु नीरदं ते ।

मुक्त्वा तथापि हरिपादमथांगनानां,
संताड्यसे कथमहो चरणै स्त्वमद्य ॥३॥

अवाननसं मुखनासिके नीरदं इत्यस्य निर्गता: रदा:दंता: यस्मात् नीरं ददातीतीत्यर्थः ॥

---

चतुर्थस्य

" तद्राचितवैतालीयवृत्तस्य चतुर्थ:पाद: "

अमृतं याति विषोपमां क्वचित्

मद्रचिता पूर्त्तिः

ज्ञमुखागतसत्कथामृतं, श्रुतिपात्रैः प्रपिबंति साधवः ॥
विषवद् विषयी जहात्यहो, अमृतं याति विषोपमां क्वचित्॥

अर्थस्तु सुगमः

आचार्य हरिदत्तसूनो वल्लभजीशर्मणः।

इमाः पूर्त्तिपंक्तयः

---

# શારીરવિદ્યાવિશે.

[ગયા અંકને પાને ૨૧ મે થી ચાલુ.]

ગયા અંકમાં અમે અમારા સુજ્ઞ વાંચનારાઓને જણાવી ચુકા

છઇયે કે આપણું આખું શરીર જુદા જુદા ૭ વિભાગોથી જોડાએલું હોય છે, તથા જુદા જુદા વિભાગોનો ઉપયોગ પણ ટુંકામાં જણાવ્યો હતો, તેમ-જ હાડપંજર વિશે ટુંકામાં થોડું બયાન કર્યા પછી આ પ્રસંગે હાડપંજર કેટલા હાડકાનું બનેલું છે તે, તથા અસ્થીનું વર્ણન કરવાને અમે કબુલ કીધું હતું તે પ્રમાણે આ અંકમાં પ્રથમ હાડપંજર કેટલા હાડકાનું બનેલું છે તેનું થોડુંક વર્ણન કરવાને અમારા વાંચનારાઓની અમે રજા લઈયે છઇયે.

હાડપંજર અથવા ઇંગ્રેજીમાં જેને "સ્કેલીટન" કેહેછે તે જુદાં જુદાં ૨૦૪ હાડકાં અથવા અસ્થિથી બનેલું છે તે નીચે પ્રમાણે—

| | અસ્થી. |
|---|---|
| આખા બરડાનાં | ૨૬ |
| માથાની ખોપરી અથવા ખુમડનાં | ૮ |
| મોહોડાનાં અથવા ચેહેરાનાં | ૧૪ |
| કાનનાં | ૬ |
| છાતીનાં તથા પાંસળીઓનાં | ૨૬ |
| બન્ને બાજુના ખભાથી તે હાથસુધીનાં | ૬૪ |
| બન્ને બાજુની કડયથી તે પગ સુધીનાં | ૬૦ |

સદરહુ જણાવ્યા પ્રમાણે કુલ ૨૦૪ અસ્થિથી આપણું હાડપંજર થયેલું છે એમ અમારા વાંચનારાઓના ધ્યાનમાં આવશે.

આ ઠેકાણે જણાવવાની જરૂર છે કે, નાહાનાં નાહાનાં અસ્થી જેને અંગ્રેજીમાં "સેસાંબોન્સ" અને "વરમીઅનબોન્સ" કરીને કેહેછે તે દરએક મનુષ્યના હાડપંજરમાં હોયછે, પરંતુ તે નિયમ વગરના હોયછે, એટલા માટે સદરહુ નિરમાણ થયેલી ગણતરીમાં તેઓ આવી શકા નથી.

ઉપર જણાવેલા જુદા જુદા ૨૦૪ અસ્થીનું વર્ણન કરવાની અગાઉ દરેક હાડકાંના સાધારણ ગુણો તથા તે શી રીતે બનેલું છે તેનું ટુંક બયાન

અત્રે આ પ્રસંગે કરીએ છઈએ.

અસ્થી અથવા હાડકુ મનુષ્યના શરીરના તમામ ભાગોમાં એક ઘણોજ શખ્ત અથવા કઠણ ભાગ છે, તેનામાં કેટલેક દરજ્જે સ્થિતિસ્થાપકતા અથવા કમાનીઅત ખાસીઅતનો ગુણ છે, તેમજ તે થોડું ઘણું ચીમડ અથવા ચીવટ છે. તાજેતર તેનો રંગ બાહેરથી કીરમજી તથા અંદરથી રાતો હોયછે. તેને પરિચ્છેદ કરીને જે જોઈયે તો તેની રચના અથવા બાંધો બે પ્રકારનો માલુમ પડેછે. એક સજ્જડ અથવા ઘટ્ટ અને બીજો પોચો અથવા નરમ. સજ્જડ ભાગ હાથીદાંતના જેવો કઠણ હોયછે અને પોચો ભાગ જાળીના જેવો આકૃતિમાં હોયછે. સજ્જડ ભાગ અસ્થિના બાહેરના બાંધામાં આવેછે અને પોચો ભાગ અંદરના બાંધામાં આવેછે. સજ્જડ અને પોચો ભાગ બન્ને પ્રમાણમાં વધારે ઘટારે દરેક અસ્થિમાં હોયછે. જે ઠેકાણે સખ્ત હાડકું હોયછે ત્યાંહાં સજ્જડ ભાગ વધારે હોયછે અને જ્યાંહાં હલકું હાડકું હોયછે ત્યાંહાં પોચો ભાગ વધારે આવેછે; એટલે મનુષ્યના બાંધામાં જે ઠેકાણે મજબુતાઈ અથવા હલકાઈ જોઈયેછે તે પ્રમાણે ઉપર કહેલા ભાગો દરેક અસ્થીમાં જુદા જુદા પ્રમાણમાં હોયછે તેમજ એક અસ્થીના જુદા જુદા ભાગોમાં પણ તેજ પ્રમાણે ઓછા વધારે પ્રમાણમાં માલુમ પડેછે.

## અસ્થીનું રશાયણી પૃથક્કરણ.

રશાયણ શાસ્ત્રની રીતી પ્રમાણે અસ્થીનું પૃથક્કરણ કરીએ તો તેમાં "ઓરગાનીક" અથવા જીવત સાધન સંબંધી અને "ઇનઓરગાનીક" અથવા નિર્જીવ પદાર્થ એવા બે જાતના પદાર્થો માલમ પડેછે.

બરઝીલીયશ નામના માહા વિદ્વાન રશાયણી શાસ્ત્રીએ ઘણીજ સારી રીતે અસ્થીનું પૃથક્કરણ કર્યું છે. તેનો કોઠો નીચે પ્રમાણે છે. તે જોયાથી

માલમ પડશે, કે એકસો ભાગમાં "ઓરગાનીક પદાર્થ" અથવા જીવ-ન પદાર્થ ૩૩ - ૩ ભાગછે અને "ઈન ઓરગાનીક પદાર્થ" અથવા નીર્જીવ પદાર્થ ૬૬ -૭ ભાગ છે. તે કોઠો આ પ્રમાણે છે.

| | |
|---|---|
| "ઓરગાનીક પદાર્થ" | ૩૩ -૩૦ |
| "ઈન ઓરગાનીક પદાર્થ" | ૬૬ -૭૦ |
| | ૧૦૦.૦૦ |

"ઇન ઓરગાનીક પદાર્થ" અથવા નિર્જીવ પદાર્થમાં જુદી જુદી જાતના ખાર હોય છે. તેનો કોઠો નીચેપ્રમાણે છે.

| | |
|---|---|
| ફોસફેટ આફ્લાઇમ | ૫૧ -૦૪ |
| કારબોનેટ આફ્લાઇમ | ૧૧-૩૦ |
| ફ્લુરાઇડ આફ્ કાલશીયમ | ૨ -૦૦ |
| ફોસફેટ આફ્ માગનીશીયા | ૧ -૧૬ |
| સોડા અને કલોરાઈડ આફ્ સોડીયમ | ૧ -૨૦ |
| | ૬૬ -૭૦ |

સદરહુ જણાવેલા કોઠામાં ખારોના નામ અંગ્રેજીમાં તે જેનાં ગુજરા-તી નામો મળી શકતાં નથી માટે અંગ્રેજીમાં દાખલ કરવાં પડયાં છે પરંતુ તે ખારોમાં ચુનાનો ભાગ વધારે છે અને મીઠાનો ભાગ ઘણોજ થોડો છે.

અસ્થીનું રસાયણી પૃથક્કરણ કરવાની રીત આ ઠેકાણે દાખલ કરવા-માં આવે છે.

અસ્થીમાંથી જો "ઓરગાનીક પદાર્થ" અથવા જીવન પદાર્થ કાહાડવો હોય તો ડીલ્યુટનાઇટરીકઆસીડ અથવા મ્યુરીઆટીકઆસીડમાં થોડા-ક દીવસ બોળી રાખવાથી ખાર આસીડની સાથે મળી "ઓરગાનીક પદાર્થ" નીકળેછે!

અને જો અસ્થિમાંથી "ઇનઓરગાક પદાર્થ" અથવા નિર્જીવ પ-

દાર્થ કાહાડવો હોય તો હાડકાંને લાલ ચોળ આતસમાં ગરમ કરવાથી જીવ ન પદાર્થ બળી જાય છે અને ખારવાળો પદાર્થ બાકી રહે છે.

[ અધુરૂં ]

અ.મ.

# વ્યભિચાર તજવાવિશે.

આદ્યાક્ષરાંતર્લાપિકા.

## દોહા

પરમેશ્વર ચરણે નમી; કહું વચન બે ચાર;
રતિ-પતિ રિપુ કિંકર કથન; શુણી તજો વ્યભિચાર. ૧
માનો મુજ કિંકરતણી; વિનતિ કરી વિચાર.
નંદતનુજઅનુચર વચન; શુણી તજો વ્યભિચાર. ૨
દલપતિ શિક્ષા સમજીને; અરજી રુદયમાં ધાર.
દારા સંગ ફળો કહું; શુણી તજો વ્યભિચાર. ૩
સદાચરણમાં ચાલિને; દુરાચરણિને વાર.
મોત થકી ડરવૂં સદા; શુણી તજો વ્યભિચાર. ૪
તીરથ તપ કરશો કદી; ન થશે પાપનિવાર.
રાવણવત્દુઃખિયા થશો; શુણી તજો વ્યભિચાર. ૫
મન સમજી મ્હારાં વચન; દુષ્ટ તજી દ્યો યાર.
ઓ મ્હારા પ્રિય બંધુઓ; શુણી તજો વયભિચાર. ૬
ઝાઝું શૂં તમને કહૂં; દુઃખિ થશો યમદ્વાર.
શ્રીપતીનું સમરણ કરી; તુરત તજો વ્યભિચાર. ૭

દેશ પ્રદેશે સંચરી; નોકરિ કરચ શિરદાર.
લક્ષ વસા તુજને કહું; શુણી તજો વ્યભિચાર. ૮
વાત રુદયમાં ધારિને; રહો સહિત આનંદ.
ડાટી દ્યો વ્યભિચારને; ભૂમાં પરમાનંદ. ૯

# સ્ત્રીવશથએલાપુરૂષનુંઆખરેપરીણામ

(એક વારત.)

દોહરા

મન્મથારિ ચરણે નમી, સ્મરિ ગણનાયક નામ;
સ્ત્રીવશ થયા પુરૂષનું, કહું આખર પરિણામ. ૧
પૂરણભભકે ભુવનપુર, યશવંતો સિરદાર;
વસ્તિ અઢારે વર્ણની, વાસ વસે તે ઠાર. ૨
શક્તિરામ શુભ નામ છે, નંદરામનો તન્ન;
મ્હાકુટિલા સ્ત્રીપરણિયો. શુણજો સહુ સજ્જન્ન. ૩
એકાંતે આવા સમે, સ્ત્રી સહ શક્તીરામ;
જાયે ત્યારે વીનવે, શક્તિરામને વામ.૧ ૪

ભુજંગી છન્દ.

સુણોનાથ મ્હારા કહુ વાત જામી, કરૂ વિનતી જાણજો સાવ સાચી;
નથી કામતાં માત ને તાત કાંઈ, ખરા કામની નારિ સંસાર માંહી ૫
બહૂ બંધુ બ્હેનો મળે ખૂબ ખાવા, કૂઇ કાકી લેળાં થશે શ્રી લુટાવા;
મળી માતુળો સારૂં ચાહેજ નાંહી, ખરા કામની નારિ સંસાર માંહી. ૬
પિયૂ માન્ય મ્હારૂ કહ્યું તેજ માટે, કમાઈ કરી ગર્થને બાંધ્ય ગાંઠે;

---

૧ સ્ત્રી. ૨ લક્ષ્મી અથવા પૈસો.

કરી દૂર દે માતને તાત ભાઇ, ખરા કામની નારી સંસાર માંહી. ૭
જુવો વાળિ સૂગ્રીવને કાઢી મેલ્યો, ખુશીથી પછી રાજ્યનો ખેલ ખેલ્યો;
ન આપે સગાં આપ કેરી કમાઈ, ખરા કામની નારિ સંસાર માંહી. ૮

દોહરો.

કુટિલનારિનાં સાંભળ્યાં, શક્તી રામે વેણ;
ખુશી થઇ પછી બોલિયો, સાંભળ્ય રતિ સુખ દેણ. ૯

હરિગીતછંદ.

ધરિ ધીર સાંભળ્ય પ્યાર મ્હારી કહું તે એક ચિત્તથી
તુજ બોલ પ્યારા બહુ લાગ્યા, જે કહ્યા શુભ રીતથી.
ખરૂં ન.ા શક્તો રામજાણે, સહોદર સરવે તણો.
ધીરે ધિરે હું ઘાટ ઘડીને અંત આણૂં તે તણો. ૧૦

દોહરા

માટેરહે પ્રિયાસુખી. કદીન આણિશ રોષ;
ખરી એક સંસારમાં, છે તૂ પ્રિય નિર્દોષ. ૧૧
હમ્મેશાં એ રિતથી, શક્તીરામ અજાણ;
નારિ મોહની જાળમાં, બંધાયો નિરવાંણ. ૧૨
માત તાતથી થયો વિરૂધ, વિરૂધ ભાઈ ભોજાઇ;
માતુળ માતુળિથી વિરૂધ, કુટંબિથી કુટિલાઈ. ૧૩
આખર પરિણામે થયો, અતિ દુખિ શક્તી રામ;
વર્ણન લઘુ તેનૂં કરૂં, નમી ચરણ રિપુકામ ૧૪
કોલેરાના દરદથી, નારિ ગઈ પરલોક;
શક્તીરામે ત્યાં પછી, મૂકિ વડિલની પોક. ૧૫
રૂદન કરી કરિ થાકિયો, મ્હા દુખિ શક્તીરામ;
લોક પડોશી બહુ થયાં, ભેગાં તણે ઠામ. ૧૬

સગાં કુટંબિ ન આવિયાં, શક્તિરામને દ્વાર.
અન્યલોકે આવી કર્યો, સ્ત્રિને અગ્નિ સંસ્કાર. ૧૭
ઉત્તરકારજ નવ થયું, હતા જેથી નિર્ધન.
આખર ત્હેના હાલ કહૂ, શુણ જો સહુ સજંન. ૧૮

ભુજંગીછંદ

થયે કાળ આધીન સ્ત્રી રૂપ મેરૂ, શકિતરામ બાજારથી લાવિ ગેરૂ.
લઈ લૂગડાં ગેરૂમાહે ઝબોળી, જનોઈ જળાવિ ૮પ જે રાખ ચોળી. ૧૯

દોહરા.

ભિક્ષુક થૈને માગવા, ગયો કુટંબ આગાર.
અંન્નોદક નવ આપિયું, આપ્યો ઉલટો માર. ૨૦
નજર નિહાળી ભીખતો, પુર કેરાં સ્ત્રીબાળ.
હાસ્ય યુકત બોલે વચન, જુઓ સ્ત્રિવશના હાલ. ૨૧

ભુજંગીછંદ.

ગયો માગવા અંન્ન કુટુંબિ માંહી, મળ્યો નાંહિ આટો નવે ટાંક ક્યાંહી
પછી તિર્થનો યાતરા મંનધારી, વિધાતા તણી વાત બળવાન ભારી. ૨૨

દોહરા

જ્વર આદિ કરોગે કરી, થયો દુખિ શક્તીરામ.
પાણિ નપાયે ન કરે, ફટફટ આખુ ગામ. ૨
સગાં કુટંબી કોઇ જન, ઓષધી પણ નવ પાય.
શક્તિરામ શક્તીવિના, રસોઈ કહિ પર થાય. ૨૪
દિવસ બાર લાંઘણ કરી, તલપે જળ વણ મીન.
સ્ત્રીવશ શક્તીરામજી, થયા કાળ આધીન. ૨૫
દાહ અને ઉત્તર ક્રિયા, કરી ન વાંસે કોય.
સ્ત્રીને વશ જે નરથશે, શકિતરામ વત્ હોય. ૨૬

### છપય

મેરીને વશ મરદ, ધીઃક અવતારજ તેહેનો,
મેરીને વશ મરદ, વિશ્વાસ ન કોને તેહેનો.
મેરોને વશ મરદ, ડુબિયો ભવસાગરમાં.
મેરીને વશ મરદ તોલ તેહેનો નહિં નરમાં
મેરીને વશમરદ, જે મરદને તેહેને જાંણવો,
પરમાનંદ પ્રણમિ કહે પશુ તેને પરમાણવો. ૨૭
માનુનિ તાબે મરદ, મરદ નહી તે માનૂની.
માનુનિ તાબે મરદ, મરદ શક્તિ રહા સૂની.
માનુનિ તાબે મરદ, તે માનુનિ શિર ચડશે.
માનુનિ તાબે મરદ, મરદ શિર પાટા પડશે.
માનુનિ વશ નર જે થશે ભવસાગરમાં ડૂબશે.
પરમાનંદ પ્રણમી કહે આખર બહુ બુરૂં થશે. ૨૮

### દોહરા.

પૂર્વપ્રાંતના કારકુન, અતિ ગુણિ અમૃતલાલ.
હુકમ તેમનાથી રચ્યો, છે પ્રબંધ આહાલ. ૨૯
ઈસ્વીસંન અઢારસો, ઉપર એકોતેર.
અકટોંબરની વીસમી, પૂરણ થૈ આ લ્હેર. ૩૦
જે નર નારી વશ થશે, સિર તેને દુખ કંદ.
ઉદા હણ માટે રચી, કવિતા પરમાનંદ. ૩૧

પરમાણદદાસ ઓતોરામ ઓઝા દેલવાડાકર.

# વ્યાકરણસંગ્રહ.

## ગુજરાતી વ્યાકરણ વિશે છુટક વિચાર.

### ૧૦ નોટ બુકમાંથી.

(ગયા અંકને પાને ૩૯મેથી ચાલુ)

**ફલાણો**—ભાઈ તમારાં ઉદાહરણો બતાવો—

**અમુક**—હાજર છઊં સાભળો—

અંડ, ઇંડું, ઊંડું, કુંડ, ખંડ, ગાંડો, ગંડુ, કુંડી, ઢુંઢુ, ભુંડો, માંડો, હાંડલી ઇત્યાદિ અપાર—

**ફલાણો**—બરોબર; તમારાંજ ઉદાહરણમાંથી મને ઇષ્ટાપત્તિ થઈ છે. આ ઉદાહરણો ઉપરથીજ મને યાદ આવેછે કે, મે જે નિયમ કહયો તેમાં માત્ર એટલુંજ વધારવું જોઈયે કે "દ્વિતીયાદિ અક્ષર ડ આવે તો ડજ બોલાય પણ તે અનુસ્વાર કે અનુનાસિકનો સંગી ન હોય તો" આ તમારા ઉદાહરણોમાં તમામ જગે ડ અનુસ્વારનો સંગી છે માટે એ વિના કોઈ ઠેકાણે દ્વિતીયાદિ ડ ળ બોલાતો નથી.

**અમુક**—ભાઈ! એમ તો હજી નિયમ ઠોકી બેસારતાં વાર છે. હું એવાં પણ ઉદાહરણ આપવાને તઈયાર છઊં કે જેથી તમારો નિયમ તિલશઃ થઈ જવાનો.

**ફલાણો**—ત્યારે હોય તો પેહેલાંજ બોલીયે નહી? ને હજી કયાં વર્ગ ગયું છે, બતાવો.

**અમુક**—સાંભળો—

ભડલી, વડાળ, વડલો, ડેડો, કડો, અડાણું, બાડો

શબ્દોમાં તમારો એકે નિયમ ઉભો રેહે એમ નથી.

**ફલાણો**—તમારાં આ ઉદાહરણો ગુંચવારો કરે એવાં છે ખરાં; પણ એ ઉપરથી કાંઈ ૯ અક્ષર જુદો કલ્પવાનું સબળ કારણ દેખાતું નથી.

**અમુક**—ભાઈ "મીયાં પડયા તોપણ ટંગડી ઊંચી" જેવું કાં કરો જેમ તમને ગુંચવારો થાયછે તેમ હુંને પણ થાયછે તો હવે આપણે બેએ એક મત થઈ જઈ સિદ્ધાંત કરીયે.

**ફલાણો**—તમારો મત ત્યારે એમ છે નાકે; કાં તો ૩૩ વ્યંજન રાખી ળને જુદો ન પાડવો, ને કાં તો ૯ને પણ જુદો પાડવો.

**અમુક**—હાજી એમજ; પણ એમ કરતાં એક ફીકર છે કે, પછે વ્યવસ્થા રેહેશે નહી. કેટલાક ગાંબડીયા સને ઠેકાણે હ બોલેછે તે ચોખ્ખો હ નથી. એ પણ હનો એક ભેદ છે. એમ ઘણા અક્ષર ફેરફારે બોલાયછે.

**ફલાણો**—પણ ફીકર નહી; તમે નક્કી જાણો કે, જેવી ળની પ્રવૃત્તિ છે તેવી ૯ની નથી ને ૯ની છે તેવી બીજા કોઈની નથી આ બે અક્ષરજ ઘણા પ્રવર્ત્યા છે. તેમાં ળ તો જુદો લખાય છે ને ૯ને માટે તમે કહોછો એમ જુદો અક્ષર ન પાડીયે તો એક બીજો રસ્તો હુને સુઝેછે તે એ કે, પુરાતની ગુજરાતી માં ડ ૯ જુદા લખાતા તેવો અક્ષર લખવો; અથવા હિંદુસ્થાનીમાં કેટલાક ૯ની નીચે મીંડું મુકી જુદારો બતાવેછે, તેમ કરવું પણ કાંઈક જુદારો બતાવાય તો અવળું નથી.

**અમુક**—આપણે આ વિચારમાં હજી કોઈ સારા વિદ્વાનની સલાહ લઈયે ને પછી તેની રૂબરૂ નક્કી કરીયે તો સારૂં. ×

---

× સૌ૦ ૬૦ પુસ્તક ૪ ના અન્ક ૮ પૃ. ૧૨૦ માં "ઉચ્ચારાનુસાર લેખ

ગણો—હુંને પણ એજ ઠીક લાગેછે. તો હવેપછે વાત. ૯યો જેમારાજ.

---

## વિભક્તિ છજ છે.

માણસના વિચાર ઘણી વખત ભુલ ભરેલા થાયછે. તેમાં રાખી મુકવાથી તેનો ખુલાસો થાતો નથી; તો અમાનો ભી માણસનો ધર્મ છે કે તેવા વિચારોનો નિર્ણય થવા તેને જાહેર જોયે કે, જેને અમતસરી સુજ્ઞ પુરૂષો પોતાની બુદ્ધિબળના જળવડે મેની પેઠે છગછગાવી નિર્મળ કરે' એવા ઇરાદાથી આ વિષય લખવાત કરી છે, માટે તે વિચાર છેક ખોટા લાગે તોપણ તેને હસી નહી તેનો યોગ્ય નિર્ણય કરી પોતાની કલમ વડે બાહાર પાડવાની સુજ્ઞ રાઓને નમ્રતા પૂર્વક વિનતિ કરવામાં આવેછે.

સંસ્કૃત ભાષામાં જેમ સાત વિભક્તિઓ છે તેમ ગુજરાતીમાં સાત ક્તિ આજના વિદ્વાનો નવાં વ્યાકરણો કરેછે તેમાં દેખાડેછે; પણ ખરો ચાર કરતાં ગુજરાતીમાં છજ વિભક્તિઓ છે એટલે ષષ્ટી નથી તેનું કારણ નીચે લખું છઉં.

જેમ બીજી વિભક્તિના ખાસ પ્રત્યયે છે તેમ ષષ્ઠીને નથી. નો, ની, નું, નાં, ના વિગેરેને ષષ્ઠીપ્રત્યય ઠરાવેછે એ કેવડી ભુલ છે? ત્યારે તે શું છે? એ સવાલનો અમરા મત પ્રમાણે જવાબ એ છે કે, જેમ સંસ્કૃતમાં ષષ્ઠી વિભક્તિના અર્થમાં અણ્ વિગેરે પ્રત્યય આવી, શિવનું જે તેનું નામ શૈવ; તેમજ વૈષ્ણવ, ભાગવત, હાર્દ, સામુદ્ર વિગેરે શબ્દો; તથા દેશનું માટે દેશીય, તેમજ ગ્રામીણ, નાદેય વિગેરે શબ્દો થાયછે. તેમજ ગુજરાતીમાં પણ ષષ્ટી

---

ન" ના વિષય લખતાં જે વિષય લખવા સુચના કરી હતી તે આ વિષય છે.

વિભક્તિના અર્થમાં ન પ્રત્યય આવેછે અને તે પછી તેને લિગબોધક તથ વચનબોધક પ્રત્યયો આવી, નાં, ની, નું, વિગેરે વાળાં રૂપો તઇયાર થાયછે ઉદાહરણ— રામશબ્દને ષષ્ઠીના અર્થમાં ન પ્રત્યય આવી રામન એવો શબ્દ થયો, પછી તેને જેવા લિગ વચનમાં વાપરવો હોય તેવો તેને પ્રત્યય લાગી રામનો, રામના, રામની, રામનાં રામનું એવાં રૂપો થાયછે. એટલે એ જાતનો એક શબ્દ સિદ્ધ થયો પછી તેને શૈવ શબ્દને શૈવઃ, શૈવં, શૈવેન, શૈવાભ્યાં વિગેરેની પેઠે બધી વિભક્તિ લાગી રામનો, રામનાને, રામનાયે, રામનાથી; તથા રામની, રામનીને વિગેરે રૂપો થાયછે. જો નો ના, ની, નું, નાને ષષ્ઠિના પ્રત્યય ઠરાવીયે તો પ્રત્યય ઉપર પ્રત્યય લાગવાની રીત નહી, અને આમાંતો રામનો શબ્દને બધી વિભક્તિના પ્રત્યયો લાગેછે. બતાવો કે પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, ને સપ્તમીના પ્રત્યયો ઉપર બીજી વખત કોઈ પણ વિભક્તિનો પ્રત્યય આવેછે.

વારૂ પણ "ઘરમાંથી નીસર્યો ગામમાંથી ગયો" ઇત્યાદિ સ્થળે ચોખી વિભક્તિ ઉપર વિભક્તિ ચહડી દેખીયે છઇયે, ત્યારે એમ કેમ કહી શકાય કે કોઇ વિભક્તિ ઉપર વિભક્તિ ચહડતી નથી ? એમ કોઇ સંવાલ કરે તો તે ખરૂંછે; પણ તે એક પંચમીજ ચડેછે, બાકી વિભક્તિઓ 'માં' ઉપર ચહડતી નથી; અને એટલા ઉપરથી નો, ના, ની, વિગેરેને ( જેને તમામ વિભક્તિનાં તમામ વચનો લાગેછે તેને ) વિભક્તિ પ્રત્યય ઠરાવવા ને એવું મજબુત કારણ ગણાય નહી પણ એ કરતાં વધુ તકરાર એક છે કે, આપણે ના, ની, નું, વીગેરેને લિંગ બોધક પ્રત્યય ચડેછે તેથી તેને વિભક્તિ પ્રત્યયની પંક્તિમાંથી બાતલ કરીયે છઇયે પણ એજ રીતે એક બીજા વિભક્તિ પ્રત્યયોને લિંગબોધકજ નહી પણ વચન બોધક પ્રત્યયો પણ ચહડેછે તે જુવો—પંચમી પ્રત્યય, થી, થકી, ને લિંગપ્રત્યય ચહડીને થો, થી, થું, થકો, થકી, થકું તથા પ્રત્યય ચહડીને થા, થાં, થકા, થકાં થાયછે. તેનાં જુજ ઉદાહરણ— ક્યાંથો

આવ્યો? કયાંથી આવી? કયાંથુ આવ્યું ઈત્યાદિ. આનું સમાધાન એ-ટલું થઈ શકેછે કે, કયાં થકું, કયાં થો, કયાં થકા, વિગેરે રામના, રામની પેઠે જુદો શબ્દ થઈ તેની ઉપર બધાં લિંગ વચન ચહડી શકતાં નથી, એટલે કયાંથીને, કયાંથાએ વિગેરે રૂપ થતાંજ નથી. વળી એ થો, થકો ઘણું કરી સર્વનામ ઉપર બોલાયછે અને વખતે સ્થળવાચક શબ્દ ઉપર બોલાયછે, ને તે પણ સચરાચર વપરાતા નથી. માત્ર ગુજરાતના ભાગમાં પણ ગાંબડી આ ભાષામાં વપરાયછે. નો, ના ની, નું, વીગેરે તો જયાંહાં જયાંહાં ગુજરા-તી ભાષા વપરાય ત્યાંહાં ત્યાંહાં સઘળે છે. એટલુંજ નહી પણ તેનો નમુ-નો મરાઠીમાં ચે, ચી, ચા અને હિંદુસ્થાનીમાં કે, કી, કા વિગેરે છે. એટલે આના જેવા બળવાન એ થી થકી છેજ નહી એ તો ખુલ્લુ છે.

ગમે તેમ હો તોપણ અમે તો અમારા વિચારમાં આવ્યુ એટલે એક ગુંચવાઇ ગયેલ કોકડાનો ફગોળીયો સુજ્ઞ પુરૂષો તરફ ફર્યો છે તો એનો તાર કાઢવો એ વિદ્વાનોનો ધર્મ છે.

આજ પરમાણે ચતુર્થીને માટે પણ મારા મનમાં અવઢવ હતું. તેમાં પણ સારૂ, કાજે, વાસ્તે, અર્થે એવા ચતુર્થ્યર્થ અવ્યયોને ચતુર્થી પ્રત્યય ઠ-રાવવા એ મારા મનમાં ગેરવાજબી જણાઇ, ચતુર્થી પણ ગુજરાતીમાં નથી ને માત્ર પાંચજ વિભકિતઓ છે એમ હતું ને તે પરમાણે મારી નોટબુકમાં લખી રાખેલ પણ પાછળથી ભાંગો ટુટો ખુલાસો થયાથી બંધ રાખ્યું. ખુ-લાસો એમ થયો કે, ચતુર્થીને માટે બીજી વિભક્તિઓની પેઠે ખાસ પ્રત્યય છે અને તે "ને" છે. ઉદાહરણ– "નાવાને જાયછે, ભોજનને શી વાર છે? તમને ગમે તેમ કરો, મેતાને બાળવા સારૂ લાકડાં, બેસવાને કામ આવે, વિગેરે"

---

# પ્રયાણ પદ્ધતી.

પત્ર ૨૩

કાઠીયાવાડીમિત્રો—

ફોટોગ્રાફ—આ કારખાંનાં મુંબઈમાં ઘણાં છે કોટમાં છે. સીવાય કાળકાદેવીના રસ્તા ઉપર એક પારશી ... [ સીટીપ્રેસપાસે ] રેહેછે કાંઠાવાડીમાં એક રામચંદ્ર કરીને દક્ષણી છે તે પણ ઘણું સારૂં કામ કરેછે. તેના હાથનો ચીત્રેલી તસબીરો પણ વખાણવા લાયક થાયછે. હું તેમને ત્યાં ભાઉસાહેબની ભલાંમણથી જોવા ગયો હતો. ત્યાં એક ચીત્ર ઉપરથી ફોટોગ્રાફ લેતા હતા પ્રથમ એક કાચ લઈ તેને બહુજ સ્વછ કરેછે તે કાચ ફાનસમાં પડેછે એ જાતનો હોયછે પછે તેને ચાંદીના રસની સીસીમાં બોળી રાખે છે તેથી તે રસ તેને ચોટી જઈ કાચનુ તેજ મટી જાયછે. આ બધુ એક અંધારી જગામાં ફક્ત દીવાનો પ્રકાશ હોય ત્યાં કરવું પડેછે, નહી તો રસ વિગેરે ઉડી જાય. પછી તે રસમાંથી કાચ કાહડી તેની ઉપર લુગડું ઢાંકી બાહાર લાવેછે તે ખુલી જગામાં યંત્ર રાખ્યો હોય તેમાં મુકી દઈ યંત્ર ઉપર પણ લુગડું ઓડાડેછે. જેની તસબીર લેવી હોયછે તેને યંત્રની સામે એક સારી પીછવાઈ તથા નીચે ગાલીચો અને તે ઉપર ખુરશી માંડી તે પર બેસારેછે. યંત્રની રચના, ઉપરથી તો એક ચોરસ પેટી અને તેને પડખે નાળચું, એટલીજ છે પણ અંદર જરા વધારે યુક્તિ છે પેલો એ કાચ જેવો યંત્રમાં મુક્યો કે એક મીનીટ પણ ન થાય ત્યાં તો પાછો ઉપાડી લુગડે વીટાંળી અંધારી જગોમાં લઈ જાયછે ત્યાં તેને કેટલીક ઓષધીથી ધોયેછે તેથી હળવે હળવે અંદરની તસબીર ખીલતી આવેછે. અને એમ સાફ તસબીર દેખાયછે પછે તેઉપરથી કાગળો ઉપર ગમે તેટલી વાર લઈ શકાયછે. ચિત્ર ઉપરથી તસબીર લેતાં

માંણસની જગોએ ચીત્રને ખુરશી ઉપર રાખેછે. એક તસબીર પડાવવાની ઓછામાંઓછી ચાર રૂપઇયા ફી બેસેછે. તે પણ ચીત્રના કદ ઉપર શુમાર છે.

**સીવવાનો યંત્ર**—કેટલાક દરજીઓ દેશી પણ આ યંત્ર ખરીદ કરેછે તને ટેબલ ઉપર માંડી સીવનારે ખુરશી ઉપર બેસવું પડેછે. ટેબલન નીચે એક પાવલુ [ ચાંખડી ] હોય છે તે ઉપર પગ રાખી દરજી હલાવ્યા કરે તથો ઉપરનુ ચક્ર ફરેછે તેનો પટો ઉપરના નાના ચક્રમાં ભરાવ્યો હોય છે તેથી તે જડપથો ફરે છે. તેની લાઠમાં એક ઉલાળીયા જેવું રાખી તેમાં સોઇ રાખી હોય છે તે સોઇનું નાકુ અણીયે હોયછે તેમાં દોરે નીચે કાંઇક યુક્તિથી ભરાવી રાખેછે. ટેબલ ઉપર સોઇ નીચે લુગડું રાખેછે પગે કરી પાવલુ હલાવતાં પેલી સોઇ લુગડા ઉપર ટપટપટપ પડવા માંડેછે; દરજી લુગડું ખસેડતો જાય તે સીવાંઇ નીસરતું જાય. આની કીમત ૧૦૦ રૂપૈયા સાંભળી છે.

**સરાંણીયાનો સાંચો**—આંની યુક્તિ પણ દરજીના સાંચા જેવીજછે તેમાં ફેર એટલો કે, તે ૩ લાકડીની લાંબી ઘોડીમાં ગોઠવ્યો હોયછે અને તેમાં બે ચક્રજ છે. પેલા નીચેના મોટા ચક્રની ધરીને છેડે એક લાકડી હોયછે, તેની નીચે પાવડી તેઉપર પગ મુકી હલાવે એટલે મોટું ચક્ર ફરવા માંડે તેને પટો ભરાવી ઉપરના નાના ચક્રને લગાવ્યો હોયછે તેથી તેપણ ફરેછે. મોટુ ચક્ર એક આંટો લે તેટલામાં નાનું પાંચ સાત વાર ફરી જાયછે. કેમકે મોટાનાથી તેને થોડી જગા ફરવી પડેછે. ઉપરનુ નાનુ ચક્ર તે આપણે ત્યાંના સરાણીયાના જેવુ પઇડુ છે. તે ઉપર જે કાંઇ સજવાનુ હોય તે હાથમાં રાખી જપાટા બંધ સજી આપેછે. આ સંચો ઉપાડી સરાણીઓ ચકલે ચકલે ભમેછે. એજ રીતે બીજા પણ કારીગરો પોકાર

ફરત્તા ચકલાઓમાં ભમેછે. પીંજારો તાંતનુ લાકડુ ખભે લઈ તાંત વગાડતો વગાડતા ભમેછે.

**રેલ્વે**— મુંબઈમાં રેલવેનાં સ્ટેસન હાલ ૩ છે; તેનાં એક બોરી બંદર, ભાયખાળા, અને તાડદેવી. તાડદેવીનું સ્ટેસન સુરત, ભરૂચ, વડોદરૂ, એમ ઠેઠ અમદાવાદ શુધી જવાને સારૂ છે, અને બાકીનાં બે નાશીક ત્રંબક, પુના, ચાલીશ ગામ, દેવગામ વિગેરે શુધી જવા સારૂ છે. અમદાવાદી 'જતી રેલવેનુ નામ બી. બી. સી. આઈ રેલવે. સંક્ષેપમાં; એટલે બાંબે બડોદા એન્ડસેંટ્રલઇંડીયા રેલવે' કેવાય છે; અને નાશીક ત્રંબક જતી ગાડી 'જી. આઇ. પી. રેલવે' એટલે 'ગ્રેટઇંડિયન પેનીશુલા રેલવે' કેવાય છે. માટે પેહેલું બી.બી. સી. આઇ. રેલવેનું વર્ણન કરી પછી જી. આઈ. પી. નુ કરશું.

**બી. બી. સી. આઈ. રેલવે**—આ ગાડી તાડદેવીસ્ટેશનથી હમેશ સવારના ૭ બજે ઉપડેછે તે રાતના ૧૦ ઉપર ૧૦ મીનીટે અમદાવાદ આવેછે તે દરમીયાન ૩૫ સ્ટેસનો આવેછે તે નીચે મુજબ. ( ॥ ગાડી રોકાય છે તેનુ ચિન્હ.)

૧ મુંબઇ ૨ માહીમ ॥ ૩ વાંદરા ॥ ૪ પાહડી ૫ બરોળી ૬ વસાઈ ॥ ૭ વૈરાયર ૮ પાલઘર ॥ ૯ બાઇસર ૧૦ દેણું ॥ ૧૧ સંજાણ ૧૨ દમણ ॥ ૧૩ પાલડી ૧૪ વલસાડ ॥ ૧૫ ડુગરી ૧૬ બીલીમોરા ॥ ૧૭ અમલસાર ૧૮ નવસારી ॥ ૧૯ સચીણ ૨૦ સુરત ॥ ૨૧ અમરોલી ॥ ૨૨ સાયણ ૨૩ કીમ ૨૪ પાનોલ ૨૫ અંક્લેશ્વર ॥ ૨૬ ભરૂચ ॥ ૨૬ ચમારગામ ૨૭ પાલેજ ॥ ૨૮ મીયાં ગામ ૨૯ ઇટોલા ૩૦ વડોદરા ॥ ૩૧ વાસદ ॥ ૩૨ આણંદ ॥ ૩૩ નડીયાદ ॥ ૩૪ મેમદાવાદ ॥ ૩૫ બારેજરી ૩૬ અમદાવાદ. ॥

હાલઑજ એક સૌરાષ્ટ્રી ( અધુરૂ )

# NOTICE.

The object of this Periodical is to be a medium of diffusing knowledge amongst the people of Kattyawar generally but more especially amongst the Native chiefs, Talookdars and Girassias. It will in this respect, supplement, the efforts now making towards the regeneration of the province It is published on the 5 th of each Month The Subscription is one Rupee per year in advance and one Rupee eightannas in arrears. It will comprise subjects calculated to im-prove the mind and cultivate the state of those for whom it is intended. The frinds of Native Improvement are earnestly solicited toassist in obtaining for it a wide circulation.

## જાહેર ખર.

આ પ્રાંતના સર્વ વર્ગના લોકોમાં વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ થવાની ધારણાથી આ ચોપાનીયું પ્રગટ કરવામાં આવેછે. આ પ્રાંતના લોકોની સ્થિતિ સુધરે એવા વિષયો એમાં દાખલ કરવામાં આવશે.

૧ આ ચોપાનિયાની વરસ ૧ ની અગાઉ આપવાની કિમત રૂ. ૧ તથા વરસ વીતે આપે તો રૂપિયો ૧ા) ઠરાવી ટપાલ ખરચ લેનાર ઉપર રાખ્યો છે.

૨ એક આશામો ૯ થીવધુ નંગ ભેળાં મંગાવશે તેનો ટપાલ ખરચ સભા તરફથી મળશે.

૩ જેઓ આર્ડતયા તરીકે આ ચોપાનિયાના ગ્રાહકો વધારશે તેઓનો આભાર માનવામાં આવશે; અને તેમની ખુશી હશે તો સૈકડે ૧૦ ટકા કમીસન પણ મળશે.

૪ આ ચોપાનિયાં મંગાવવા તથા લવાજમ મોકલવા વીગેરેનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના સેક્રેટેરીના નામથી રાખવો અને તેમાં દાખલ કરવા લાયક વિષયો મોકલવાનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાની પુસ્તકલશાળા ( લાઈબ્રેરી ) માં સૌ૦ ૬૦ ચોપાનિયાના એડીટરને પોહોચે એ રીતે રાખવો.

એડીટર.

THE
# SAURASHTRA DARPAN.
# સૌરાષ્ટ્ર દર્પણ.

VOL 8. JOONAGUD. MAY-JOON. 1872. NO. 5-6

પુસ્તક ૮. જુનાગઢ મે-જુન. સને ૧૮૭૨ અં. ૫-૬.

### શ્લોક

तृष्णां छिंधि भज क्षमां जहि मदं पापे
रतिं माकृथाः, सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं से-
वस्व विद्वज्जनान्॥ मान्यान् मानय विद्विषोप्यनुनय
ह्याच्छादय स्वान् गुणान्, कीर्त्तिं पालय दुःखि
ते कुरु दया मेतत् सतां लक्षणं ॥१॥

પ્રગટ કરનાર.

જુનાગઢની, જ્ઞાનગ્રાહક સભાના કારભારિયો.

જુનાગઢ.

સંવત ૧૯૨૮

JOONAGUD.

PUBLISHED BY THE.

JOONAGUD DNYANGRAHAK SUBHA

# અનુક્રમણી.

THE SAURASHTRA DARPAN,

# સૌરાષ્ટ્ર દર્પણ

VOL. 8 JOONAGUR, MAY-JOON. 1872 NO. 5-9

પુસ્તક ૮. જુનાગઢ. મે-જુન. સને ૧૮૭૨. આંક ૫-૬

## દોહરો.

પત્ર આજ સુધરાઈનું, વિચરે દેશ વિદેશ.
ચાહ સુધરવુ માનવી, તો ઝટપટ ગ્રહિ એશ.



## દ્રોણપર્વ સાર.

( ગયા અંકના પૃષ્ઠ ૪૫ મેથી ચાલુ. )

(પૂ૦પ્ર૦સં૦—યુધિષ્ઠિર તૈયાર થયા છે ને લડાઈની તૈયારી થવા માંડી છે.)

ઘડી ચાપટ થઇ ત્યાં ગોઠણીયાં ભર બેશી દ્વારપાળે નમસ્કાર કર્યું અને જાહેર કરયું કે, 'શ્રીકૃષ્ણ દરવાજે આવી ચુકા છે.' રાજાયે કહ્યું 'ભલે પધારે.' હું આદર સત્કાર કરવા તૈયાર છઉં. એટલામાં શ્રીકૃષ્ણ આવી ઉભા; તેથી તેની યથાવિધિ પુજા કરી, અને યોગ્ય આસન ઉપર બેસાર્યા. પછી માંહમાંહે એક બીજાની તબીયત પુછી અને સભાનું કામ ચાલતું થયું, તેના ચોપદાર નામ લેતો જાતો હતો અને વિરાટ, ભીમસેન, સાત્યકિ, યાદવ વીગેરે ડાહયા અને શુરવીર પુરૂષો આવી નમસ્કાર કરી, સહુ સહુને આસને બેસતા હતા. યુધિષ્ટિરે કૃષ્ણને કહ્યું—હે અનાદિ નિધન! જે પ્રમાણે સઘળા દેવતાઓ ઈંદ્ર ઉપર આધાર રાખી બેઠા છે તેમ અમારે બધી રીતે તમે છો. અમારૂં રાજ્ય કેમ ભાંગ્યું, શત્રુઓયે કેમ કાહાડી મુક્યા તથા અમારા ઉપર કેવાં કેવાં દુઃખો આવી ગયાં એ માહેલું કશું તમને અજાણ્યું નથી. તમે સર્વના ઇશ છો, તમે ભક્તવત્સલ છો, માટે હે વાર્ષ્ણેય! અમે બધી આશા તમારા ઉપરજ બાંધીયે છઇયે. સત્યપુરૂષની સત્યવટ અને શૂરવીરની માંની પ્રતિજ્ઞા તમે રાખો તોજ રહે; માટે અર્જુને જયદ્રથને મારવાની જે પ્રતિજ્ઞા લીધી છે તે પાર પડે એવો કાંઇ ઘાટ ઘડશો તોજ લાજ રેહેશે. અમારૂં કૌવત કાંઈ નથી. આ વખ્તે સંકલ્પ-વિકલ્પના દરિયામાં ગળકાં ખાઇયે છઇયે તેમાંથી ઉગારવા વાહાણરૂપ બની અમારો મનોરથ પાર પાડો, એમ અમારી સર્વની પ્રાર્થના છે. તમે પુરૂષોત્તમ [પરમાત્મા] છો. સહુને વરદાન આપી દુઃખમાંથી મુક્ત કરોછો, એમ જે નારદઋષિનાં વાકય છે તે ખરાં કરો. આ ઉપરથી શ્રીકૃષ્ણે કહ્યું— તમારે કાંઇ ફીકર કરવી નહી; આ લોકમાં તેમજ દેવલોકમાં પણ અર્જુનના જેવો બીજો કોઇજ બાણાવળી નથી, તે માહા બળવાન અને શુરવીર છે તેનો જોસ અને સ્વરૂપ દેખીનેજ શત્રુઓ કાયર થઇ જાય તેમ છે; માટે જરૂર તે સામા લસ્કરને હરાવશે. તેમ હું પણ એજ ગોઠવણમાં છઉં એટલે વધુ

ઠીક થાશે, તમારે હીંમત હારવી નહી, પાપીનો હમેશાં પરાજયજ થવાનો, તમે જાણોછો કે જયદ્રથે અભિમન્યુને લડાઈની નીતિ-વિરૂદ્ધ માર્યો છે માટે તે પાપીને ગોત્યો નહી જડે એવે રસ્તે અર્જુન પોહોચાડસે. તમે સર્વ બેડધકરહો.

ઘડીક થઇ ત્યાં હથીયારબંધ થઇ અર્જુન નમસ્કાર કરી ઉભા રહ્યા. એટલે તેને ખચીત જય થશે એવો દીલાસો આપી સભા દરખાસ્ત કરી. ત્યાંથી ઉઠી શ્રીકૃષ્ણ અને અર્જુન ભેળા રથમાં બેશી અર્જુનને ઉતારે ગયા, અને યુદ્ધમાં જવાની તૈયારી કરવા માંડી. (અધુરૂં.] મ. અ.

---

# સ્વતંત્રતા.

(ગયા અંક ને પાને પર મેથી ચાલુ)

'સામ, દામ, ભેદ અને (કૌવત હોય તો) દંડ એ ચાર ઉપાયો કામે લગાડી ઘણાં માણસ એક મતનાં કરી, પછી આગળ પગલું ભરવું' એમ જે સુચવ્યું છે તે માત્ર બોલવામાંજ સારૂં છે પણ તે હમેશ અમલમાં આવી શકે એમ નથી. આખી મંડળી અથવા સોસાઈટીના ધારામાં ફેરફાર કરવો હોય અથવા અમુક નવી રીત દાખલ કરવી હોય ત્યારે "દામ" ઉપાય કામે લાગી શકેજ નહી; અને કદી લાગે તો તે ઘણી ટુંકી મુદત સુધી ટકે. 'ભેદ' ઉપાય ખટપટથી ભરેલ છે તેથી તેના જીવડાનેજ સારો લાગે પણ બીજાને ઘણો હલકો અને આખી સોસાઈટિમાં ઉત્પન્ન કરી શકાય એવો લાગે માટે તે પણ નિરર્થક ગણી મુંકી દેવો જોઇયે. દંડ ઉપાય સંસારી વાતમાં દાખલ કરવો એ નીતિ વિરૂદ્ધ છે, અને એથી ઉલટો પરિણામ આવે. જે લોકોયે યુરોપની રેફોર્મેશનના વખતની તવારીખ વાંચીહશે તેને ખાત્રી હશે કે ધર્મ અથવા આખી પ્રજાના મન ફેરવવામાં એ ઉપાય કામે લગાડ-

વાથી જોસ દબીજાવાને બદલે વધી પડેછે. ઇગ્લન્ડમાં ધર્મનો મોહોટો ફેરફા-ર થયો તે દરમીયાંનમાં કેટલાક રાજા કયાથોલીક ધર્મના હતા, તેઓયે હજારોના જીવ લીધા, અને હજારોને હેરાન કરયા એ છતાં પણ જેમ પવનના સુસવાટથી અગ્નિ વધારે જોરથી ફેલાય તેમ સુધારાનો જોસ વધારે ફેલાણો, ટુંકામાં ધારેલા હેતુથી સાવ અવળુંજ ઉતર્યું. વળી દંડ ઉપાય આપણે સારો માંનતા હોઇયે તો પછી સરકાર અપણા ઉપર નવા કર નાંખે, પોતાનો ધર્મ પરાંણે પળાવે અથવા એવાં કાંઈ ન કરવાનાં કરે તો આપણે શું બોલવું? જે ઉપાય કોક વાપરે અને સારો નથી તેજ ઉપાય આપણે વાપરીયે તો સારો કેમ હોય? દુનીયાંની તવારીખમાં કોઈ વખત દંડ ભેદવાળો ફતે પામ્યો નથી, પછી તેનામાં ગમે તટલું કૌવત હો. મીલટન નામનો ઈંગ્રેજી વિદ્વાન કવિ કહેછે કે, "જોરેથી શત્રુને જીત્યા હોય તો તેને અરધા જીત્યા જાણવા કારણ તેઓ થોડા દીવસ સુધી ચુપ રહે પણ પહેલી તક આવે કે તરતજ બમણુ નુકશાન કરે. છેટે શા વાસ્તે, રામાયણ માહાભારત વીગેરે સઘળા પૌરાણિક હેવાલમાં દેવતા અને દૈત્યની લડાઈ અલંકાર યુક્ત વર્ણવી છે તે તાત્પર્યે સુધારા અને કુધારા વચ્ચેનો અથવા એક ધર્મવાળા અને બીજા ધર્મવાળાની વચેનો ઝગડો છે. તેમાં દૈત્ય અથવા અજ્ઞાનીનું લસકર હમેશાં સંખ્યામાં ઘણુ અને પ્રથમ દેખાવે ભયંકર વર્ણવ્યું છે. અને દેવતા અથવા સત્યને વળગી પોતાનું કાર્ય સિદ્ધ કરવા સ્વતંત્ર પણે વર્તનારા થોડા અને પ્રથમ દુઃખ ખમનાર બતાવ્યા છે. આ ઉપરથી અનુમાન એ કરવાનું છે કે જગતમાં દરેક ઠેકાંણે અને દરેક વખતે ખરા સ્વતંત્રને દુઃખ પડતું આવ્યું છે. આ ઠેકાંણે દેવતા વીગેરેને સ્વતંત્ર એટલા સારૂ કહું છઊં કે તેઓ દૈત્યની જોડે જુલમને તાબે થઇ, ગયા અંકના લખનારના મત પ્રમાંણે મળી ન જાતાં હમેશાં સામા થયા છે. કેટલાક વખત એવા પણ આવ્યા છે કે બીચારા દેવતાઓયે દુષ્ટ જુલમીની

સામા થવાનું કૌવત પોતામાં ન હોવાથી માર ખાઈ પોતાના દેશનો ત્યાગ કર્યો છે અને ધર્મી તથા સત્યને આશ્રય આપનારની મદદ માગી છે. આ લોકોને કેટલીક વખત આશ્રય મલ્યો છે અને કેટલીક વખત પોતાના કરતાં વધારે બળીયા પાશે જાવા સલાહ આપી છે. આ ઠેકાંણે મનુષ્યના મનનો ધર્મ શું છે તે જણાઇ આવેછે કે જ્યારે ઘણું દુઃખ પડે ત્યારે વાંણીયા ન બનવું. પોતાની જન્મ ભુમીનો ત્યાગ કરવો હા; પણ અનર્થને તાબે ન થાવું. કદાચ એવો સવાલ ઉઠે કે ઘણા જુલમને તાબે થવું અને થોડા જુલમને સારૂ કમર બાંધવી અથવા આજ કાલ ઘણા કરેછે તેમ થોડા સારૂ વણસાડવું એ કહ્યા ન્યાય પ્રમાણે? આનો જવાબ એટલોજ કે જ્યારે માણસને ઘણા દુઃખની કાંધ પડી રહી હોયછે ત્યારે તે દુઃખો તેને દુઃખ રૂપ લાગતાં નથી પણ સહજ થઈ જાયછે. હવે જ્યારે બોજો વધી પડ્યો અને દુઃખના ધોંસરાને તાબે થાવુ" એજ સુખરૂપ છે; એમ ગણાવા માંડ્યું ત્યારે માથે હેલવાળી બારડી જેમ પ્રથમ હલકું ઠામ ઉપરથી ઉતારે છે. તેમ પેહેલે દરજ્જે હલકા દુઃખની સામા થવા યત્ન કરવો. એ સગવડ પડતું છે, આમ કરવાથી જે જમીન ઉપર આપણે પગ મુકવો છે તે જમીન ઉપરથી કઠણ અને માંહેથી ખુચી જાઈયે તેવી છે કે નહી તે જણાઈ આવેછે. મહોટું લાંકડું કાપી નાંખ્યા પહેલાં પ્રથમ નાની ચુંકો કાઢવી પડેછે અને હચબચાવી પછી મોહોટું લાકડું બાહાર કાઢીયે છઈયે તેમ આ પણ છે. [અધુરૂં.]

# શારીરવિદ્યા વિશે.

(ગયા અંકને પાને ૬૮મેથી ચાલુ.)

ગયા અંકમાં અન્નના રસાયણી પૃથક્કરણવિશે ટુંક બ્યાન કરવામાં

આવ્યું છે. તેજ વખતે જણાવવામાં આવ્યું છે કે અસ્થી "ઓરગાનીક" અથવા જીવત પદાર્થ અને "ઈનઓરગાનીક" અથવા નિર્જિવ પદાર્થનું બનેલું છે. આ પ્રસંગે જણાવવાની જરૂર છે કે, હાડપંજરના જુદા જુદા અસ્થિમાં જુદા જુદા પ્રમાણમાં સદરહુ પદાર્થ રહેલા છે. મહા વિદ્વાન ડાકટર ઓપનરીઝના મત પ્રમાણે છાતીના હાડકાના કરતાં માથા અથવા ખોપરીના અસ્થિમાં અને બંને બાજુના હાથના તથા પગના અસ્થિમાં "ઇનઓરગાનીક" અથવા નિર્જિવ પદાર્થ વધારે પ્રમાંણમાં હોય છે. તેમાં પણ વળી પગના અસ્થિ કરતાં હાથના અસ્થિમાં વધારે હોયછે. ખભાનાં હાડકાં કરતાં આગલ્યા ભાગના હાથના અસ્થિમાં પણ સદરહુ પદાર્થ વધારે પ્રમાંણમાં છે. એવું પણ શોધી કાડવામાં આવ્યું છે કે, હાથના તથા પગના આંગળાના અસ્થિમાં નિર્જીવ પદાર્થ સરખા પ્રમાંણમાં છે. તેમજ બરડાના અસ્થિ તથા પાંસળીઓ અને હાંસડીના હાડકામાં પણ સરખા પ્રમાણમાં છે.

જીંદગીની જુદી જુદી અવસ્થા જેમકે— બાલ્યાવસ્થા, યુવાન અવસ્થા, અને વૃદ્ધ અવસ્થામાં અસ્થિના રસાયણી પૃથક્કરણમાં "ઓરગાનીક" એટલે જીવન પદાર્થ અને "ઇનઓરગાનીક" એટલે નિર્જીવ પદાર્થ" જુદા જુદા પ્રમાણમાં હોયછે. ડાકટર શરેગર અને બીજા વિદ્વાન રસાયણી શાસ્ત્રીઓના મત પ્રમાણે મનુષ્યની જેમ જેમ વૃદ્ધ અવસ્થા થતી જાયછે, તેમ તેમ તેના અસ્થિમાં નિર્જીવ પદાર્થનું પ્રબળ વધતું જાયછે. ડાકતર રીઝના અભીપ્રાય પ્રમાણે માથની ખોપરીના અસ્થી તથા લાંબા હાડકામાં ઉપર દરસાવેલું પ્રમાણ વધારે જોવામાં આવેછે, કેમકે જ્યારે બચ્ચું માના ગર્ભસ્થાનમાં હોયછે. ત્યારે તેના અસ્થીમાં જીવન પદાર્થ વધારે હોયછે અને તે વખતના અસ્થિનાં અને યુવાન અવસ્થાના અસ્થિનાં પ્રમાણમાં ઘણોજ જુદો ફેર માલુમ પડેછે. પરંતુ ઉપર કહેલી બંને અવ-

સ્થામાં છાતીના અસ્થિમાં સરખું પ્રમાણ દીઠામાં આવેછે. વળી એવું પણ સિદ્ધ કરવામાં આવ્યુંછે કે, અસ્થિના સજ્જડ અથવા ઘટ્ટ ભાગ કરતાં પોચા અથવા નરમ ભાગમાં જીવત પદાર્થ વધારે છે. સ્ત્રી પુરૂષના એકજ જાતના અસ્થિના રસાયણી પૃથક્કરણમાં કાંઇપણ તફાવત માલમ પડતોનથી.

દરેક મનુષ્યની બાલ્યાવસ્થા, યુવાન અવસ્થા, અને વૃદ્ધ અવસ્થાના અસ્થિમાં જીવન પદાર્થ અને નિર્જીવ પદાર્થ જે જુદા જુદા પ્રમાણમાં જોવામાં આવેછે તેજ ઉપરથી સર્વશક્તિમાંન ઇશ્વરનું અપાર ડાહાપણ અને બુદ્ધિ માલમ પડી આવેછે, કેમકે ઉપર જણાવ્યા પ્રમાણે વૃદ્ધ અવસ્થાના અસ્થિમાં નિર્જીવ પદાર્થ વધારે હોયછે. અને બાલ્યાવસ્થામાં જીવનપદાર્થનો વધારે ભાગ હોયછે. તેથીકરીને જ્યારે ન્હાનુ છોકરૂં પડી જાયછે, ત્યારે તેનાં અસ્થિ તેની કમાનીયત ખાસીયતના ગુણથી ભરડાઇને પાછાં સીધાં થઇ જાયછે, તેનું કારણ કે, બચ્ચાંના કમાનીયત ખાસીયતના ગુણ વાળા અસ્થિમાં જીવન પદાર્થ વધારેછે તેથી તે એકદમ મ્હોટા મનુષ્યના અસ્થિની પેઠે ભાંગી જતાં નથી, તેમજ વૃદ્ધ અવસ્થાનાં હાડકામાં નીરજીવ પદાર્થ વધારે હોવાને લીધે તેઓની કમાંનીયત ખાસીયતનો ગુણ ઓછો થાયછે અને તેઓ જલદીથી ભાંગી જાયછે માટે જ્યારે ઘરડાં મનુષ્યો પડી જાયછે ત્યારે તેમનાં હાડકાંને ભાંગીજતાં કાંઇપણ વાર લાગતી નથી અને તેથીજ કરીને બચ્ચાંઓ કરતાં મ્હોટાં માણસોમાં અસ્થિનું ભાંગવુ વધારે થાયછે.

સદરહું ટુંક બયાન ઉપરથી અમારા સુજ્ઞ વાંચનારાઓની ખાત્રી થશે કે, ફકત અસ્થિના જીવન પદાર્થ અને નીરજીવ પદાર્થમાંજ વધારે ઓછા પ્રમાંણમાં પરમ કૃપાળુ જગદીશે અપરમપાર કળા અને હાડાપણ

વાપર્યું છે. તો તેનો આભાર આપણે ક્ષણે ક્ષણે માનવો અવશ્ય છે. આટલા ટુંક અવસરમાં આપણને સર્વજ્ઞ ઇશ્વરનું ડાહાપણ માલમ પડી આવેછે તે જેમ જેમ આપણે શારીરવિદ્યા અને વૈદકશાસ્ત્ર સંબંધી અનુભવ થતો જશે તેમ તેમ આપણને તે જગતપતિની અતિશય શકિત અને બુદ્ધિના પ્રકાશની ખુબીનો ખરેખરો ચિતાર આપણા ખ્યાલમાં આવ્યા વિના રેહેશે નહી. (અધુરૂં) અ. મ.



# જુદા જુદા પ્રષણનો દ્દક નામમાં ઊતર.

## દોહરા.

૧ રસ્તો નરક જવા તણો, દેખાડે કહી નારિ;
૨ જગમોહિત સ્ત્રી નામ શું, જે વિષ્ણુની પ્યારિ. ૧
૩ સુત ઉપર અપ્રીતને, ૪ પ્રીતિ રાખે જેહ.
૫ ચતુર સભામાં શું લહે, છે પૂરો સંદેહ. ૨
૬ રતિકેલી કરતાં મળે, સ્ત્રી શું આપણ હાર.
૮ કીંકર નામ અવર કહ્યું, કહો ઉત્તર કરતાર. ૩
૯ કવણ વિચારી ચાલવું, ૧૦ ગ્રહ શોભે કહી દાર.
૧૧ સ્વાંતિબુન્દથી છીપમાં, શું ઉપજે કહો યાર. ૪
૧૨ દશરથકુળ દીપકતણું, શું કેહેવાએ નામ.
જો ઉત્તર જાણો નહી, તો વાંચો આ નામ. ૫

"પરમાનંદદાસ મોતીરામ."



# હરેક બાપે પોતાના છોકરાને હમેશાં નીચે લખેલી શીખામણ આપતા રેહેવું.

૧ માણસ જાતને પોતાના અને પોતાની આસપાશનાઓનું કલ્યાણ ઇચ્છવા માટે કેટલીક પોતાની ફરજ ગુજારવાની જરૂર છે તેમાં અગત્ય કરી હમેશાં અને હરેક વેળા માબાપે પોતાના બચ્ચાંને તેઓના લાભ અને સુખને માટે નેક સલાહ આપતાં રેહેવું એ ઘણું અગત્યનું છે; એટલા ઉપરથી આ નીચે જે થોડીક બીના બચ્ચાંને શીખામણ દેવા તરીકે લખીછે તે પ્રમાણે હરેક બાપે હમેશાં સમજાવતાં રેહેવું. એવું નહી કરવાથી તેઓએ મોટી ચુક કરી અને પોતાનાં બચ્ચાંનું હીત નહી ઇચ્છું, એટલું જ નહી પણ તેઓએ પરમેશ્વરનો હુકમ નહી માન્યો એવું ઠરશે; માટે રે પિતાઓ! તમોએ હમેશાં તમારી પુરી ફરજ ગુજારી, ઇશ્વરને અને તમારા દેશીઓને ખુશી અને સુખીરાખવાની પુરી કોશીશ કરવી. ને બાળકોને નીચે પ્રમાણે શીખામણ દેવી

૨ મારા બેટા, તારી પેહેલી અને મોહોટી ફરજ એછેજે તારે ઇશ્વર તરફ તારી આંખો ઉચકી તેની ભક્તી કરવી. કે તથી તને હમેશાં તારા કામોમાં સારો અને સુધો મારગ સુજશે, તથા તને નેક અને રૂડાં કામ કરવાની ખાએશ થશે તથા તારૂં દીલ બદીથી દુર રેહેશે, પણ જયારે તું ભક્તી કરતો હોય, ત્યારે તારૂં પુરૂ દીલ તારા પેદાકરનાર ઉપર રાખજે. અને તું જે બોલે અથવા તે વેળા ધારે તે તારા ખરા દીલથી કરજે. કે તે વેળા તને દુનીઆદારીના કામથી કાંઈ પણ હરકત થાય નહી.

૩ તારો ડાહાપણ ભરેલો અને અજમાએશથી કશાએલો શીક્ષાગુરૂ તને જે વેળા તારો પાઠ કરવાને ફરમાવે તે વેળા કરજે, કાંકુ તે તને ઘટતુજ બતલાવશે, તે તારો તન્દુરસ્તીમાં કાંઇ બીગાડ નહી થાઅ

તેવું બતલાવશે જેથી તું જલદી પોતાની શીખ્યાની મતલબ હાંશલ કરી શકીશ, તું તે પાઠ માત્ર મોહોડેથી બોલી જવાય તેવો નહી કરતો, કારણ કે તેથી તને કાંઈ ફાયદો હાંશલ થનાર નથી; અને તે તારો વાંચવાનો વખ્ત નકામો ગુમાવ્યો એવું થશે વાસ્તે તું જ્યારે કાંઇપણ વાંચે ત્યારે તેની મતલબ ઉપર ખુબ ધ્યાન રાખજે અને તે પુસ્તકમાં કેવા શબ્દો લખ્યા છે તે ઉપર નીઘાહ રાખી તેનો અર્થ સમજી તે પ્રમાણે ચાલજે, અને તેમ થવાથી તું કોઈસાથ વાતચીત કરતો હોય તો તને તે મતલબને લગતા શબ્દો બોલવાને જલદીથી બની આવશે અને જે બીના વાંચ્ય તે ઉપર વિચાર કરવાથી તારા મગજની શક્તી વધતી જશે, અને તેથી કરી જેમ તારી ઉમર માં વધારો થશે તેમ તારામાં અક્કલ અને શાહાણાપણું ઘણુંજ વધશે, તારા શીખવનારને તું હમેશાં ઘણુ માન આપતો રેહેજે, અને તેની આજ્ઞાઓ પાળજે—કારણ કે જ્યાં સુધી તું તારાથી મોહોટાઓને, અને તને શીખવનારને માન નહી આપીશ, અને માન એ શું ચીજ છે તેતું પુરતીરીતે નહી સમજે ત્યાંહાં સુધી બીજાઓ તને કાંઈપણ માન આપે, અને સુજ્ઞ માણસો તારા વિચારને મળતા આવે, એવું કદી બનનાર નથી.

૪ ખાવાપીવાનું હમેશ થોડું, નિયમસર અને વિકાર નહી કરે તેવુ રાખજે તેથી કરી ખાધાપછી તને વધારે હુશીયારી આવશે, અને તું ચાલાક રહીશ, નહીતો તારૂં મગજ ભારે થઈ તું સુસ્ત રહીશ અને તારૂં કામ તારાથી બની શકશે નહી. દારૂ પીવાનુ તું બીલકુલ મોકુફ રાખજે. તેમ અફીણને પડછાએ ઉભો રહીશ નહી, સબબ કે—દારૂ, અફીણ વીગેરે કેફની વસ્તુઓ ખાવા તથા પીવાથી તું હમેશાં કેફમાંજ રહીશ અને તેથી તને તારા કામમાં સુજ નહી પડે અને તારી જીંદગીનો જલદી છેડો આવશે.

૩ અફીણી માણસની કેવી હાલત હોયછે તે વીશે એક રમુજી દ્રષ્ટાંત—એક અફીણી દરજી, સોદાગરને ત્યાં શીપાઈ ગીરીમાં ચાકર રહ્યો

હતો. એક દાહાડો સોદાગર જલદીથી બે વાગે બાહાર જવાનો હતો એટલાવા-સ્તતે સીપાઈને કહ્યુંકે જલદી દોડતો ઘડીઆળીને ત્યાં જા; અને ચોકસ પુછીને આવ કે કેટલા વાગ્યા છે. તેણે જઇને ઘડીઆળીને પુછયું; ત્યારે ઘડીઆળીએ જવાબ દીધો કે, બે માં બે મીનીટ ઓછી છે, એટલું સાંભળીને તે અફીણી દરજી અમીર પાશે આવ્યો, ને તે અમીર બીજાની સાથે વાતો કરતો હતો એવું જોઇને અફીણી કેફમાં ભીતને ઓશીકે ઉભો રહો, એટલામાં સોદા-ગરે તને ઉભો જોઈને પુછયું કે ઊંઘેછે શું? ત્યાથી શું ખબર લાવ્યો! તે ચમકીને બોલ્યો કે, સાહેબ ગજમાં બે તસુ ઓછા છે, મારો વિશ્વાસ ન હોય તો બીજા પાશે વેતરાવો.

૫ તારો ખોરાક પચાવા માટે અને તંદુરસ્ત રેહેવા સારૂ કાંઈક થોડી કશરત કરતો રેહેજે; પણ તે વેળા સંભાળ રાખજે કે તેથી તારા સાંધાને અથવા તારાં હાડકાંને કાંઈ ઈજા ન પોચે નહીતો તેથી વધારે ખરાબી થશે. ઘટતી કસરત કર્યાથી તારા અંગનું કૌવત વધતું જશે અને તું ઘણુંકરીને આજારી થઈશ નહી, પણ જો હરેક જાતની કસરત અણઘટતી-રીતે અથવા હદથી જાસ્તી કરીશ તો તેથી તને ઘણોજ અવગુણ થશે વાસ્તે જે કરે તે સંભાળથી કરજે.

૬ હમેશાં તારૂં બદન યાને શરીર ધોઈ સોજું અને સાફ રાખજે, અને હમેશાં જેમ બને તેમ સફાઇથી ફરજે કે તેથી તને તારી મંડળીના અને બીજા લોકો પશંદ કરશે. તું હમેશાં જેમ બને તેમ ખુશ સ્વભાવ અને દેખાવડો રહેજે, તથા લોકોનાં દુખમાં સામેલ રહી સુખની વેળા તેઓને હમેશાં મદદ કરજે, હમેશાં ઘણું શાંભળી થોડું અને મતલબસર બોલવાની ચાલ રાખજે, અને જેમ બને તેમ એવું કરજે કે તું કોઈના દીલમાં દુઃખ અથવા દીલગીરી ઉપજાવે એવા શબ્દો વાપરતો નહી, કાંજે એવા શબ્દોથી જેવું માણસને દુઃખ ઉપજી તેના દીલમાં જેવા ઘા લાગેછે તેવા તેને તલવા-

રના પણ નહી લાગતા હશે એ તું સત્ય કરી જાણજે; અને બોલતી અથવા લખતી વેળા જે મનમાં અથવા મોહોમાં આવે તે બોલતો કે લખતો નહી, પણ તારા આ બોલવાથી કે લખવથી પારકાના દીલમાં યા મનમાં કેવી અસર થશે તેનો વિચાર કરી કાંઈ પણ બોલવાનુ' અથવા લખવાનું હોય તે બોલજે અથવા લખજે કે તથી તને માન મળશે, જ્યારે તું કોઇને કાંઇ ઉમદા વાક્ય અથવા બોલ બોલતાં સાંભળે ત્યારે તે તું તારા રદયમાં લખી રાખજે કે કોઇ વેળા દાનાવ માણસોની મ'ડળીમાં તેવી વાત થાય તે વેળા તને તે જલદીથી બોલવા કામ લાગે.

૭ તુ' કોઈની મંડળીમાં જાઅ ત્યાં અદબથી બેસજે, અને નરમ સ્વભાવ રાખી નમ્રતાઇ બતલાવજે, કદાપી તારી આશાપાશવાળા કોઈની ખોટી બદબોઈ કરે તેમાં તું સામેલ ન થતો, એટલુજ નહી પણ; તે તું સાંભળતોયે નહી, અને એવાં માણસોને હમેશાં ધી:કારતો રહેજે; તારાથી જ્યારે કોઈની બદગોઈની વાતો બોલાય ત્યારે તરતજ એવો વિચાર તારા મગજમાં લાવજે કે મને ઈશ્વરે હોઠ તથા દાંત શામાટે આપ્યા. તેનાં બીજાં ઘણા કારણો છે; લેકીન આ એક કારણ પણ તેમાનુ' છે, કે જ્યારે તારાથી કોઇની બદગોઈનાં સુકન નીકળે તેજ વખ્ત તું તારી જીભને દાંતના કબજામાં લઇ તારા હોઠ બંધ કરજે, કે તારાથી વધારે બદગોઇ નહી બોલાય.

૮ સઘળી વાતોથી વધારે એછે કે તું કદી ખોટું યાને જુઠું બોલતો નહી કદી એવો વિચાર ન રાખતો જે મશકરી કરવા બોલુંછું. તને ખબર હશે જે કેટલાક લોક પકડાઇ આવે માટે સાચુ નથી બોલતા. પણ તારૂં કહેવું જે લોકો હમેશાં ખરૂં માનતા હોય અને તું ધારે જે આ વખત ખોટું બોલેલું પણ ખરામાં ચાલશે તોપણ ખોટું બોલતો નહી. તને ખબર હશેકે હાલના કેટલાક જુવાન એહેવું કહેછે કે ખોટું બોલવાની કેટલીક વેળા અ-ગત્ય પડેછે, અને તેનો દાખલો એમ આપેછે કે, "કોઇ વેળા દરબારમ

અથવા બીજી જગોએ કોઇ માણસનો જીવ જવાની વાત બનતી હોય. તે આપણા ખોટા બોલવાથી બચતો હોય તો તે વેળા ખોટું બોલવું." પણ હું તને જે સલાહ આપુછું તે તું ખુબ યાદ રાખજે, અને હમેશાં તે પ્રમાણે ચાલજે.—ઉપર કહેલી વખતે જો તારા દેશીનો અથવા કોઇનો પણ તારા જુઠા બોલવાથી જીવ બચતો હોય તોપણ તું તેમ નહી કરતો. બલકે તે વેળા જે ખરૂં હોય તેજ બોલજે, અને ત્યારપછી ન્યાયાધીસો પાશેથી અથવા હરકોઈ સતાવાળા પાશેથી એવું માગી લેજે કે હું જો જુઠું બોલત તો પેલા સખસનો જીવ બચત; પણ હું ખરૂં બોલ્યો તેથી તે ગુનેહગાર સાબેત થયો છે માટે તેને તમો માફ કરો. પછી તેઓની જો મરજી હશે તો તેઓ માફ કરશે પણ તારે કદી એવી બીનાઓમાં પણ જુઠું બોલવું નહી. માણસે જુઠું બોલવુ એ તેનામાં મોટી એબ છે; એટલું જ નહી પણ જે ધણી જુઠું બોલેછે તે પરમેશ્વરનો ચોર થાયછે, અને પોતાની આશપાશના લોકોમાં પોતાની પ્રતિષ્ઠા યાને આબરૂ ગુમાવેછે. હું તને આ વેળા ટુકામાં કહુંછું તે ધ્યાન રાખી સાંભળજે, અને તે પ્રમાણે ખસુસ કરજે અથવા ચાલજે.

૯ મને કોઇ જુઠો કરી કહે તો હું મારો જાન જાય ત્યાંસુધી મેહેનત કરી તેવા શખસ પાશ તેવો નઠારો બોલ મને બોલવાની માફી મંગાવું પણ જ્યારે હું જુઠોજ હોઉ તો પછી મારી આબરૂ શું? અને મને એવાં સખુનો વાપરે એમાં નવાઇશું? તારે એમ નહી સમજવુ કે તારૂં જુઠું બોલવું કોઇ પીછાનશે નહી. તારે ખુબ યાદ રાખવુ કે તે ઇશ્વરને તો માલમ પડશેજ; અને જ્યારે ઈશ્વરી દરબારમાં તારો ઈનસાફ થતી વેળા તારૂં જુઠાપણું સઘળાઓને જાહેર થશે ત્યારે તને કેવુ લાગશે! વાસ્તે એ નઠારી ટેવ તું બીલકુલ રાખતો નહી.

૧૦ તુ હમેશાં રૂરાં યાને નેક કામ કરતો રેહેજે, કે જેથી તને આડે મારગે જવાની કદી ખાહેશ નહી થશે, અને જો કદાચ થઇ તો તે

ચુરૂ કામ કેમ કરવું તે તને સુજ નહી પડશે; કારણ કે, તું હમેશાં નેક કામ કરતો આવ્યો છો.

૧૧ બેટા! આ ઉપર કહેલી શીખામણો પ્રમાણે તારે હમેશાં ચાલવું અને તેમ કીધાથી દુનિયામાં તને આબરૂ, શાબાશી અને નેકનામી મળશે; અગર જો તું આડે મારગે ચાલ્યો તો પછી તારી ખરાબી થશે, અને દુનિયામાં તે જનમીને નકામો જમીનને ભાર આપ્યો એવું થશે.

અરે પિતાઓ! હું તમને ફરીને કહુ છઊં કે તમોએ તમારાં બચ્ચાંને હમેશાં આ રીતની શીખામણ દેતા રેહેવું. નહીતો તમો તમારા બચ્ચાના શત્રુ અને ઈશ્વરના ગુનેહગાર થશો. મ૦ જે૦



# પોતાની પ્રજા ઊપર અશલના રાજાઓની સાચવણ.

(એક વારતા.)

એક વખતે વિક્રમ રાજા પોતાના નિયમને લીધે ગાંધર્વ મશાણમાં સિદ્ધ માતાનું પુજન કરવા આશરે રાતના બાર બજે જતોહતો ત્યાંહાં દેવીના દેવળની અંદર કોઈ ચાર હરામખોર દીઠા. તેજ વખતે રાજાયે અદૃષ્ઠવિદ્યા સ્મરણ કરી, મંદિરમાં જઈ પુજન કરવા માંડ્યું તેની પેલા ચાર જણને ખબર ન રહી જેથી પરસ્પર પુછવા લાગા કે આપણે આંહી ભેળા થાવાનું કારણ શું છે? ત્યારે તેમાંથી રામેશ્વર બોલ્યો કે, આપણે ઘણા દિવસ થયા ચોરી કરી નથી માટે હવે તો જરૂર કયાંકજાવું. તે કારણસર આપણો મેલાવડો થયો છે. મોહોનલાલ—હા; એ વાત ખરી છે અને હુંને પણ આજ

એ વિચાર થયો હતો. પ્રેમચંદ—તે બાબતમાં શું શું વિદ્યા, છળ, ભેદ, જાણો છો તે કહેવું જોઇયે. જે ઉપરથી નીચે લખેલા આશામીઓ બોલ્યા.

મોહોનલાલ— ગમે તેવાં કપાટ, તાળાં, ભોગળ ઈત્યાદિ ઠણસાવ્યાં હોય તેમાંથી એ બાર, ભોગળ, અને તાળાં ઇત્યાદિને જઇ અડું કે તુરત ખુલ્લાં થઈ જાય. હું તો એ કામ જાણું છઉં.

રામેશ્વર— ગમે તેવી સાચવણથી ચોકીદાર પોતાનું કામ કરતા હોય પણ જે વખતે હું ત્યાં જઈ હાજર થયો કે, તુરત તે સુઈ જાય.

પ્રેમચંદ—ઘણી સાચવણ કરી ગમે તેવી છાની જગોયે દ્રવ્ય ડાટ્યું હોય તોપણ તેજ જગોએ જઇ ઉભો રહું તેમાં કાંઈજ શક નહી.

અલીખાં– હું તો એ જાણું છઉં કે, હું કહું તેમ કરો તોજ કામ સિદ્ધ થાય નહી તો ચોરીમાં ફાવવાનાજ નહી.

ઉપર લખી વિદ્યાઓ નક્કી ઠરાવ્યા બાદ રામેશ્વર કેહેછે કે, ખાતર પાડવું તો ખરૂં પણ તે કયાંહાં પાડશું?' પ્રેમચંદ બોલ્યો કે, 'પ્રથમ ગામમાં પેશતાં બ્રાહ્મણનાં ઘર આવશે; જો મરજી હોય તો ત્યાંજ [ખાતર] પાડીયે. મોહનલાલ બોલ્યો 'ના ના; બ્રાહ્મણનો પઇશો કામનો નહી. ને તેને આપવા બદલે લેવો ન જોઈયે. રામેશ્વર બોલ્યો કે 'ત્યારે વાણીયાને ઘેર પાડીયે' તે પણ નામંજુર ઠર્યું. આખરે સરવેનો મત એવો પડયો કે, રાજા વીક્રમનો મોહોલ ફાડી ચોરી કરવી. એવો વિચાર સાંભળી વિક્રમ રાજા દેવોનું પુજન કરતે, હેરત પામ્યો. અને વિચારેછે કે 'આ તો આપણે માથે આવી બની પણ ફીકર નહી, તેની વિદ્યા ખરી છે કે નહી તે હું જોઉં એમ વિચારી પુજા સમાપ્ત કરી, અને પોતાના દરબારમાં જઇ પક્કા બંદોસ્ત કરી મેહેલમાં જઈ સુતો. ને તેની વિદ્યા જોવા સારૂ રાજાએ એવાત કોઈને કહી નહી.

રાજા સુતા બાદ તે ચોર આવી મોહોલમાં પેઠા ઉપર લખ્યા પેઠા ચાર આશામીઓની કહેલી વિદ્યા ખરી પડી તથી બેઠેલા

ચોકીદાર તેમજ રાજા અને રાણી વિગેરે બધાં માણસો સુઇ ગયાં બાદ પ્રેમચંદ જે સાચા દ્રવ્ય ઉપર ઉભો રેહેનાર હતો તે આગળ ચાલી બ્યાંહાં રાજા સુતા હતા ત્યાંહાં સહુને ઉભા રાખી બોલ્યો કે, આ રાજાના પલંગ તળે ખોદશો તો ખરૂં નાણુહાથ આવશે. પણ તેસહુ રાજા રાણીને સુતાં જોઈ મોહોટાવિચારમાં પડયા. તે વખ્ત રાજા માત્ર જાગતો હતો પણ તેઓની બાહાદુરી અને ચતુરાઇ જાણવા સારૂ કાંઈ પણ બોલ્યો નહી. પલંગ હળવેથી ઉપાડી લઈ આઘો મુકી તે જગોએ શોધ કરતાં સોનામોહોરના ચાર કળશ હાથ આવ્યા તે એકેક કળશમાં સોનામોર નંગ ૧૦૦ હતી તે લઇ પાછા હેઠા આવા તે સોનામોહોર કયાંહાં રાખવી એમ વિચાર કરતાં એવો ઠરાવ થયો કે, પાછા ગાંધર્વ મશાણમાં જઈ ડાટી મેલવી અને પછી જોશે તે દિવસ લઇ જાશું. એ મુકરર થયેલો વિચાર રાજાએ સાંભળ્યો જેથી તેની વાંસે પોતે એકલો હાથમાં તરવાર લઈ ચાલતાં મશાણ નજદીક પુગા ને પેલા ચાર જણ એક મોહોટો ખાડો કરી લઈ આવેલ કલશ માંહે નાંખતા હતા તે વખ્ત સહવાર થવાને બે ઘડી વાર હતી જેથી જનાવરો શબ્દ કરવા લાગાં તેથી અલીખાંએ કહ્યું કે આ વખ્ત આપણને રાજા દેખેછે ત્યારે પેલા ત્રણ જણ કેહેછે કે, તે વાત ખરી મનાય નહીં, એમ કહી કલશ ડાટય બાદ ઘડી અધઘડી રાત હશે તે વખ્ત સર્વે જણ ઘેર જઇ સુઈ રહ્યા.

વાંસે આવેલા રાજાયે તે કલશો સોનામોર શીકે કાઢી લીધા અને પોતાના નગર તરફ આવતાંદરમીયાનમાં એક ગૃહસ્થ બ્રાહ્મણ પોતાની કુવારી કન્યાનેખડ્ગ હાથમાં લઈ, ગામબાહાર મારીનાંખવા લઈજતો હતો અને તેથી ફરી તે કન્યા રોતી હતી તેને જોઈ રાજાએ પુછ્યું કે, અરે બાઇ! તું કોણ છો? અને કેમ રોય? તારે શું દુઃખ છે? વિગેરે હકીકત પુછવાથી ઘળઘળે સાદે છોડી બોલી કે, આ મારો બાપ હુંને મારી નાંખવા લઈ જાયછે એજ દુઃખ છે. માટે જો તારાથી તે દુઃખ મટાડી શકાય તો મટાડય. નહી

તો તું મારગ પકડય, તું કાંઈ રાજાવીર નહી કે, આ મારૂં દુઃખ મટાડય. એવાં એ બાળા સ્ત્રીનાં વચન સાંભળી રાજા ગભરાઈ તો ગયો પણ સ્થિર મન રાખી પુછ્યું કે, હે બ્રાહ્મણ! આ કન્યાને મારવાનું શું કારણ છે તે કોહે તો ખરા? ત્યારે બ્રાહ્મણ રીસ ચહડાવી બોલ્યો કે, મારા મોહોટેરા ઘણા લાજવાળા કેહેવાતા હતા અને હું નાણાની તંગાઈમાં છઉં તેથી આ છોકરી પરણાવવામાં મારા મોહોટેરા પ્રમાણે કરીયાવર ન કરૂં તો મારી લાજ નહી માટે આને મારી નાંખું તો પછી કાંઈ અડચણજ નહી. એવાં વચન રાજાયે સાંભળી, જે પેલા ચાર હરામખોરે ચોરેલો કલશ પાશે હતો તે આપી કહયું કે, તમે સુખેથી દીકરી પરણાવો અને મારશો માં; એવી રીત સોનામોર મળવાથી બ્રાહ્મણે રાજાને આશિરવાદ દીધો રાજા બ્રાહ્મણને ઘેર ભેળો જઈ ઘણા યત્નથી કલશ રખાવ્યા પછે પોતાને ઘેર ગયો. અને બ્રાહ્મણ ઘણું નાણું મળ્યું તેના જોર ઉપર મોહોટો ખરચ આદરી નાત નોતરી બેઠો. મેવા પકવાન કરી, ફુલાઈ ફુલાઈને પોતાના મોહોટેરાઓથી વધારે ખરચ કરી કન્યાદાન દઇ છોકરીને ઘેર વળાવી, બાદ દીકરાઓ સાથે પરીયાણ કરેછે કે, આપણે શું ખરચ થયો તેનું નાંમું મોદીને ત્યાંથી લઈ તેને પઈશા, રાજાના આપેલા કલશમાંથી સોનામોહોર વટાવી ભરી કાલે સવારમાં ચુકાવી આપજો' એમ કહી સરવે સુતા. દરમીયાનમાં શું થયું તે સાંભળો—

પેલા ચાર જણે ડાટેલ કલશ સંબંધી વિચાર કર્યો કે, આપણે ત્યાં જઈ ચકાશી આવીયે, એમ ધારી તે જગોએ જોવા જાય ત્યાં સોનામોહોરનો કલશ હતો નહી તેથી પેલો અલીખાં ગુસ્સાઇ બોલ્યો કે, કાં ભાઇ! કેમ થયું! ઘાલો ધુડ ને ફરી મેહેનત કરો. એ સાંભળતાંજ સહુઉતાવળ લઈ જનારનો પગ જોતા જોતા ચાલ્યા જાયછે ત્યાં તો પેલા ખરચ કરનાર બ્રાહ્મણના ઘર ઉપર પગ જાવા માંડયો તેથી તેઓ આશ્ચર્ય પામ્યા તો

પણ તે ઘરમાં તપાસ કરવા માંડ્યો; તેથી જ્યાં રાજાએ આપેલ કળશ દાટ્યો હતો ત્યાંહાં જઈ કાહડી લીધો તે વખ્ત બ્રાહ્મણ સુતો હતો તેથી ખબર નાં પડી; સવાર થયે પોતાના દીકરાઓને ભેળા કરી કાહાડવા જાય તો ત્યાંહ કાંઈ દીઠું નહી. (અધુરૂં.)



# પાશવાન માણસની ચતુરાઈ ઊપર રાજાનું રીઝવું.

એક વખત બાદશાહ અકબર પોતાના પંડિત તથા મંત્રી વિગેરે સહિત ખુશીમાં કચેરી કરી પોતાના દરબારમાં બેઠો હતો ત્યાં કારભારીએ પ્રશ્ન કર્યું કે લવો જે પગાર ખાયછે તે કેવળ નાંખી દીધા જેવુંછે. એવું વચન સાંભળી રાજા હશ્યો તે પંડિતોએ જોઈ કહ્યું કે તમારે કેમ હસવું પડ્યું? રાજા બોલ્યો કે હે દ્વિજરાજો! આ મારી રયાસતમાં તેમજ કચેરીના બેસનારાઓ વિગેરેમાંલવાનીહારનું કોઈ માણસ મારી પાશે છે નહી. ત્યારે કારભારી બોલ્યો કે, તેનું પારખું શું? રાજાયે કહ્યુ કે, કોઇ સમય બતાવીશ. ત્યારબાદ કચેરી બરખાસ્ત કરી મહીનો માસ લંબાંણ નાંખી એક દીવસ સવારના આઠ બજ્યાને વખત શીકાર કરવાનું બાનું દઈ ઉપર લખ્યા કચેરીના બેશનાર શીકે શીકાર ઉપર ચાલતાં ચાલતાં પેલાં લવાની હુશીયારી દેખાડવા એક મનકલ્પિત વાત કેહેવામાંડી—

"ગઈ કાલે હું ભરનિદ્રામાં સુતો હતો દરમીયાંનમાં હુંને એવું સ્વપ્નું આવવા માંડ્યું કે—એક શેહેરમાં હું ભમતો ભમતો ગયો; અને મને તો ભુખ લાગી તેથી કંદોઇનો દુકાને જાણી ત્યાં તેની સ્ત્રી ને પોતે ઘઉંનો આટો

લાવી તેમાં પાણી નાખી બાંધવા માંડયો. તેટલામાં સ્ત્રીએ ચુલો તૈયાર કરી માથે કડાઈ શીકે માંડી આપી પાશે આવી બેઠી; બાદ કંદોઈયે બાંધેલા આટાની કણક તૈયાર કરી તેમાંથી લુવા કરી પુરી વણી હાથમાં રાખી.

એ રીતે વાત અધુરી પડતી મેલી દઇ શીકારવાંસે ઘોડાં દોડવ્યાં તથા શીકાર હાથ આવતાં પાછા ઘેર ગયા. તે પછે કેટલેક દીવસે ભુલવી દઈ એક દીવસ ફરી સ્વારી કરી પ્રથમ લીધેલા આશામી સહિત લવાનું પારખું બતાવવા સારૂ પેહેલી વાત કરતે કરતે જે જગો ઉપર આવી પડતી મેલી હતી ત્યાંહાં જઈ રાજા સરવાતી સામુ જોઈ બોલ્યો કે—પછે, એરીતે કહ્યું પણ કોઇયે ઉત્તર આપ્યો નહી. તેથી લવા સામું જોઈ કહ્યુ કે 'લવા પછે' લવો બોલ્યોકે 'સાહેબ પછે નાંખી.' આ શબ્દ સાંભળી સાથેના સહુ હસી પડયા કે જો ભાઇ બોલ્યા નાંખી શું ધુડ? રાજાયે કોણ જાણે શું પછી પુછ્યું હશે. આ જોઇ રાજા ગુસ્સે થયો ને સહુને સમજાવી કહયું કે એવાત એમ હસી કાડવા જેવી સમજોમાં, અને તેનો ખુલાસો સાંભલી શરમ પામો. કે મલવા નાંખી તે શું? લવો બોલ્યો 'સાહેબ આપે સ્વપ્નામાં કંદોઈની દુકાને તેણે પુરી તૈયાર કરતે દીઠેલ, તે તૈયાર કરી ત્યાંહાં સુધી તો શીકાર વાંસે ચાલતાં તે વાત કહેલ પછે શું થયું એ આપનું પુછવું છે તેથી વીચારી જોયું કે તે પછી માંડેલી કડાઈમાં નાંખવુ જોઇયે; માટે નાંખી મેં કહ્યું.

આ સાંભળી સહુ પાશવાનો ઝાંખા પડયા ને કબુલ થયાકે અમને એ સાંભરતુ નોતું' તેથી રાજાએ સહુને સમજાવી કહ્યુ કે 'રાજ છે તે એક મોહોટા ઝાડની છાંયડી છે ત્યાં અનેક જીવ વિશ્રાંતી પામેછે અને પોષાયછે અને તેમાં પુર્વનાં કર્મ પ્રમાંણે ઊંચી નીચી પદવી મળેછે તો એ બાબત કોઇની પણ ઇર્ષ્યાનહી કરતાં રાજવર્ગી માંણસોએ એક સંપ થઈ વરતવુ એમાં પોતાને અને રાજાને બન્નેને ફાયદો છે.

# મરણ પ્રસંગમાં દેશી સ્ત્રીયોને વિનતીના બે બોલ.

ભળેલું.

બ્હેનો:—

મથાળે લખેલો મરણ શબ્દ વાંચતાંજ તમે લાંબા વિચારમાં પડી શોકમાં ગીરફતાર થશો તોપણ મરણ એક પાકુ ઇશ્વરનું તેડું છે, એ તેહાથી આ ફાની દુનિયામાં ઈશ્વરી નિયમ પ્રમાણે વરતેલા માણસને પોતાના સુકૃતનો બદલો મળવાનો વખત નજીક આવ્યો જોઈ અત્યન્ત આનંદ થાય * છે અને ખુદાના ફરમાનથી અવળા ચાલેલા ગુનેગારોને મોત એ વિકાળ અને ભય આપનાર થઈ પડેછે.

તમે પોતે અબળા નામથી ઓળખાઓછો, અને તમારી કાયા કુદરતે સુકોમળ કરેલી છે, એટલે તમારૂં રૂદય ઘણુંજ પોચું તેમજ તમારા ઉપર દુ:ખની વખતે તમારો કળાંણ સાથે રડા-પીટ એ કઇક અજબ તરેહનીજ હોય છે તેથી તમો જાતે હીમત વિનાનાં છો એમ સાબીત ગણાયછે.

આપણા સ્વદેશમાં હજી જોઇયે તેવા જ્ઞાનનાં માણસો થયાં નથી તેથી તમને અદનાં ગણી તમારે માટે અમે હલકા વિચાર બતાવવાને બંધ રાખીયેછ; તોપણ આપણ બેખબરાં માણસમાં પણ મોતની વખતે તમારો ગભરાટ અને તમારો કલેશ મરદો કરતાં શેકડો પ્રકારે ચડીયાતા છે અને આજ વિષય ઉપર મારૂં લખાણ છે માટે હવે હું મારી મુળ હદ પકડું છઊં.

---

* આ દાખલો કાવ્યદોહન પુ. ૧ ના પૃષ્ટ ૧૩૪ મે બાપુ સધામ પધાર્યાનું પરેજ રાગનું ૫ મું પદ છે તે કોઈવાર વાંચ્યાથી માલુમ હશે.

બેહેનો—આદમોની ઉત્પત્તિ સાથેજ મરણ જોડાએલું છે તેચ સાધારણ કેહેવતમાં "નામ તેનો નાશ "છેજ, કોઈ એવો વસ્તુ નથી કે જેના હોવાપણાનું નહી પણું નહી થાય.

અલબત પોતાના વાહાલાના સદાબરા વિયોગથી મનુષ્યને દીલગિરી થોવી સજાવાર છે,તોપણ તેના આવેશમાં બેહેનો તમે તમારી તન્દુરસ્તિ. તમારા શરીરના અવયવને થતું નુકશાન, તમારે આધારે રહેલાં તમારાં નાનાં બાળકોના સુખ તરફ ખ્યાલ આપવાને ભુલી જાઓછો એ ઘણાજ ગજબની વાત છે.

તમે તમારી દીલગિરીમાં શરીરનું બળ વાપરી છાતી કુટોચ, માથાં કુટોચ, હાથ પછાડોચ. પગ ફડફડાવોચ તેમાં વિચારો કે, એથી તમને કંઈ મુવેલું હોકારો દેચ? ઉલટું એ બધું કર્યાથી નિદ્રાના તાબામાંથી ઉઠયા પછેના સમયમાં પાકા ગુમડાની પેઠે દુખી તમારું શરીર તમને કંટાળો ઉપજાવનાર થઈ પડેછે કે નહી.

વધુ ખેદ પમાડનારી તમારી વર્તણુક આ છે કે—હાય અફસોસના આવેશમાં તમે તમારા ઉધરતા બાળકની ભુખ તરસની ખબર લેવાને બેદરકાર રહો છો ત્યારે કોહો બેહેનો એ વખત એક મા અને બેન લેખેનો તમારો ત ઉપરનો પ્યાર કયાં ગેબ થઈ જાયછે?

હું ધારૂંચ કે વર્ત્તમાનકાળમાં પણ આપણા લોકોની આપણા ધર્મશાસ્ત્ર ઉપર આસ્તા છે ખરી ત પ્રમાણે તમે તેને માન આપતાં હો તો ગરૂડ પુરાણ નામના પુસ્તકમાં મરેલા માણસની પછવાડે રહાપીટ કરવાની સાફ મના છે.

દેખીતું છે કે દુઃખ માયા જેટલું છે. જો કે તમે જીવસારૂ દુઃખ ધરતાં હો તો ભગવદ્ગીતાના બીજા અધ્યાયના શ્લોક બાવીશમાં આ પ્રમાણે અર્જુન પ્રત્યે શ્રીકૃષ્નનાં વાકયછે—

वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृण्हाति नरोऽपराणि॥
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति तथैव देही ॥१९॥

આનો અર્થ એવોછે જે, જેમ માણસ જુનાં લુગડાં ત્યાગ કરી નવાં પેહેરેછે તેમજ મનુષ્યનો જીવ પણ આ દેહ જુનો થાય તેને મુકી બીજા નવા દેહમાં જાયછે. હવે તમારી ખાત્રી થાવી જોયે કે જીવ સારૂ દુઃખ ધરવું તે મીથ્યા છે.

બેહેનો ! તમારે વધારે ધ્યાન આપવા લાયક વાત આછે કે, ગમે તેવા અફસોસના સમયમાં પણ તમે તમારા નાના બાળકની સંભાળ લેવાને બેફીકરાઇ ભોગવશોમાં કેમજે તેઓની જીંદગાની કેવળ તમારાજ આધાર ઉપર છે જો તમે એક વખત ખાશો, અનાજ કમતી ખાશો, રસનો ત્યાગ કરી સુકુ ખાશો એ બધુ તમારા નાના બાળકના દુઃખનું સાધન તમે પોતે કર્યું કેહેવાશે ને એમાં તમારા ધરમ રહિત પણાના આચરણનો બદલો તમને મળશે.

વળી તમારાં બાળકનુ દુશમનપણુ તમે આ વાતમાં કરોછો. બેથી ત સાત વર્ષના બાળકમાં એવી ખાશીયત હોયછે કે પોતાના માબાપને રડતાં જોઇ પોતાને ખબર ન હોય જે શું કલાણુ સંબધી ગુજરીગયું છે તો પણ તેઓ વધારે ગળગળાં થઇ આંસુપાડેછે તેથી તેનુ ઉછરતુ લોહી પાણીવત થાયછે ને તે થયાથી જુવાનીના વખતે તે નબળી હાલતમાં હોયછે માટે તમારે તેનીપણ દયા ખાવી જોઇયે.

આ વીષય બંધ કરતી વખતે અમે આશા રાખીયે છઇયે કે અમને સંતોષ પમાડનારો નમુનો તમે જલદીથી બતાવી આપો અને એમ કરવાને તમને ઇશ્વર પ્રેરક થાય.

# જુનો જમાનો.

જમાનામાં કેટલો ફેર પડયો છે એ દેખાડવાના સાધનમાં જુનાં લખાણો બહુ કીમતી થઈપડે છે. હાલ પણ જુના જમાનાનાં માણસો-છે તે કહેછે કે, જુનાં માણસો શું મુરખ હતાં? ને તમે હવે આજ કાલના ડાહ્યાછો? પણ તેઓએ સમજવું જોઈએ કે તેઓ મુરખ તો નહી પણ વેમી તો પરાવાર હતાં કોઈ વાતનો પુરો તપાસ કરી ખાતરી કર્યાવગર એકદમ-સાચું માની બેસવાની બહુ તેઓની ટેવ હતી; જેવી આજપણ કેટલાક તેવા માણસની ટેવ દેખીએછઈયે. આવા એક દાખલાતરીકે કાશીનાં લખ્યાં અ, ખ્યાના એક પુરાતની કાગળ અમારા હાથમાં આવ્યો છે તેની નકલ આંહી ઉતારીએછઇયે કે તે વાંચતાજ કાળ એની મેળે તેનું જુઠાપણું નિશ્ચિતકરી વેમીઓની આંખ ઉઘાડશે.

**નકલ**

"શ્રી કાશીવિશ્વનાથના ડેહેરામધ્યે આકાશથી શ્રોવણનું (સોનાનુ) પતરૂં પડુ તે ઠેકાણે નાથબાવા બ્રાહ્મણ બેઠા હતા તે ધણી પાશે પડુ ત્યારે સર્વને તેણે કહ્યું જે અમારી પાશે આકાશમાંથી શ્રોવણનું પતરૂં પડયું તેવાત કોઈએ માંની નહી તે પત્રું મંત્ર તથા જંત્રે લખું નથી તવારે શરકારે સર્વ પંડીતને તેડાવીને પુછું જે નાથબાંવા બ્રાહ્મણ પાશે આકાશમાંથી શ્રોવણનું પતરૂં પડયું તે ખરી છે કે ખોટી? ત્યારે પંડીત સર્વે મળીને વેદશાસ્ત્ર અઢાર પુરાણમધ્યે જોયુ તે હરીએ પત્રું નિશ્ચે કીધું તવારે તેનુ ફળ શું? તવારે પંડીતોએ શાસ્ત્ર જોઈને કહ્યુ જે સં. ૧૮૮૮ ના શાખે વરતમાન મહામાસે વદિ ૫ શનીવારને દીવશે મીનના ચંદ્ર છે ઉપરાંત મેખના થાશે તે દીવશે શુકલ નામે જોગ છે તે દીવસ ઘટી ૧૦ દશ ચડા પછી કળજુગ વરતશે તે રાત ઘટી ૨૨ ગા પછી કુળજુગમાં ઘટી ૧૨ ધરતી કોપ થાશે મુનશ પોતે પોતાના ઘર-

માં દબાઇ મરશે તે મધેથી કોક બચશે તે પછવાડેથી પાણી પુર આવશે તેમાં મરશે તેપછી સત જુગ વરતશે તે વરસ ૧ હજાર શુધી રહેશે દનમાન ઘટી ૬૫ નુ થાશે મનુશનુ આઉશ વરસ ૧૫૦ નુ થાશે ઉત્તર ખંડે રાજા ચંદ્ર વંશી થાશે તે સારૂ જે કોઇ શ્રી પરમેશ્વરનુ ભજન સમરણ કરશે તે રહેશે, નહીકર કુળજુગના જંજાળમાં મરશે પછે સતજુગ ચાલશે કોઈ આડે મારગે ચાલશે તે દુખ પામશે તેવાસતે કાશીના પંડતે નિરણે કરી લખી મુકુ છે તે સત કરી માનજો આ કાગલ ખોટો કરશે તેના ઘર મધે હાંણ થાશે ગૌબ્રામણ અસ્ત્રી હતા બાળહતા તેને માથે તે વાસ્તે સત કરી માનવુ દેશ પરદેશ લખાં કરી મોકલવુ જે ધણી લખશે તેને દશહજાર ગાયદાન આપવાનુ ફળ તથા અશ્વમેદ કીધાનુ ફળ થાશે બાવા બખતગર તથા કાશીના પંડત સરવે મળીને લખી મોકલુ છે કહેશે જે લખી જાણવુ નહીં તેશારૂ વારંવાર લખું છે તેવાસ્તે પોતે પેતાના ગજા માફક કરવું હાથી તથા ઘોડાથી તે જે પોતાની પોચ પરમાણે દાંન પુન જીવની ઉછાએ કરવું ગાંમોગાંમ દેશ પર દેશ લખવું આળશ ન રાખવુ",,

ઉપરપ્રમાણેનો એક જુનો કાગલ આપણા કાઠીઆવાડી બુજરાગનો લખેલો તે લખનાર તથા કેનીઉપર મોકલ્યો છે તેનાં નામઠામ સહીતનો છે.

આ કાગલમાં દાડોવાર સં. ૧૮૮૧ ના ભાદરવા શુદ ૨ નોછે જેને કે આજ હજી લગભગ ૫૦ વરસ થયાં છે પણ દુનીયાંતો હજી એમની એમ બેઠી છે.

ઝાઝા આઘા શુંકરવા જઈયે ગયા માહા મહીનામાં એવી રીતનો કેવો ગજબનો ગોટો ઉઠયો હતો જેથી વેમી લોક, મોત પાસે આવ્યુ જાણી ધરમ નીમ ધ્યાન સેવા કરવા મંડયાં હતાં; અને આ ધભરાટે વધુકરી ગાંબડીયા

લોકોમાં અસર બહુ કરી હતી. પરદેશ હતા તે પ્રલયની તારીખ (માહા સુદ ૫) ઉપર ઘેર આવી બેઠા હતા, કે સહુ ભેળાં મરીયે. અને કેટલાક તો રોજગાર ધંધો બંધ કરી બેઠા હતા. એ પણ પ્રલય ખોટો ઠર્યો એમ પણ સહુએ દીઠું તો નાહાના મોહોટા સહુ વાંચનારને વિનતિ છે કે, હજી પણ કોઈ વખત એવો ગોટો ઉઠે તો આ બે મજબુત દાખલાથી લોકનાં દીલ શાંત કરવાં, કેમકે ઇશ્વરી નિયમ, કાંઈ માનુષી નિયમ મુજબ ફરી જાતા નથી. જે સમય પ્રલય કાળનો છે તે સમયેજ પ્રલય થશે.

આવા ગોઝા કાંઇ આપણા લોકમાંજ ઉઠેછે એમ નથી પણ સુધરેલા દેશોમાં ત્યાંના જોશીઓ પણ આવાં આવાં ગણિત કરી ગભરાટ ઉપજાવેછે એવું આપણે ઘણી વખ્ત વર્તમાનપત્રોમાં વાંચીયે છઇયે અને તે પણ પાછું ખોટું પડ્યું દેખીયે છઇયે. માટે એવો ખોટો ભય ત્યાગ કરી ઈશ્વરનો સાચો ભય રાખી સદાચરણથી ચાલવું તથા શક્તિ માફક દાન-પુણ્ય કરતા રેહેવું એ યોગ્ય છે.

---

# ભામિનીવિલાસ.

## અન્યોક્તિ.

છપય.

સજજન જન જગમાંહ, કીર્તિ કોડે કરિ ફરતા.
એવાં ચન્દન વૃક્ષ, સદ્‌ગુણો સરવે ધરતા.
વિષધર વસતા વાસ, પાશ તારી હરનિશે.
દેખાડી અતિ ભાવ, લ્હાવ લેતા તે દીશે.

એ સર્પતણો આદર કરી, વહન કરે બહુ ભાવથી.
વળિ તુજ સદ્ગુણને શ્રેષ્ઠતા, કથવા કો સમરથ નથી. २३
ફળફુલથી ફેલાવ, નામ બાવળ કેહેવાય.
આપેછે દેખાવ, વિશ્વ માંહે પરખાય.
અંતર આણી આશ; પાશ આવે શાસારૂ.
વિપત વસે તુજ વાસ, આશાથી દુઃખ અનેરૂ.
પરિચારિત અતિશયતું દિસે, તાતા તીક્ષણ શૂલથી,
હીત થવા વસે શા કારણે, કથજે માંડી મૂળથી. २४
પારવતીના તાત, નામ હીમાચળ તારૂં.
જગમાં તારૂં પ્રબળ; પ્રસિદ્ધપણે છે સારૂં.
આલય અતિશય હીમ, પ્રાણિ ભોવન ભંજાડે.
આલય અતિશય હીમ, કોમળ તરૂ રંજાડે.
તું એવા નિર્ગુણ હીમની, રાખેછે કયમ સંતતિ.
પ્રાણી તરૂવર એથી કરી, પામેછે બહુ વિપત્તિ. २५
મા કર્ય મનમાં ખેદ, ભેદ જાણિ ભ્રમર કેરો.
કરે ઘણો આનન્દ, ભાવ તુજ ધરિ ભલેરો.
માટે હાથી બાળ, અદેખાઈ કદિ નવ કરજે.
રીતિ જે તુજ કુળ, તે સમ તું પણ ધરજે.
મદથકી સુંદર અતિ શોભતા, માતંગ મહિ મધ્યે ઘણા.
આદર કરિ તે નિજમસ્તકે, ધરવા નવ રાખે મણા. २६
મન માન્યું દેનાર, કલ્પતરૂ જગમાં જે છે.
ઘણાં પ્રફુલ્લિત કુસુમ, સુગન્ધી તેની લેછે.
જીવતર જીરવ્યું ત્યાંહ, પ્રમોદ પુરો કરિ કોડે.
સફળ મનોરથથકી, સેવ કરી પ્રીતી જોડે.

એ મધુકર તરૂવર અન્યને, સેવન કરતો જો દિસે.
મુજમન માંહે તો તેહની, વિડંબના મોટી વસે. ૨૭

ભ્રમર ભમે ભવમાંહે, ભરણ ભાવેથી કરવા,
તરૂતણિ અતિશય ભીડ, હામ ઠામ નહી ઠરવા.
ફરતો વળી ચોપાસ, વાસ કરવાને માટે.
પુછતો કરિ આલ્હાદ, ઝાહને અતિ હુચાટે.
વલિ વિશેષ કરિ આ જગતમાં, બીજાં તરૂવર બહુ વસે.
પણ આંબા કેરી ઉપમા, કદિ પણ કયાંહે નવ થશે. ૨૮

(અધુરૂં)

---

# મુસ્કેલ શું તવીશે.

## દોહરા.

કરો સુધારો સર્વજન, મુખથી કેહેવું સ્હેલ;
આગળ થઇને આપને, કરવું બહુ મુશ્કેલ. ૧

પ્રીત બાંધવી પરથકી, જાણો સહુથી સ્હેલ;
પણ નિભાવવી તેહને, માનો એ મુસ્કેલ. ૨

અહંકાર મદ લોભને, તજવા કેહેવું સ્હેલ;
તજવું તે નિજમનથકી, એ છે બહુ મુશ્કેલ. ૩

મ્હોટા જનસમ આપને, થવું ઈચ્છવું સ્હેલ;
તે સમ નિજ-બળ-બુદ્ધિને, કરવાં બહુ મુશ્કેલ. ૪

પરઅપલક્ષણ પેખીને, તજવા કહેવું સ્હેલ:
નિજ-અવગુણ મન લાવિને, તજવા એ મુશ્કેલ. ૫

કૃત્ય પારકાં પેખિને, ખોટ કાઢવી સ્હેલ;
એ સમ બનવું આપથી, એ છે અતિ મુશ્કેલ. ૬

ગુણ કર્યાથી ગુણ કરે, જાણો તે તો સ્હેલ;
અવગુણ કેડે ગુણ કરે, એ છે બહુ મુશ્કેલ. ૭
કંઠે માળા બહુ ધરી, ભગત થવું છે સ્હેલ;
ભાવથકી ભગવાનને, વશ કરવા મુશ્કેલ. ૮
તીર કાંમઠાં કર ધરી, પંખિ મારવું સ્હેલ;
અભિમન્યુસમ યુદ્ધ તો, કરવું બહુ મુશ્કેલ. ૯
સિંહનિ પેઠે ગર્જના; કરી બોલવું સ્હેલ;
પણ હાથીને મારવો, એ છે બહુ મુશ્કેલ. ૧૦
ટીલાં ટપકાં કાઢવાં, ન્હાવું ધોવું સ્હેલ;
મન વશ કરવું આપનું, એ છે અતિ મુશ્કેલ. ૧૧
ઊંચી આકૃતિ ભીમની, વેશ લાવવો સ્હેલ;
ગદા રાખવી હાથમાં, એ છે બહુ મુશ્કેલ. ૧૨
સ્વતન્ત્રતાને તારણે, સાધુ થાવું સ્હેલ;
પુરૂષારથને સાધવા, એ છે બહુ મુ૦ ૧૩
જાણીતી જારી કરી, ક્રોધ મારવો સ્હેલ;
ત્યાંહ મારવો કામની, એ છે બહુ મુ૦ ૧૪
બની વિરાગી જક્તમાં, ભીખ્ખ માગવી સ્હેલ;
ધનનારી સેહેજ જડે, તજવાં બહુ મુ૦ ૧૫
વાંચી પુસ્તક જ્ઞાનને, મેળવવું છે સેહેલ;
અનુભવ કરવો આપને, એ છે બહુ મુ૦ ૧૬
દુરથી વસ્તુ નિહાલિને, જોવી ત તો સ્હેલ;
ગુણ અવગુણ તો શોધવા, એ છે બહુ મુ૦ ૧૭
ઢોંગજ કરવો વૈદનો, જાણો સહુથી સ્હેલ,
નાડી લઈને કરવિશે, શોધવો રોગ મુ૦ ૧૮

ન્હાનપણામાં લ્હાવ તો, લેવા જાણો સ્હેલ;
માતપિતાની સેવના, કરવી બહુ મુ૦ ૧૯
અષ્ટવંક અંગ મસમુખે, કુબજા નાટક સ્હેલ;
કુબજાએ હરિવશ કર્યો, એ છે બહુ મુ૦ ૨૦
ભણી કાયદા લાંચથી, ધન મેળવવું સ્હેલ;
નિરમળ ન્યાય ઉતારવો, એ છે બહુ મુ૦ ૨૧
રામ કૃષ્ણ રણછોડ તો, નામ પાડવાં સ્હેલ.
રામે પથરા તારિયા, એ છે બહુ મુ૦ ૨૨
દેખાદેખી જકતમાં, કરવા જાવી સ્હેલ;
કાળીદાસ સહુને કહે, તેસમ થવું મુશ્કેલ. ૨૩



# ધ્યાનમાં લેવા લાયક નીતીનાં વાકયો તથા કેહવતો.

વરસાદનાં મોટાં ઝાપટાંને બદલે રાત્રીએ ધીમી પડતી ઝાકળ વધારે ખુશી ઉપજાવેછે, તેમ ગામમાં જણાતી સખાવતા કરતાં છુપી અને એકાંત સખાવત વધારે શોભા આપેછે.

ઉતાવળે કીધેલું નહી પણ ફુતેહંદીથી કીધેલું કામ દુનીયામાં યાદ રહી જશે.

જો તમે મહેરબાની કરો તો તે ભુલી જજો, પણ તમને કોઇ મેહેરબાની કરે તો તે યાદ રાખજો.

જો દરેક માણસ પોતાનું રાજ પોતે કરે તો બીજાં રાજોની ગરજ

પડે નહી.

દીલ દલગીર તોપણ ચેહેરો હસતો રહી શકેછે. વરસાદનો કમાન ઘણી શોભીતી છે પણ નીચેનો સમુદ્ર બુમ મારતો દોડેછે.

જીંન્દગીના સુરજનાં સઘળાં કીરણ ઝળકતાં નથી.

દુશમનને ધિક્કારવાથી તેના કરતાં આપણે વધારે ધીકારાઇયે છઈયે

જે માણસ કોઈ બીજાનો ગુલામ હોય તે પોતાનો ધણી થઈ શકે નહી.

ધરમને તમે ચાહો અને સુખ તમને ચાહાશે.

જેનું દીલ પાક છે ત કોઇના બોલવાથી બીહતો નથી,

મુરખ લોકો પોતાની જુવાનીના દાહાડા એવી રીતે ગુમાવેછે કે તેના કાંટા તેમને ઘડપણમાં ખુચેછે.

પરોપકારનાં બી, થંડા, ગરમ, કે મધ્યમ એ બધા મુલકોમાં ખીલેછે

જે દુઃખના ઉપાય નહી તે દુઃખ મુગે મોહોઢે સેહેવું.

ખરાબ કરમ નહી કરો તો બીહીવાનું શું કામ.

દયા અને પરમાર્થતા તે ભલાઇની બેહેનો છે.

એક કલાકમાં શું શું નિપજશે તેની આપણને ખબર નથી તો તેટલા વાસ્તે એક પળસરખી પણ નકામી ગુમાવવી નજોઇયે.

જેમ દોસ્તદાર આપણને કામના છે તેમજ દુશમનો પણ કામના છે કેમકે ઉદ્યોગી થવા, ડાહાપણથી વર્ત્તવા અને ભલમનસાઈથી ચાલવા તથા હુશીયારીમાં રેહેવા દુશમનો આપણને શિખવેછે.

વેહેમ તથા પ્યાર બંને આંખે અપંગ રહેછે.

વેહેમ ખરો પાડવા થકી વેહેમીઓને જોઇએ તેટલી ગપ સપ મળી આવે છે.

શિકંદર કરતાં પણ મોટો માણસ કયો ? જે પોતાના હવશો

તથા ગુસ્સા પોતાના આધીનમાં રાખીશકે તે.

મુરખની મુરખાઈ અને અહંકારીના અહંકાર બંધ કરવાનો ઉપાય એ છે કે તેઓની તરફ ધ્યાન આપવું નહી.

# હિંદુસ્તાનની પુરાતની શોધ.

[ ગયા અંકને પાને ૫૮ મેથી ચાલુ ]

ખુદાવંદ નવાબ સાહેબ મોહોબતખાનજી બાહાદુરની હજુરમાં.

સાહેબ—

આ વર્ષના પેહેલા છ માસમાં જે મે કામ કર્યું હતું તેનો નોધ ત્રણ ત્રણ મહિને મેહેરબાન ડાકતર ભાઉસાહેબના હુકમ પ્રમાણે આપની હજુરમાં મોકલાવી ચુકોછુ તેજ પ્રમાણે આ ત્રીજા ત્રણ માસમાં એટલે અકટોબર, નવેમ્બર, ને ડીસેંબરમાં પણ જે કામ મે કર્યુંછે તેનો ટુંકો નોધ આપની હજુરમાં મોકલુંછું.

આ ત્રણ માસ માંહેના પેહેલા મહિનામાં વર્ષાદ ઘણો હતો તેથી બનારસમાં રહી જે મે પ્રથમ મુસાફરીમાં લેખો એકઠા કરેલા હતા તેનો રીપોર્ટ મેહેરબાન ડાકતર ભાઉસાહેબને મોકલવાને તૈયાર કરવામાં રોકાયો હતો એ કામ તા. ૧૦ મી અકટોબરે સમાપ્ત કરી રહ્યા પછે બનારસ માહેની પ્રાચીન રહેલી જગાઓના તપાસ કરી તેનો નોધ કરી લીધો.

## બનારસ.

બનારસ શેહેર બ્રાહ્મણોના મોહોટા તીર્થની જગો છે, તેમજ બૌદ્ધ લોકોના ધર્મમાં પણ એ પવિત્ર જગા માનેલી છે. બુધે પોતાનો ધર્મ એ શેહે-

રમાં પ્રથમ ચલાવ્યો હતો. બનારસનું સંસ્કૃત નામ વારાણસી છે. એ શેહેર એક બાજુએ વર્ણાનામની નદી અને બીજી બાજુએ અસી નામની નાહાની નદી વહીને ગંગામાં મળેછે તેના વચલા ભાગમાં એ શેહેરછે તેથી તેનું નામ વાર્ણાસી અથવા વારાણસી પડેલું છે. આ સેહેર હિંદુસ્થાનની વિદ્યાનું અને સમૃદ્ધિનું ઠેકાણું ઘણાકાળથી ગણાયછે અને તેમાં પ્રાચીન કાળમાં ઘણી ધર્મની જગાઓ અને દેવળો હતાં પરંતુ બાદશાહી વખતમાં એ શેહેરમાં વારંવાર ફેરફાર થવાથી સઘળાં નાશ થયાં છે તથાપિ હાલપણ હજારો હિન્દુઓનાં દેવળો બનારસમાં છે એ સઘળાં બશે વર્ષની અંદરનાં બાંધેલાં છે અને હરવર્ષ તેમાં વધારો થતો જાયછે. હિંદુસ્થાનના સઘળા દેશના લોકો અને રાજાઓ તરફથી બંધાવેલા ઘાટો, દેવાળયો અને ધર્મશાળાઓ આંહી છે તેમજ હિંદુસ્થાનની સઘળી ભાષા બોલનારા લોકો પણ આંહી વસેછે.

બનારસ શેહેરમાં પુરાતની વસ્તુઓમાં બચેલી તુટી ફુટી મૂર્તિઓ શીવાય એક બુધનું મંદિર જે ધર્મકુંપની પાશેછે એછે. એ બુધને લોકો આનંદ ભૈરવને નામે પુજેછે ત ખરેખર બુધની મૂર્તિ છે ત શીવાય એક સિદ્ધેશ્વરી મેહેલ્લામાંથી ઘરના પાયો ખોદતાં તુટેલો સીલાલેખ મળ્યો તેની મે નકલ કરી લીધીછે એ આશરે અગીયારશે વર્ષની પહેલાં એક દેવીના દેવળ બંધાવવા બાબતનો છે. બીજો તેલીઆનાલા પાસેના મેહેલામાં અઢાઇ કાંગરાની મસજીદને નામે ઓળખાતી મોહોટી મસજીદછે ત્યાં એક મોહોટો શિલાલેખ ઘસાઇ ગએલો પડેલો હતો તે બે વર્ષ પેહેલાં જ્યારે હું બનારસ ગયો હતો ત્યારે ત્યાંની કાલેજના ઉપરી ગ્રેફીસ સાહેબને કહી બનારસની કાલેજમાં ઉપડાવી મગાવ્યો હતો તે લેખની નકલ કરવાનું તે વખ્ત ન બનવાથી આ વખત ઘણી સંભાળથી આખો લેખ વાંચી નકલ કરી લીધી.

જમનીઆ નામના ગામની પાશેથી ઉપડાવી લાવી બનારસ કાલેજમાં ઉભો કરેલો એક મ્હોટો સ્થંભછે તે ઉપર એક પંક્તિનો લેખછે તેની નકલ

કરી લીધી ને ફોટોગ્રાફ લીધો.

બનારસથી આસરે ચાર માઈલ દૂર બુધનો મ્હોટો સ્તુપછે તે આશરે ૧૧૦ ફુટ ઊંચો છે અને તેની ફરતી શુંદર નકશી કોરેલી છે બુધે પરથમ એ ઠેકાણે ધર્મ પ્રવર્તાવ્યો હતો તેની ઈંયાદગારીને માટે એ કરાવવામાં આવ્યો હશે. તેને ત્યાના લોકો તથી થોડે દુર સારનાથ નામના માહાદેવનું ન્હાનું દેવળછે તેને લીધે સારનાથકા ધમાખા કરી કહેછે. એ સ્તૂપની ફરતી નખશીના ને સ્તુપના દેખાવનો ફોટોગ્રાફ લીધો.

એ સઘળુ કામ પુરૂ કરી રહ્યાપછી તા૰ ૨૫ મી અકટોબરને રોજ બનારસથી પ્રયાગ જવા નીકળો.

## પ્રયાગ.

પ્રયાગ એ ગંગા ને યમુનાના સંગમની વચે મ્હોટું શેહેર છે, મુસલમાન લોકો તેને અલાહબાદ અથવા ઈલાહાબાસ કરીને કહેછે એ નામ અકબર બાદશાહના વખતમાં પડેલું છે એ બાદશાહના વખતમાં બાંધેલો મજબુત કિલ્લો ગંગા યમુનાના સંગમની પાસે છે હાલ એ કિલ્લાને થોડો ફેરફાર કરી ઇંગ્રેજી ડોળનો કીધેલો છે અને તેમાં ઈન્ગ્રેજી થોડું લશકર રહેછે.

પ્રયાગની અંદર પુરાતની જગ્યા એકપણ નથી પરંતુ ઇશ્વીસનની પહેલાં આશરે ૨૫૦ વર્ષ ઉપર બનાવેલો માહારાજા અશોકનો સ્તંભ અદ્યાપિ બચી રહેલો છે એ સ્તંભ પ્રથમ અકબરના કીલ્લાની પાશે પડેલો હતો, તે એશિયાટીક સોસાઇટીની દરખાસ્ત ઉપથી ઇંગ્રેજ સરકારે મ્હોટા ખરચથી પ્રયાગના કીલ્લાની વચ્ચે ઉભો કરાવેલો છે.

એ સ્તંભ ૩૬ ફુટ ઉંચો છે, અને આશરે ૧૧ ફુટ ઘેરાવમાં છે. એ સઘળો એકજ રેતીયા પથ્થરનો બનાવેલો છે, તેને ઘશીને ઘણોજ સાફ અને ચકચકીત કરેલો છે. નીચેથી આશરે ૨૯ ફુટની ઉપર પુરાતની અક્ષરોથી

પ્રાકૃત ભાષામાં લેખ કોરેલો છે તેમાં માહારાજા અશોકે કેટલાંએક પક્ષીઓ અને જાનવરોને નમારવા બાબત, ને પશુ અને માણસોના સુખને માટે રસ્તે અર્ધા અર્ધા કોશ ઉપર કુવા ખોદાવ્યા હતા, છાંયાસારૂ વૃક્ષો રોપાવ્યાં હતાં, ધર્મશાળાઓ કરાવી હતી, ઓશડો જ્યાં જે થતાં નહિ હતાં, ત્યાં વવ-રાવ્યાં હતાં ઈત્યાદી બાબત લખેલી છે.

માહારાજા અશોક પછે આસરે સાડાપાંચશે વરશે સમુદ્રગુપ્ત નામના ગુપ્તવંશના પરાક્રમી રાજાના પ્રધાને અશોકના લેખની નીચે સંસ્કૃત ભાષામાં મ્હોટો લેખ કોરાવેલો છે; એ સમુદ્રગુપ્ત રાજા જુનાગઢના અશોકના મ્હોટા શીલા લેખની ઉત્તર બાજુપર જે સ્કંદગુપ્ત રાજાએ લેખ કોરાવેલો છે તેનો પિતામહ થાતો હતો.

એ લેખમાં એ રાજાએ હિન્દુસ્થાનના જે જે રાજાઓને ઝીતી જય મેળવ્યો હતો તેઓનાં નામ અને દેશનાં નામ વિસ્તારથી લખેલાં છે તે ઉપ-રથી દેખાયછે કે એ હિન્દુસ્થાનનો મ્હોટો અને પરાક્રમી રાજા હતો અને તેનો ધર્મ ઘણું કરીને વેદાનુસારી હતો.

તે પછે એજ સ્તંભ ઉપર જાહાગીરશાહ બાદશાહે અશોકના લેખનો થોડો ભાગ ખરાબકરી સમુદ્રગુપ્તના તે અંશોકના લેખની વચે પોતાના નામનો અરબી ભાષામાં ટુંકો લેખ કોરાવેલો છે તેશીવાય પ્રયાગમાં આવતાં યાત્રી લોકોએ આખો સ્થંભ ચીતરી મુકેલો છે.

બે વર્ષ પેહેલાં હું પ્રયાગમાં આવ્યો હતો ત્યારે એ સ્તંભ ઉપરના સ-ઘળા લેખની સંભાળથી નકલ કીધી હતી અને તેમાંની સમુદ્રગુપ્તના લેખની નકલ ભાષાંતર સોત મેહેરબાન ડાકતર ભાઉસાહેબે મુંબઈની એશીયાટીક સોસાઈટીમાં પ્રસિદ્ધ કરેલો છે એથી આ વખત માત્ર તે સ્તંભનો ફોટોગ્રાફ કીધો.

હિન્દુસ્થાનના પશ્ચિમોત્તર પ્રાંતમાં ફરવાને મને મદદ મળવાને માટે મુંબઈ સરકારથી તે પ્રદેશના લેફ્ટેનેન્ટ ગવર્નર સાહેબ જે પ્રયાગમાં રહે છે તે ઉપર ભળામણ પત્ર મળ્યોહતો પરંતુ મેહેરબાન ગવરનર સાહેબ ત્યાં નહિ હતા તેઓને આવવાને ઢીલ હતી માટે તેટલી મુદતમાં પ્રયાગથી આશરે ૩૨ માઇલ ઉપર ગડવા કરીને પુરાતની જગો છે તે જોવા ગયો.

## ગડવા.

ગડવા એ નાહાનો કીલ્લો છે. તે બાંડાના રાજાના તાબાના શિવરાજપુર નામના ગામથી આશરે ૪ ચાર માઇલ દુર છે. એ કીલ્લો ત્રીકોણ આકારનો છે. તેની પુર્વ અને પશ્ચિમ બાજુએ તળાવ છે. કિલ્લાની અંદર સંવત ૧૧૯૯ માં બનાવેલ એક વિષ્ણુનું દેવળ છે તેની બાજુએ બીજા નાનાં મંદીરમાં બ્રહ્મા વિષ્ણુ મહેશની ત્રણ મોટી મૂર્તિઓ ધ્યાનાવસ્થામાં બેઠેલી છે. એ મૂર્તિઓની નીચે લેખો છે તે ઉપરથી માલુમ પડેછે કે, એ કોઇ જવાળાદિત્ય યોગીએ આશરે ૫૦૦ વર્ષ ઉપર બેસારેલી છે એ મૂર્તિથી થોડેદુર એક ન્હાના દેવળમાં નવગ્રહની મૂર્તિઓ છે એ સઘળું દશમીથી તે ૧૨ બારમી સદી સુધીમાં બનેલું છે પરંતુ એક તુટેલો લેખ ને તુટેલા દેવળના પથરો ગડવામાં જોવામાં આવ્યા એ આજથી ૧૪૦૦ વર્ષ પેહેલાં બનેલા છે.

ગડવામાં હું બે દીવસ રહ્યો તેટલામાં ત્યાંના દેવળના ફોટોગ્રાફ લીધા, વર્ણન લખ્યું; અને સઘળા મળી નાહાના નાહાના ૧૧ લેખની નકલ કરી એ કામ પુરૂં કરી તા૦ ૫ મી નવંબરને રોજ પ્રયાગ આવ્યો તા૦ ૬ ઠી નવંબરને રોજ લેફ્ટેનેન્ટ ગવરનર સાહેબને મલી ભળામણ પત્ર લઇ તા૦ ૮ મી નવેંબરને રોજ દીલ્લી જવા નીકળ્યો.

## દિલ્હી.

દિલ્હી સેહેર એ માહાભારતમાં પ્રસિદ્ધ ઇંદ્રપ્રસ્થની જગ્યાએ વસેછે. એ શેહેર ઉપર આફતો અને લડાઇયો ઘણી થઈછે તેથી અને મુસલમાની

બાદશાહીના વખતમાં પોતપોતાનાં નામ રાખવાના લોભથી આગલ્યા બાદ--શાહના નામથી વસેલી દિલ્હીને એ જગાએથી ઉઠાવી બીજી જગાએ પાછળના બાદશાહે પોતાના નામથી વસાવાને લીધે તેની પ્રાચીન જગ્યા કહી એ કેહેવું પણ મુસકેલ છે. એવી રીત હાલ જે દિલ્હી વસેછે તે શાહાજહાનાબાદ અથવા શાહાજાન બાદશાહે વશાવેલી દિલ્હી છે. તેને ફરતો ગ્રાનીટ પથ્થરોથો બાંધેલો કિલ્લો છે. ગામમાં રસ્તાઓ પણ સીધા પોહોળા છે. રસ્તાઓની વચ્ચે જમનાની ઘણે દુરથી લાવેલી નેહેર વહેછે.

સાહાજહાનાબાદથી દક્ષિણે આશરે ૧૧ માઈલ સુધી ઈમારતો, કિલ્લાઓ, મસજીદો, મુકરબાઓ અને પુરાણી ઈમારતોનાં ખંડેરો છે. એ જગ્યાઓમાં આગલા વખતમાં બાદશાઓએ એક જગ્યાથી બીજી જગ્યાએ દિલ્લીને વસાવેલું હતું જેથી તગલખાબાદ, ફીરોજાબાદ ઇત્યાદી નામો અદ્યાપિ પ્રસિદ્ધ છે. સહુથી દક્ષિણે જ્યાં કુતબમીનાર છે એ જગ્યાએ દિલ્લીના છેલા ચુવાણ વંશના રાજા પ્રથીરાજના વખતમાં શેહેર વસતું હતું એમ કહેવાયછે, અને ત્યાં આગલ્યા વખતના હિંદુઓના દેવળોના સ્તંભો આદિ દેખવામાં આવેછે.

દિલ્લીમાં જોવાજેવી મુશલમાની બાદશાહી વખતમાં બંધાવેલી ઇમારતોમાં નીચે પ્રમાણે છે.

જુમામસજીદ—એ ઘણીજ મોહોટી ઇમારત છે. તેનો પુર્વ પશ્ચિમ લંબાઈ ૩૮૩ ફુટ અને ઉત્તર દક્ષિણ પોહોળાઈ ૩૭૯ ફુટ છે. હિન્દુસ્થાન ભરમાં એવડી કોઈ મોહોટી મસજીદ નથી. એ સુન્દર લાલ પથ્થરથી બાંધેલી છે તેની ઉપરનો ગુમ્બજ સફેત સંગેમરમરનો છે અને મીનારાઓ જે આશરે ૮૦ ફુટ જેટલા ઊંચા છે તે સફેત સંગેમરમરના પટ્ટાપાડી લાલ રેતિઆ પથ્થરના ચણેલા છે. મસજીદની અન્દર જ્યાં નમાજ પડવાને લોકો ઉભેછે ત્યાં જમીને સફેત અને કાળા પથ્થરોની કમાનો વાળી ફરસ કીધેલી છે. વચલા ચોકમાં સંગેમરમરનો બાંધેલો હોદ છે.

આ મસજીદમાં નીચે લખેલી પાક ચીજોછે.

૧　પેગમ્બર સાહેબના કદમે સરીફ.

૨　પેગમ્બર સાહેબનો લેન (પગમાં પેરવાનો ચંપલ) એ ચામડાનો છે અને તેનો ઘાટ હિન્દુસ્થાનમાં જેવો ચામડાનો ચંપલ બનાવેછે તેવોજ છે.

| | |
|---|---|
| ૩　હજરત ઈમામના હાથનું લખેલું કુતસમહેલા,<br>૪　હજરત ઈમામહુસેનના હાથના લખેલ કુરાનના શીપારા.<br>૫　હજરત ઈમામ હુસેનના હાથનું લખેલુ આખું કુરાનશરીફ. | એ ત્રણે કીતાબો ચાબડાપર લખેલી છે અને તેના અક્ષરોપણ તે વખતના પુરાતની અરબી છે જેવા તે વખતના અરબી શિક્કા ઉપર જોવામાં આવેછે, ને અક્ષર ઘણા સુન્દર છે. |

૬　મુએ સરીફ અથવા પેગંબર સાહેબની દાઢીનો વાળ.

એ સઘળું તૈમુરલંગ બાદશાહના વખતમાં મક્કેથી દિલ્લીમાં લઈ આવ્યા છે એમ કહેછે.

લાલકોટ અથવા બાદશાહી મહેલની આજુ બાજુનો કિલ્લો—એ સુંદર લાલ પથ્થરથી બાંધેલોછે અને ઠેઠ જમનાના કીનારા પર આવેલો છે હાલના વખતમાં જમના તે કીલ્લાથી ઘણે દુર વહેછે, પણ પ્રથમ તે કિલ્લાના થડમાંજ વેહેતી હશે. કિલ્લાની અન્દરની કેટલીક ઈમારતો હાલ તોડી નાખવામાં આવી છે અને તે જગાએ સોલજરને રેવાને માટે બરાકો બાંધવામાં આવી છે પરંતુ ઉમદા અને અજાએબ ઈમારતો ઘણીજ સંભાળીને તેની મરામત કરી લોકોને જોવાને સારૂ રાખેલી છે એ કીલ્લાની અંદર નીચે લખેલી ઈમારતો જેવા લાયક છે.　　[ અધુરૂ ]

# દશકુમારચરિત્રસાર.

[સાંધણ પાને ૪૫ મેથી ચાલુ]

અરે કાળ! તારી ગતિ તો ન્યારીજ છે, આબ્રહ્મસ્તંભપર્યંત સઘળી વસ્તુ ઓની ઉત્પત્તિ તથા વિનાશ કરવાની શક્તિ તે તારે હાથેજ રાખી છે જે જગોયે મોહોટાં મોહોટાં આબાદ શેહેર હતાં ત્યાંહાં પાણી ફરી વળેલાં છે [તથા જે જગોએ પાણી હતાં ત્યાંહાં વસ્તી જોવામાં આવેછે. આવા બધા મોહોટા ફેરફારનું કારણ વિચારી જોઇયે છઇયે તો તુંજ જણાયછે. કયાંહાં ગયા રામચન્દ્ર યુધિષ્ટિરાદિ રાજવંશી યોદ્ધાઓ? કે જેઓ પોતાના પરાક્રમોથીજ દેવ પંક્તિમાં ગણાણા છે, કયાંહાં ગયા વેદવ્યાસ. વાલ્મિક, યાજ્ઞવલ્ક્ય વિગેરે ઋષિઓ? કે જે કેવળ લોકોનાજ ઉપયોગને વાસ્તે માહાભારત રામાયણાદિ પુસ્તકો લખી ગયા છે તે; કયાં ગઇઓ અરૂન્ધતી, ગાંર્ગી, મૈત્રેયી વિગેરે સતીશિરોમણી સ્ત્રીઓ? કે, જેમનુ સ્મરણ પણ માણસના હૃદયને નિરમલ કરેછે; કયાંહી નહી, પણ અરે કાળ તેજ એ સઘળાને પોતાની કુક્ષીમાં લઈ લીધાં છે. એજ રીતે હે કાળ! હું પણ તારા પંજામાં આવવા તઈ-યાર થઈ છું, માટે તું તારૂં કૃત્ય કરજે. એમ કહી હાથમાં ફાંસો ઝાલી કહેછે:—હે પ્રાંણપ્રિય! હુ સાત જન્મારામાં પણ પરપુરૂષનો સ્પર્શ કરનાર નથી, માટે આવતા જન્મમાં તુંજ મારૂં પાણિગ્રહણ કરજે: એટલું બોલી આકાશ તરફ દૃષ્ટિ કરી કહેછે:—હે સર્વ ચંદ્રાદિ ગ્રહગણો! તમે મારૂં બોલવું ધ્યાન દઈ સાંભળો. આ વખ્ત જે હું કાર્ય કરવા તઇયાર થયેલીછઊં તેનૂ કેટલાએક આત્મહત્યા નામનું માહા પાપ ગણેછે પણ હું તેમ માનતી નથી. કારણ કે આત્મા એ અવિનાશી છે, તેને તાપ સુકવી શકતો નથી તેમ પાણી તેને કોહોવરાવી શકતું નથી, એ અપરિચ્છિન્ન છે માટેજ તેને વે-દાંતીઓ અક્ષય કહેછે; આવા આત્માની 'હત્યા' એમ કહેવું એ શશશૃંગવત્

છે. ત્યારે આ વખ્તે જે હું કામ કરવાની છઉં તે, માત્ર જુનું લુગડું બદલી નવું પેહેરવાને મીસાલે છે. આ મારા દુઃખથી પીડાતા દેહને છોડી બીજો નવીન દેહ ધારણ કરીશ તેને માટે લોકો ગમે તેમ બોલે તેની મારે કાંઈ આ વખ્તે દરકાર રાખ્વા જરૂર નથી. એવી રીતે ગ્રહગણો આગળ પોતાનો વિલાપ સમાપ્ત કરી ડોકમાં ફાંસો નાંખેછે તેટલામાં "આંહી આવ" એવો અવાજ થોડે દુરથી આવતો સંભળાયો. આ અવાજ સાંભળતાંજ તેણીયે ફાંસો તુરતજ હાથમાંથી છોડી દીધો અને થોડીવાર સ્તબ્ધ થઈ ઉભી રહી, તેટલામાં ફરીથી તેનોતેજ અવાજ તેણીયે સાંભળ્યો એટલે તુરત તે ફાંસો વડની ડાળેથી છોડી નાંખ્યો; જેના વિયોગને લીધે હું પ્રાણતજવાની તૈયારીમાં હતી તેનોજ આ અવાજ; એમ દૃઢ નિશ્ચય કરીને જે દિશાએથી તે અવાજ આવ્યો તે દિશા તરફ ચાલી. બે ચાર ઝાડ પાછળ મુકયાં ત્યાં તો ચંદ્રમાનો પ્રકાશ હોવાથી તેણીની નજરે રથ તથા થોડે દુર ચરતા ૨ ઘોડા નજરે પડયા. રથમાં જઈ ડોકું કાહાડેછે તો ગાદી ઉપર સુતેલ પોતાના પતિ (રાજહંસ રાજા) ને જોયા. આ વખતે મરણ નેસાટે ફરીને મેળાપ થયા થી એ દંપતિના મનમાં કેટલો આનંદાવિર્ભાવ થયો હશે તેનો વિચાર કરવાનું કામ હું વાંચનારા સાહેબોને સોંપું છું.

[અધુરૂં]　૯૦ ક્રુ૦

---

# પ્રયાણ પદ્ધતી.

પત્ર૨૪

કાઠીયાવાડી મિત્રો—

નિયમ— ગાડી ઉપડવા પેહેલાં ૨૦ મીલીટની ટીકીટ તથા માલ લેવાનું બંધ થઈ જાયછે માટે તેપેહેલાં ત્યાં જવું જોયે.

## મુંબઇથી અમદાવાદ સુધીનું ભાડું તથા પરીણામ.

| | માઇલ. | ફૃસકલાસ. | સેકંડકલાસ. | થર્ડકલાસ. |
|---|---|---|---|---|
| મુંબઈથીસુરત. | ૧૬૩। | ૧૫—૬—૦ | ૭—૧૧—૦ | ૩—૬—૯ |
| સુરતથીભરૂચ. | ૩૬॥ | ૩—૬—૦ | ૧—૧૧—૦ | ૦—૧૨—૦ |
| ભરૂચથીવડોદરા. | ૪૪॥। | ૪—૩—૬ | ૨—૧—૯ | ૦—૧૫—૦ |
| વડોદરેથીઅમદાવાદ. | ૬૧॥ | ૫—૧૧—૬ | ૨—૧૩—૯ | ૧—૪—૩ |
| મુંબઈથીઠેઠ અમદાવાદ. | ૩૦૬ | ૨૮—૧૧—૦ | ૧૪—૫—૬ | ૬—૬—૦ |

વચમાંથી.

| | | | | |
|---|---|---|---|---|
| મુંબઈથીભરૂચ. | ૧૯૯॥। | ૧૮-૧૨-૦ | ૯-૬-૦ | ૪-૨-૯ |
| મુંબઇથીવડોદરા | ૨૪૪। | ૨૨-૧૫-૬ | ૧૧-૭-૯ | ૫-૧ ૯ |
| સુરતથીવડોદરા. | ૮૧। | ૭-૯-૬ | ૩-૧૨-૯ | ૧-૧૧-૦ |
| સુરતથીઅમદાવાદ. | ૧૪૨॥। | ૧૩-૫-૦ | ૬-૧૦-૬ | ૩-૦-૯ |
| ભરૂચથીઅમદાવાદ. | ૧૦૬। | ૯-૧૫-૦ | ૪-૧૫-૦ | ૨-૩-૩ |

આરીતે મુંબઈથી સડેડાટ અમદાવાદ સુધી હમેશ જનારી ગાડી ફાસટ્રેન કેવાયછે તે રસ્તામાં ૧૮ જ જગોયે રોકાઇ અમદાવાદ જાયછે તેમજ અમદાવાદથી મુંબઈ આવેછે (આંમ આવતાં પણ ટીકીટના દર વ્યુત્ક્રમરીતે ગણતાં ઉપર પ્રમાંણેજ આવેછે.)

[અધુરૂં] . એક સૌરાષ્ટ્રી.



# NOTICE.

The object of this Periodical is to be a medium of diff us-ng knowledge amongst the people of Kattyawar generally but more especially amongst the Native chiefs, Talookdars and Girassias. It will in this respect, supplement, the efforts now making towards the regeneration of the province It is published on the 5 th of each Month The Subscription is one Rupee per year in advance and one Rupee eightannas in ar--rears. It will comprise subjects caloulated to im-prove th mind and cultivate the state of those for whom it is intend-ed. The frinds of Native Improvement are earnestly solicited toassist in obtaining for it a wide circulation.

## જાહેર ખર.

આ પ્રાંતના સર્વ વર્ગના લોકોમાં વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ થવાની ધારણાથી આ ચોપાનીયું પ્રગટ કરવામાં આવેછે. આ પ્રાંતના લોકોની સ્થિતિ સુધરે એવા વિષયો એમાં દાખલ કરવામાં આવશે.

૧ આ ચોપાનિયાની વરસ ૧ ની અગાઉ આપવાની કિંમત રૂ. ૧ તથા વરસ વીતે આપે તો રૂપિયો ૧।।) ઠરાવી ટપાલ ખરચ લેનાર ઉપર રાખ્યો છે.

૨ એક આશામી ૯ થી વધુ નંગ ભેળાં મંગાવશે તેનો ટપાલ ખરચ સભા તરફથી મળશે.

૩ જેઓ આર્ડતયા તરીકે આ ચોપાનિયાના ગ્રાહકો વધારશે તેઓનો આભાર માનવામાં આવશે; અને તેમની ખુશી હશે તો સૈકડે ૧૦ ટકા કમીસન પણ મળશે.

૪ આ ચોપાનિયાં મંગાવવા તથા લવાજમ મોકલવા વીગેરેનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના સેક્રેટેરીના નામથી રાખવો અને તેમાં દાખલ કરવા લાયક વિષયો મોકલવાનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાની પુસ્તકલશાળા ( લાઈબ્રેરી ) માં સૌ૦ ૬૦ ચોપાનિયાના એડીટરને પોહોચે એ રીતે રાખવો.

એડીટર.

# THE.
# SAURASHTRA DARPAN.

# સૌરાષ્ટ્ર દર્પણ.

VLO 8. JCONAGUD. 1872. JULY. NO 7.

પુસ્તક ૮ જુનાગઢ સને ૧૮૭૨ જુલાઇ અંક ૭.




तृष्णां च्छिाधि भज क्षमां जाहि मदं पापे
रतिं माकृथाः, सत्यं ब्रूह्यनुपाहि साधुपदवीं से-
वस्व विद्वज्जनान्॥ मान्यान् मानय विद्विषोप्यनु
ह्याच्छादय स्वान् गुणान्, कीर्तिं पालय
ते कुरु दया मेतत् सतां लक्षणं

પ્રગટકર

જુનાગઢની, જ્ઞાનગ્રાહ



જુ

સંવત

JOO.NAG

PUBLISHED I

JOONAGUD DNYANGI

# અનુક્રમણી.





THE SAURASHTRA DARPAN.

# સૌરાષ્ટ્રદર્પણ

VOL. 8 JOONAGUR, JULY. 1872 NO. 7

પુસ્તક ૮. જુનાગઢ, જુલાઈ. સને ૧૮૭૨ અંક ૭

## દોહરો.

પત્ર આજ સુધરાઇનું, વિચરે દેશ વિદેશ.
ચાહ સુધરવું માનવી, તો ઝટપટ ગ્રહિ એશ.



## દ્રોણપર્વ સાર.

( ગયા અંકના પૃષ્ઠ ૮૩ મેથી ચાલુ. )

(પૂ૦પ્ર૦સં૦—સાત્યકિ અને શ્રીકૃષ્ણ અર્જુનને લઇ અર્જુનને ઉતારે ગયા છે.)

શ્રીકૃષ્ણે ત્યાં જઈ અર્જુનનો રથ તઇયાર કર્યો અને પછી અર્જુનને ખબર દીધા. અર્જુન રથને પ્રદક્ષિણા કરી માહાય ચડી બેઠા પછી સાત્યકી અને શ્રીકૃષ્ણ પણ ચહડયા અને શ્રીકૃષ્ણે રેન પકડી રથ ચાલતો કર્યો. તે ટાણે વાદિત્ર અને માંગલ્ય સ્તુતિના શબ્દ થવા માંડયા, તે ટાણે સુગંધી વાયુ વાયો અને સારાં સુકન થયાં; તે જોઈ અર્જુને સાત્યકીને કહ્યું કે, આ ટાણે જે ચિન્હો થાયછે તેથી મારો ખચિત જય થાશે એમ હું ધારું છઉં તેથી હું પ્રથમ જયદ્રથની તરફજ જાઉં તેમાં બે કામ થાયછે; એક જયદ્રથ મરશે ને બીજુ યુધિષ્ટરનું રક્ષાણ થશે. તો તારે હવે યુધિષ્ટર પાશે જવું ને તેની સંભાળ રાખવી કેમકે તુને કોઈ જીતી શકે તેમ નથી. એવાં અર્જુનનાં વચન સાંભળી સાત્યકિ જ્યાં યુધિષ્ટર ઉભા છે ત્યાં ગયા.

ધૃતરાષ્ટ્ર સંજયને પુછેછે કે—અભિમન્યુ મુવાપછે વળતે દાહાડે માહારા પુત્રોએ શું કર્યું? અર્જુનનુ પરાક્રમ જાણ્યા છતાં એવું પાપી કર્મ કરી કૌરવો બે ફીકરા કેમ રહયા? કાળ જેવા અર્જુનને આવતો જોઇ કૌરવોયે શું કર્યું? મારા પુત્રની સેનામાં જેમ પ્રથમ સંભળાતા તેમ હાલ આનંદના અને વાદિત્ર વીગેરેના નાદ સંભળાતા નથી અને ઉલટા દીલગીરીના શબ્દ સાંભળુંછઉં. અને તેમ આખા લસકરમાં જુદા જુદા યોદ્ધા અને રાજાઓ, જે પ્રથમ પડકારા કરતા તે પણ સંભળાતા નથી. જ્યારે શ્રીકૃષ્ણ વષ્ટાળુ લાવ્યા હતા ત્યારે તે મંદ દુર્યોધનને મેકહેલ કે 'માંની જા, નહીતર મૃત્યુ આવ્યું સમજ;' એમ ઘણી રીતે કહયા છતાં પણ તે દુઃશાસન અને કર્ણની શીખમણીયે ચડયો ને હુંને ગણકાર્યો નહી. હું, વિદુર, ભીષ્મ, દ્રોણ, જયદ્રથ વીગેરે કોઇ પણ જુગટું રમવામાં રાજી નોહોતા. જો એટલાના મતપ્રમાંણે દુર્યોધન ચાલ્યો હત તો પુત્ર મિત્ર સહિત સહુ કુશલ રહત. જે સહુની સલાહથી ચાલે તે સુખ પામે. ધર્મ પ્રમાંણે વર્તનાર સુખ પામેછે ને પરલોકમાં કલ્યાણ

પામેછે. નેતેજ પૃથ્વી ભોગવવાને યોગ્ય છે. પાંડવો એવા છે તેથી તે જરૂર કુશળ રહેશે. શ્રીકૃષ્ણ અધર્મ કરનારજ નહી ને તે સહુ શ્રીકૃષ્ણના મતને ઉલ્લંઘન કરેજ નહી, હું કહું તો મારૂં પણ વચન તેઓ માને એવા છે. જેની કોર ભીમ, અર્જુન, સાત્યકિ આદિ ઘણા માહાવીર પુરૂષો છે કે જેને કોઇ જીતી શકનાર નથી. મારા પુત્રની કોર દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુઃશાસન એ ચાર વિના પાંચમાને હું બળવાન દેખતોજ નથી તું ભીષ્મ અને દ્રોણ બંને મુવાનું કહેછે તેથી મારા પુત્ર શોક કરતા હશે. અર્જુને સેનાનો ઘાણ કાહાડી નાંખ્યો છે તેથી તેઓ શોક કરતા હશે; માટે જે હોય તે કહીદે. દુર્યોધને અને કર્ણે યુદ્ધકરવાનું ઠરાવ્યું એ બધુ કહે. [અધુરૂં] ૧૦ દ૦

---

# વ્યાકરણસંગ્રહ.

## ગુજરાતી વ્યાકરણ વિશે છુટક વિચાર.

### ૧૦ નોટ બુકમાંથી.

### વિભક્તિ પ્રત્યયો.

પ્રથમાના એક વચનનો કાંઇ પ્રત્યય નથી એવું જણાયછે પણ વિચાર કરતાં તેનો કાંઇક પ્રત્યયછે એવું લાગેછે, કેટલાક ઓકારાંત શબ્દોમાં ઓ પ્રત્યય રૂપે દેખાયછે. ઘોડો શબ્દ અસલ ઓકારાંત જણાતો નથી પણ તને ઓ પ્રત્યય લાગવાથી ઓકારાંત થયો છે અસલ અકારાંત શબ્દ લાગેછે. ખરૂ તો તમજ છે કેમકે સસ્કૃત ઘોટ શબ્દમાંથી ઘોડ થયું છે પણ એમ કાંઇ ચોકસ નિયમ ગુજરાતીમાં છે નહી જો કે સંસ્કૃત પ્રમાણેજ અપભ્રંસ થાય તોપણ આ શબ્દ એક બીજા દાખલાથી અકા-

રાંત હોય એવો અનુમાન થાયછે ઘોડવેલ, ઘોડસ્વાર વિગેરે સમાસવાક્યોમાં અકારાંત રૂપ રહેછે. સંસ્કૃતમાં એવો નિયમ દેખીયે છઇયે કે સમાસમાં અશલ રૂપે શબ્દ રહેછે તેથી ઘોડ શબ્દ હોય એમ ઠરેછે ઘોડાગાડી, ઘોડાચડ વિગેરે સમાસવાક્યોમાં આકાર આદેશ થયો માનવો જોયે કેમકે તે ઉકારાંત શબ્દને પણ આવેછે જેમકે ગાડાખેડુ, ખાતાવહી, વિગેરે. એવી રીતે કોઈ ઠરાવવા ચાહે પણ તેમ નથી. કેમકે ઘોડો, આંબો, દીવો, વિગેરે સંસ્કૃત અકારાંતમાંથી અપભ્રંશ થયેલા શબ્દોમાં જેમ બીજા અપભ્રંશના નિયમો [ ઠ નો ડ, મ નો બ, પ નો વ] થયાછે તેમ અનો ઓ થવાનો નિયમ પણ થયો છે; અને તે માગધી ભાષાને આધારે થયેલ છે. સંસ્કૃત અકારાંત પુલિંગ તમાંમ શબ્દ માગધીભાષામાં ઓકારાંત થાયછે અને તેપણ સંસ્કૃતમાં સન્ધિકાર્ય થઈ વિસર્ગનો ઓ થાયછે એ આધારે છે જેમકે સંસ્કૃતમાં ઘોટઃ ને ગચ્છાતિ લખવું હોય તો સંધિકાર્ય થઇ ઘોટોગચ્છાતિ થાયછે અને તે જો કે માત્ર અ અને વર્ગનો ત્રીજો, ચોથો કે પાંચમો અક્ષર આગળ હોય તોજ થાય એમ નિયમ છે પણ, બગડે ત્યારે સાંધો નરહે જેથી માગધીમાં તો ગમેતે અક્ષર આગળ હોય તોપણ ઓજ થાયછે. થાયછે નહી પણ ઓકારાંત શબ્દ થઈ રેહેછે. પછી તમાંથી ગુજરાતીમાં પણ ઓકારાંત રેહેછે. ઘોડવેલ વિગેરે એકાદ બે દાખલામાં [ જેમ આ આદેશ માનવો તેમ ] અ થઈ જાયછે એમ ગણવું જોયે. કેમકે અ થઇ ગયેલા દાખલા કરતાં આ ના દાખલા ઘણાછે બલકે તમાંમ સમાસમાં ઓકારાંત શબ્દ આકારાંતજ થઈ જાયછે, એમ કહીયે તોપણ ચાલે. જે ખરા અકારાંત શબ્દછે તે સમાસમાં તેવાજ રેહેછે જેમકે બેલગાડી, છાપખાનું, રાજમહેલ, વિગેરે રામ, દેવ, કૃષ્ણ, વિગેરે. શબ્દ ઉપરથી એમ નથી ઠરતું કે સંસ્કૃત અકારાંત શબ્દો ગુજરાતીમાં ઓકારાંત ક્વચિત થાયછે કેમકે એ શબ્દો પણ ઓકારાંત ઘણી વાર વપરાય છે. જે

મહે રામો, દેવો, કૃષ્ણો, વિગેરે નામમાં ઓકારાંત છે. વળી તે કાંઇ અપભ્રંશ થયા નથી. એવા ને એવાજ ગુજરાતીમાં વપરાયછે તેથી અકરાંત પણ ચાલેછે તોપણ આ વિશે નિશ્ચય કરવો એ ઘણું જોખમનું કામ છે.



# દશકુમારચરીત્રસાર.

(ગયા અંકને પાને ૧૧૯ મેથી ચાલુ.)

પરસ્પર વાતચીત કર્યા પછી વસુમતિ રાણીયે રાજાના હુકમથી પ્રધાનોને ખબર કરી એટલે તુરતજ તેઓ ખુશી થતા રાજા પાશે દોડતા આવ્યા અને ઉતાવળથી રથને શિબિર [છાવણી] માં લઇ આવ્યા.

થોડી વાર રહી તેમણે રાજાને પુછ્યુ કે, રાજાધિરાજ! આપનો રથ રણભુમિમાંથી નાશી આંહી શી રીત આવ્યો? આના જવાબમાં તેણે બનેલી વાત સવિસ્તર કહી સંભળાવી.

હવે પ્રધાનો તથા રાણીના વિવિધ ઉપચારથી રાજહંસ રાજાને દિન પરદિન કરાર થવા માંડયો તથા શરીરપરના જખમો પણ રૂઝાવા લાગા. જેવોજ તે વ્યાધિથી મુકત થયો કે, તુરતજ આધિ [મનોવ્યથા] ના કબજામાં આવી પડયો; તે પોતાના મન સાથે કેહેવા લાગો કે, જેણે રાજ્યના અનેક વૈભવ ભોગવ્યા, જેનું નામ સાંભળી શત્રુઓ થરથર કાંપતા હતા તે હું આજ ફુલ ફળ વિગેરે ખાઈ નિર્વાહ કરૂંછઊં, તેમજ મારી ધર્મપત્ની વસુમતીજેણે મારી સાથે પાણિગ્રહણ કર્યા પછી

સૂર્યે* તો દીઠોજ નોહોતો તે આજ અરણ્યમાં ટાઢ તડકા સેહેછે. એ સઘળું જોઈ ને મને દુઃખ થાયછે તે રણમાં ઝીલેલા જખમો કરતાં પણ વિશેષ છે. ઈત્યાદિ ચિંતાથી હમેશ તે શોકાતુર રેહેતો હતો. રાજાનો શોક દુર કરવાની ઈચ્છાથી તેની પ્રિય સ્ત્રી વમસુતી રાણીયે તેને નીચે મુજબ સમજાવ્યો:—

પ્રાણનાથ! આપ શા વાસ્તે શોક કરોછો. માણસને માથે સુખ દુખ આવેછે તેમાં હર્ષ શોક શાના! જુઓ, હરિશ્ચંદ્ર, રામચંદ્ર વિગેરે રાજા કેવા સમરથ હતા! તેમને પણ દુઃખ પડ્યું હતું કે નહી? ત્યારે આપણે તો શી ગણતીમાં? વળી માણસને એકલું સુખજ અથવા એકલું દુઃખજ ભોગવવું પડતું નથી સુખદુઃખ વારા ફરતી આવેછે ને જાયછે. કહ્યું છે કે— સુખસ્યાનંતરં દુઃખં, દુઃખસ્યાનંતરં સુખં અર્થ— સુખની અન્તે દુઃખ અને દુઃખની અન્તે સુખ છે; માટે જો કે આ વખત આપણને દુઃખ છે પણ થોડા દીવસ પછી ઈશ્વર સુખ ચખાડશેજ.

ઘણુંકરીને એવો નિયમ છે કે જે વસ્તુ નિરંતર ઉપભોગમાં આવેછે તેની ખરી કીમત માણસના જાણવામાં આવતી નથી માટે જો આપણને હમેશ સુખજ રહ્યું હોત તો સુખ કેવું સારૂં છે; તેમજ દુઃખ કેવું ખરાબ છે તેનો યથાર્થ અનુભવ આપણાથી થઇ શકત નહી, અને આ દુઃખ પડ્યું તેથી હવે સુખની વખત સુખનું ખરેખરૂં સુખત્વ આપણા જાણ્યામાં આ-વશે; માટે હે પ્રાણનાથ! આ વખત તો સુખની વાટ જોઈ બેશી રેહેવું અને તે મેળવવા ધીમે ધીમે યત્ન કર્યે જવો એજ સારો ઉપાય છે વિગેરે પોતાની સ્ત્રીના બોધથી તેનો શોક દબાઈ ગયો.

આ વાતને થોડા દીવસ વીત્યા પછી એક દીવસ સાંજે રાજહંસ

---

* આગળ રાજાઓની સ્ત્રીઓને મેહેલની બાહાર નીકળવાનો ધારો નોહોતો માટેજ સંસ્કૃત ભાષામાં અસૂર્યંપશ્યા એવું રાણીનું નામ છે જે મકે— અસૂર્યંપશ્યા રાજદારાઃ

રાજા પોતાના પ્રધાનો સાથે ફરવા નીકળ્યો, વનની શોભા જોતા જોતા જાયછે તેટલામાં તેની નજરે થોડે દુર એક ઝુંપડી પડી. જરા વધારે નીહાળીને જોતાં તેમાંથી નીકળતા ધુમાડા જોયા ત્યાં કોણ રેહેતું હશે તે જાણી લેવા માટે તેઓ ઝુંપડીની ગમ આલ્યા; ત્યાં જઈ એ પર્ણકુટીની અન્દર જુવેછે તો એક વૃદ્ધ રૂષીને અગ્નિકુંડમાં હોમ કરતા દીઠા. રાજા તથા તેના પ્રધાનોને આવેલા જોઇ ઋષિની ઈસારતથી એક શિષ્યે ઉઠીને તમને આસન નાંખી આપ્યું તે ઉપર તેઓ ઋષિને તથા અગ્નિદેવને પ્રણામ કરી બેઠા.

---

# સ્વતંત્રતા.

[ગયા અંકને પાને ૮૫ મેથી ચાલુ ]

ગયા અંકનો લખનાર ધારેછે તેમ આવી રીત ખરા પાયા ઉપર ચાલતાં, બીજાને કાયદો તોડતાં શીખવાતુંજ નથી પણ જુલમ અથવા ગેર રીતનો સામુ' નુકશાન વેઠીને માણ થાવું એ ઉમદા દાખલો મળે. કદી કોઇ મુળ હારદ નહી સમઝી અવળો રસ્તો પકડે તેને વાસ્ત ઉપર પ્રમાણે ચાલનાર જવાબદાર ગણાય નહી. જેમ દુકાનદારની દુકાનેથી એક આશામી પઈશા ચુકવી માલ લઇ આવતા હોય તે દેખી બીજો મુરખ પઇશા ચુકવ્યા વગર તેજ દુકાનેથી માલ ચોરી આવે તેને વાસ્ત પેહેલો આશામી જવાબદાર અથવા ખરાબ દાખલો આપનાર ઠરતો નથી તેમ આ બાબતમાં પણ ખરો સ્વતન્ત્ર બીજા સ્વચ્છંદીને વાસ્તે જવાબદાર ગણાય નહી. સમજુ નરસામાંથી સારો દાખલો લે અને અણસમજુ સારામાંથી નરસું શોધે તેમાં કોઈ શું કરે? માટે સારા નિયમ તોડતાં બીજાને શીખવ્યાનું તોહોમત

સ્વતંત્ર માણસ પર રેહેતું નથી.

'સામ' ઉપાય કામે લગાડવો એ સહુથી ઉત્તમ છે અને સઘળા કામમાં બને તો તેનો ઉપયોગ કરવો પ્રશસ્ય છે. આથી એમ સમજવું કે તેને વળગી વાટ જોયા કરવી; પણ તેનો ઉપયોગ કરતા જવું અને કામ આગળ ચલાવવું. કારણ ઘણી વખ્ત એ ઉપાય પણ બીચારો વજ્રમય છાતીમાં પ્રવેશ પામતા નથી. જે વખતે લોકોનાં મન દોલાયમાન હોય અને કહી ડાળખી ઉપર બેસવું એ વિચારમાં ફરતા હોય ત્યારે તો આ ઉપાય કાંઇ પણ કરી શકે; પણ જ્યારે લોકોની મનશક્તિ કુંભકરણની નિદ્રામાં ઘોરતી હોય, જ્યારે સત્ય અને અસત્યનો ભેદ બતાવનાર વિવેકશક્તિ સાવ ઓલાઇ ગઈ હોય, અને જયારે દુષ્ટ મનોવિકાર એટલા જોરમાં ધુંધવાતા હોય કે તેઓના સ્વભાવને અનુસરતું હલકું અને નીચ હોય તેજ પ્રિય લાગતું હોય ત્યારે ભાઈ! આ ઉપાય પથ્થર ઉપર પાણી છે.

છેવટે આશા રાખું છઊં કે, સ્વતંત્રતાને કબજામાં રાખનાર આ વિશે વધારે ખુલાસેથી લખશે અને અન્દરથી ચાલતા સુધારા ઉપર કલમ ચલાવી છે તે કાં તો ખુલાસેથી લખે અને કાં તો બીચારી સ્વતંત્રતાને કેદમાંથી છોડે તો સારૂં.

વિ૦ નવા જમાનાની સ્વતંત્રતા મારી જાયછે.



# હીંદુસ્થાનની પુરાતની શોધ.

ગયા અંકને પાને ૧૧૭ મેથી ચાલુ.

**દીવાને ખાસ**–એ ઘણુંજ સુંદર સંગેમરમનું બાંધેલુ મોટું દીવાનખાનું છે તેના સ્તંભો ઉપર ને છતમાં સોનેરી ફુલ પાડેલાં છે અને ભીંત

યોગ્યતાની ઇમારત હિન્દુસ્થાનમાં કવચિતજ છે.

બીજુ ઉકુલહમામ—એ દીવાને ખાસની બાજુએજછે એ બાદસાહી નાવાની જગ્યા છે તે સઘળુ સંગે મરમરનું બાંધેલુંછે ને તેની વચમાં કોતરી અકીકના ફુલ અને વેલ બુટ્ટા ઘણી કારીગરીથી બેસારેસાછે. એ હમામખાનામાં બે વીભાગ છે, એક ભાગ બેગમોને વાસ્તે છે ને એક બાદસાહી તે બંને શોભામાં સરખા છે.

ત્રીજી મોતી મસજીદ—એ સુન્દરને નાજુક સંગેમરમરની મસજીદ છે, ને તેમાં ઘણુંજ ઉત્તમ નકશી કામ કીધેલું છે, અને તને મોતી મસજીદ જે નામ આપેલું છે એ ખરેખર છે, કારણ કે તેના ચલકાટ ને શોભા મોતીના દરજાને પોચેછે.

ચોથું દીવાને આમ—એ લાલ રેતીયા પથ્થરની ઘણા સ્તંભો વાળી ઇમારત છે. તેની સામેની બાજુએ બાદસાહી તખ્તની જગા છે. તેની આજુ બાજુએ ભીતમાં સંગેમરમરની વચમાં, અકીકનાં બનાવેલાં પક્ષીઓનાં ચિત્ર જે બેસરેલા છે એની કારીગરી ઘણી ઉત્તમ છે તેમાં એવા યોગ્ય પથર બેસારેલા છે કે તે પક્ષીઓની પાંખ અને પર ચીત્ર્યાંહોય તેવાં દેખાયછે.

બાદશાહ હુમાયુનનો મુકબરો—એ હાલની દિલ્હીથી દક્ષિણે આશરે ત્રણ માઇલ દુર છે. એ સફેત સંગેમરમર અને લાલ રેતીઆપથરથી બાંધેલો છે. તેને ફરતો બાગ છે.

કુતબ મીનાર—એ હુમાયુનના મુકબરાથી નૈરૂતકોણ તરફ આશરે ૬ માઇલ દુર પ્રાચીન દિલ્હીની જગાએ છે. એ ઘણો ઊંચો લાલ રેતીઆ પથ્થરનો બાંધેલો મીનારો છે; અને તેમાં ઘણી જગોયે સંગેમરમરનું કામ પણ કીધેલુંછે. નીચલા ભાગમાં સુન્દર નકશી અને કુરાનોનાં વાકયો મ્હોટા અરબી અક્ષરોથી કોરેલાં છે. આ મીનારાની અંદર થઈને ઉપર જવાયછે.

તેમાં સઘળા મળી પગથીયાં ચડવાં પડેછે. પ્રથમ તેની ઉપર એક ન્હનો પથરની છત્રી, હતી પરંતુ હાલ તે કાહાડી નાંખી ફરતા લોઢાનો કઠોડો અંગ્રેજ સરકારે બંધાવેલો છે, અને ઉપરથી તે નીચે સુધી ત્રાંબાનો પટ્ટો લઇ આવી જમીનમાં ચલાવી દીધોછે, જેથી વીજળીના જોખમથી એ અજાએબ અને હિંદુસ્થાનમાં જેના જેવડી ઊંચી ઇમારત કોઇ નથી તે બચી રહે.

દિલ્હીમાં હિંદુઓના વખતની પ્રાચીન વસ્તુમાં ફીરોજસાહના વખતમાં કમાઉના પ્રાંતમાંથી ઉપડાવી મગાવેલો મહારાજા અશોકનો સ્તંભ છે એ સ્તંભ જેવા પ્રયાગે અને બીજી જગ્યાએ મહારાજા અશોકના સ્તંભોછે તેના જેવોજ છે, પરંતુ આની ઉપરનો લેખ ઘણોજ સફાઇદાર અને તુટા વગરનો રહેલો છે.

બીજો તેવો એક સ્તંભ ફીરોજસાહે મીરટથી ઉપડાવી મગાવી હાલની દિલ્હીથી પશ્ચિમ દીશા તરફ ડુંગરની ધાર છે તે ઉપર ઉભો કરાવ્યો હતો. તે ઇસ્વી સન ૧૭૧૩ ની લગભગમાં દારૂખાનું સળગી જવાથી એ સ્તંભ ઉડી તેના તુકડા થઇ ગયા હતા તે સઘળા જોડી બ્રીટીસ સરકારના ખરચથી તેજ જગા પાશે ઉભો કરવામાં આવ્યો છે આ સ્થભ ઉપરનો લેખ સઘળો ખરાબ થઇગયો છે પરંતુ ઉપર લખ્યા સ્તંભના લેખને અક્ષરે અક્ષરે મળતા છે પરંતુ ઉપર લખેલા સ્તંભ ઉપર આ સ્તંભ કરતાં કેટલુક વધારે પણ લખેલું છે જે ભાગ આમાં નથી.

લોહસ્તંભ—એ કાંસાનો આશરે ૨૨ ફુટ ઉચો સ્તંભ છે તે પરથમ કોઇ વિષ્ણુના મંદિરમાં ધ્વજસ્તંભને માટે ઉભો કરેલો હશે પરંતુ બાદસાહી વખતમાં તે મંદિર તોડવા પછે તેને કુતબમીનારની પાશે એક મસજીદની વચે ઉભો કરવામાં આવ્યો છે. એ સ્તંભ ઉપર ૬ લેનનો આશરે પાંચમી સદીમાં કોરેલો લેખ છે; તે ઉપરથી માલુમ પડેછે કે, કોઈ ચંદ્રનામના-

રાજાએ એ સ્તંભ કરાવ્યો હતો.

બે વર્ષ પેલાં જ્યારે હું દિલ્હી આવ્યો હતો તે વખતે એક અશોકના સ્તંભઉપરનો લેખ ઘણી ચોકસાઇથી લખી લીધો હતો તેથી માત્ર બીજા ટુટેલા અશોકના સ્તંભની ઉપરનાં લેખની આ વખતે નકલ કીધી ને ઉપર લખેલા ત્રણે સ્તંભના ફોટોગ્રાફ લીધા તે શીવાય દિલ્હીના સંગ્રહ સ્થાન માહેની કેટલીએક મૂર્તિઓના પણ ફોટોગ્રાફ લીધા એ સઘળુ કામ કરી તા. ૨૯ મી નવેમ્બરને રોજ ડેહેરા દુનના પ્રાંતમાં કાલસી પાસે માહારાજા અશોકનો મ્હોટો લેખ છે તે તપાસવાને કાલસીજવાને નીકળ્યો તા. ૩૦ મી નવેબરને રોજ હુ ડેહેરે આવી પુગ્યો ડેહેરાના સુપરિન્ટેન્ડેઠસાહેબ પાસેથી ભળાંમણ પત્ર લઇ હવે કાલસીપ તરફ જાઇશ.

તારીખ ૨ ડીજંબર ૧૮૭૧ ડેહેરાદુન } આપનો આજ્ઞાંકિત અને નમ્ર રૈયત ભગવાનલાલ ઇન્દ્રજીની કુરનશ.

---

# નાગરીનાતવિષ.

## આંક ૩ જો.

### ખંહુવાકર નાગરો.

આ ચોપાનીયામાં નાગરીનાત [વિશેષકરી હાલમાં વડનગરા નાગરોવિશે સમયાદિ સાધનની અનુકુળતા પ્રમાણે વિષય લખવાની ધારણાથી બે અંકો આગળ પ્રગટ થયેલા છે અને આજ આ ત્રીજો અંક વાંચનારાની આગળ મુકીયેછઈયે.

મથાળે 'ખંડુવાકર નાગરો' એમ લખેલું છે તે વિશે વાંચનારાઓ વાકેફ હશેજ; વળી થોડું ઓલખાણ આ ઠેકાણે આપીયે છઈયે કે નાગરોનો નાત અને તેના ભાગો જે સન ૧૮૭૧ ના ૪ થા અંકમાં લખેલા છે તેમાં આ ખંડવાકરને વડનગરાનો એક પેટા ભાગ ગણેલોછે તે છે.

આજથી ૩૦ વરસ પેહેલાં ખંડવા કરીને ગામછે અને ત્યાંહાં વળી નાગરો છે એવી ઘણુંકરી કોઈ ઠેકાણાના નાગરોને ખબર નોહોતી અને કદાચ એકલમાં ગણાતા બુરાનપુરના નાગરોને ખબર હશે તોપણ તે ઘણા વરસથી ત્રુટી ગયું છે પરન્તુ સોરઠ બારગામ, ગુજરાત બારગામ તથા સુરત એકલના નાગરો તો બીલકુલ અજાણ્યા હતા તેમજ પોલનાળાને પણ ખબર ન હતી.

નીચેના લખાણથી વાંચનારાઓ જાણશે કે એ ખંડવા કયાંહાં વસેછે? ત્યાંહાં કેટલા નાગરો છે? તે કયાંહાંથી અને કયારે ગયેલા અને તેની રેહેણી સ્થિતિ કેહેવી છે? આમાં મોહોટો ચમત્કાર તો એ છે કે સેકડા વરસમાં પણ બે બારગામ, બે એકલ અને એક છપોળમાં વસનાર સઘળા વડનગરા નાગરો સિવાય બીજી જગોમાં વડનગરા નાગરો વસતા જ નથી એમ બધા નાગરો માનતા હતા. આજથી સુમારે ૪૦ વરસ ઉપર ભુજના ગ્રહસ્થ લક્ષ્મીદાસ વલ્લભજીએ જ્યારે ભરતખંડમાં વસતા વડનગરા નાગરના પ્રત્યેક ઘેર (ઘરદીઠ) લાહાણાં કર્યાં ત્યારે ત્રણ ચાર કે પાંચ સેકડા ઉપર યુરોપખંડમાં ટરકી જઇ વસેલા નાગરોવિશે ચરચા ચાલેલી છતાં ખંડવાવિશે કોઇને સ્વપ્ન પણ આવેલું નહી.

વડનગરા નાગરો ચંચળાઇમાં, સુઘડાઇમાં, રાજવિદ્યામાં અને શાસ્ત્રાભ્યાસ તથા જ્ઞાતીઅભિમાનાદિકમાં સેકડો વરસથી પ્રખ્યાતિ પામેલા છે તેઓમાં આ પોતાના ગુમ થયેલા ભાઇઓ સંબંધી જ્ઞાન મેળવવાની તથા પરસ્પર સંપ કરી સાહ્ય કરવાની જીજ્ઞાસા ઉસ્કેરાય તે સ્વાભાવિક છે.

હિંદુસ્થાનની સરહદ ઉપર હિમાલયના પાહાડોની જંગલી ટોળી જે કાફ્રી અથવા સીહાપોશને નામે ઓળખાયછે તે જરથોસ્તી* હોય એવા ગુમાનથી જાતિસંકટ સહી તથા હજારો રૂપીયા ખરચી તેનો શોધ કરવા તથા તે પોતાના જાતિભાઇ ઠરે તો પોતાની જ્ઞાતી સંખ્યા વધારવાને પારસીઓ કોશશ કરેછે; ત્યારે નાગરોને તો તેમ કરવું ઘણુંજ સેહેલુંછે નીચેની બીના લગભગ ૧૭ વર્ષ પેહેલાંની છે પરંતુ હમણાં તે ખંડવા રેલવેનું એક સ્ટેશન અને તેપણ કાશીના રસ્તામાં આવવાથી વધારે સેહેલું થયુંછે અને તેથીજ જાત્રાએ જનારા ગ્રહસ્થ બ્રાહ્મણોદ્વારા જાણીતા થવા અને તે પછે પરસ્પર સાહ્યથવા વગેરે સારાં કાંમો કરવા સઘળા ઠેકાણાની નાગરી નાતોને બનીઆવશે.

આ "ખંડવા,, ગામ "ની માડ,, પ્રાંતમાં વિંધ્યાદ્રિના પાહાડના જંગલમાં નર્મદા કીનારા પાશે શ્રી ઓંકારેશ્વર (જ્યોતિલિંગ) થી અગ્નીકોણમાં સુમારે ૧૫ પંનર ગાઉને છેટેછે ઓંકારથી બુરાનપોર જતાં રસ્તાથી સુમારે ૪ ગાઉ છેટે રેહેછે. ખંડવાથી બુરાનપોર ૨૨ બાવીશ ગાઉ. ને નાગપોર ૧૦૦ ગાઉ દૂર છે. (બુરાનપુર રેલથી જવાયછે.]

આંહી અસલમાં શુમારે ૪૦૦-૫૦૦ ઘરની વસ્તી હતી પણ હાલમાં ૨૫-૩૦ ઘર ગ્રહસ્થનાં અને ૭૫-૮૦ ઘર બ્રાહ્મણનાં એમ કુલ આશરે ૧૧૦ ઘર રહેલ છે.

એ લોકો કેહેછે કે, અમે વડનગરા નાગર છઈએ અને અમારા મોટેરા રઘુબા,, "ગંગુબા,, નામે આગેવાન ગ્રહસ્થો સહિત્ત આશરે ૩૦૦-૪૦૦ વર્ષ ઉપર જુનાગઢથી ૨૦૦ બસેહે નાગર તથા નાગરબ્રાહ્મણોનાં ઘર નીકળેલાં તે આંહી આવીવસ્યા છે તેહેના અમે વંશજો છઈએ.

---

* ઘણા કારણથી તે આસ્યપ્રજા તે પણ ભરતખંડના હિંદુઓ સાથેના નિકટ સંબંધી ગણી સકાય.

ઓંકારેશ્વર (શિવપુરી) વિષ્ણુપુરી, અને બ્રહ્મપુરી [ઓંકાર માંધાતાપાશે નર્મદા કીનારે) માં આંહીના નાગર બ્રાહ્મણો તીર્થજાત્રા તથા મેળા વિગેરે નિમિત્તે આવેછે.

ચોળીમાહેશ્વરપાસે વઢવાણી ગામ છે ત્યાંહાં ખંડવાના ખંડુવાકર નાગર બ્રાહ્મણ પારાયણ કરેછે તેનું ત્યાં વરશાસન છે અને એ લોકોમાં કેટલાક જાંગીદાર, કેટલાક મુત્સદ્દી છે, કેટલાક ખેતીવાડીનું; કેટલાક ભિક્ષાવ્રત્તિનું અને કેટલાક સેવકાઇ [પાણીભરનારા ચાકર) નુ કામકરી પોતાનુ ગુજરાન કરેછે કેટલાએક વેદવિદ્યા, ક્રિમાણ કર્મમાં સારા હોયછે; ને કેટલાક પુરાણ વાંચી શકે એવાપણ છે.

ખંડુવાના નાગરોમાં પણ બીજા સ્થળના વડનગરના નાગોની પેઠે ગ્રહસ્થ અનેબ્રાંહ્મણ એવા બે વર્ગ છે એ બંન્નેમાં પરસ્પર અન્ન વ્યવહાર તેમજ કન્યા લેવા દેવાનો વ્યવહાર છે. ફરક માત્ર એટલોજ કે બ્રાહ્મણ દક્ષણા લે ને ગ્રહસ્થ દક્ષણા લેતા નથી. ગ્રહસ્થમાં વતનદાર લોકો છે તે.ા તે મંડલોઇ,, કેવાયછે જેવા આ દેશમાં,, મજમુદાર,, દેશાઇ,, વતનદારો છે તેમ ત્યાંહાં,, મંડલોઈ,, છે આ ખંડુવાના નાગર ગ્રહસ્થ તથા બ્રાહ્મણો માંના થોડા એક પ્રખ્યાત પુરૂષોનાં નામ નીચે લખ્યાંછે.

### ગ્રહસ્થ

૧ મંડલોઈ હરીકરણ દાદાભાઈ. ૨ મંડલોઈ ગોવીંદભાઈ બળવંતરાય ૩,, બાપુભાઈ અમૃતરાય ૪,, પાંડુરંગ રાવ

### બ્રાહ્મણો.

૧ ત્રવાડી નાગેશ્વર કેવળરામ. સામવેદી. ૨ ભટ ગોવીંદરામ દામોદર. રુગવેદી. ૩ પરસાઇ ચંદ્રેશ્વર આંહી ગોરને પરસાઈકહેછે.

એવાં એ લોકોનાં નામો છે, જે નામો બીજા સ્થળના નાગરોના નામો સાથે મળેછે, ત્યાંહાંના નાગરોનો પોસાક સોરઠ ગુજરાતના નાગરો જેવો છે

પાઘડી દક્ષણી બાંધેછે. પણ સુરતના કેટલાક નાગરોપણ એવી પાઘડી બાંધેછે ઓરતોનો પોસાક એવોજ છે માત્ર તેના ચણીઆ જરા નાખી રીતના હોયછે. તેના ઘેર [ઘેરાવ] મોટા હોયછે ને કાંઈક મારવાડને મળતા આવે.

ઘણુંકરી બદ્ધા નાગરો "રામજી,,ના ઉપાસી છે. ગામના પાદરમાં રામજીનું મંદીર છે ત્યાહાં રામનવમી [ચૈત્રસુદી૯]ના ઉત્સવ ઉપર મેળો ભરાયછે. તે ૪દીવસ બધાલોકો ડેરાતંબુતાંખી મુકામ કરેછે ને નવમીને દિવસ "રામચંદ્રજી,,ના વરઘોડો ચડાવી ધામધુમ કરેછે. ચાર દિવસ મીજમાની ચાલેછે રસોઇમાં મુખ્ય ગુજરાતના લોકોની પઠે ચુરમા લાડુ-કરવાનો આ લોકોમાં ઘણોરીવાજ છે.

ખંડુવાના નાગરો પોતાનો ઇતિહાસ એરીતે કહેછે કે, અમારા પૂર્વજો જુનાગઢમાં રેહેતા તે આજથી આશરે ૩૦૦-૪૦૦ ત્રણસો ચારસો વરસ ઉપર શુમારે ૨૦૦ બસો ઘર ત્યાંહાંથી નીકળ્યાં તે ચાલતાં ચાલતાં માંડવઘઢને કીલ્લે આવી મુકામ કર્યો. આંહી ગૌરીવંશના મુસલમીન સરદારનો અમલ હતો, ને નીમાડપ્રાંતના લોકો તે વખતમાં સીરજોર થઈ તેહેને ગાંઠતા નોહોતા. એસરદારે આ મુસાફરી કોણ છે? કયહાંના છે? અને કયાંહાંજાયછે ઇત્યાદિ પુછપરછ કરી, તકાફલાના મુખી રંગુબા તથા ગંગુબા નામે બે જણાને તેડાવી પુછાથી તેઓએ જવાબ આપ્યો અમે સોરઠ દેશમાં જુનાગઢ શેહેરના રેહેનાર વડનગરા નાગર છઇયે, અને જ્યાં અમારૂં પોષણ રૂડીરીત થાય ત્યાં રેહેવાસારૂ અમો નીકળયા છઇયે. મુસદીગીરી અને સીપાઇગીરી બે ધંધા અમો કરી જાણીએ છઇએ. આ જવાબ સાંભળ્યો તથા તેને મજબુત બાંધાના અને ચાલાક જોઈ ફરમાવ્યું કે, તમે નીમાર પ્રાંતના લોકોને જેર કરશો તો તમને સારી જાગીર આપી હું નીભાવીશ. આ વાત તેઓયે કબુલ કરી પોતાની જાતમાંના ૫૦૦ માણસો હથીયાર બંધ, ત-

થા બીજી એ મુસલમાન હાકેમની ફોજ લઈ ચડયા. બાકીના પઠાવ માંડવઘડમાં રાખ્યો કીસમતે યારી આપ્યાથી તેલોકો ફતેહ કરી આપ્યા એટલે તેને એજ પ્રાંતમાં જાગીર આપી વેઠ વેરા વગેરે કરની માફી કરી રાખ્યા એમ નીમાર માં જાગીર મળી તેમાં મુખ્ય ખંડવા ગામ મળયું.

રફતેરફતે ખંડુવામાં ૫૦૦ ઘરની નાગરોની આબાદી થઈ, ને લોકો ઘણ સુખી થયા. કન્યાનું લેવડ દેવડ સોરઠ તથા ગુજરાત સાથે ચાલતું પણ ૧૦૦–૧૫૦ સો ડેઢશો કે કાંઈ વધારે મુદત થયા દેશનો અવ્યરુથા અનેલુટ ફાટને લીધે દેશાવર સાથેનો વ્યવહાર બંધ પડયો.

આ લોકો નીમારમાં વતનદાર હતા અને રોજગાર ચાકરી અર્થે બુરાનપોર સુધી જતાં ખંડુવા ઉપર ઘણી આફતો આવી લગભગ ૧૦૦–૧૫૦ વર્ષમાં ચારવાર ગામમરાયું તથા લુટાયું મરેઠાઓયે લુટફાટ તથા દંડ વગેરે ઘણું દુઃખ આપેલુ, તેથી લોકો ઘરમાંરહ્યા અને બાહાર નીકળતા પણ બંધ પડયા અમો પરંપરાથી એમ સાંભળતા આવ્યા છઇયે કે, અસલ વડનગરા નાગરો ફકત સોરઠમાં રહેલા છે. સોરઠ શીવા બીજા ઠેકાણાના નાગરો સાથે સોરઠી નાગરોને અન્ન અને કન્યા વેહેવાર રહેલો છે કે નહી તે અમો જાણતા નથી.

આ લોકોનો આચાર વ્યવહાર બીજા વડનગરાઓને મળતે આવેછે પણ એક સ્ત્રી જીવતી છતાં બીજી સ્ત્રી વડનગરા નાગરોમાં પરણી શકાતી નથી એવો જ્ઞાતી બંધ આ ખંડવામાં નથી. ખંડુવાના લોકો એક સ્ત્રી જીવતી છતાં બીજી પરણે છે. આંહી નાગરો શીવાય નારમદેવ અને મહારાષ્ટ્ર બ્રાહ્મણોની વસ્તી છે જ્યારે સધળા લોકો જમવા બેશેછે ત્યારે પેહેલા નાગર, બીજા મહારાષ્ટ્રને ત્રીજા નારમદેવની એમ ત્રણ પંકતી બેશેછે એમ કેવાય છે.

આ લોકોનાં છોકરાં અને સ્ત્રીઓમાં ઘણું કરી દક્ષણીભાષા બોલાયછે પણ પુરૂષો દક્ષણી અને ગુજરાતી બન્નેબોલી બોલેછે મોટી ઉમરની સ્ત્રીઓ પણ ગુજરાતી બોલી શકેછે.



# હીંદુસ્થાનની સ્થિતિ રીતિ અને સંપત્તિ

(મરાઠી નેટીવઓપીનીયનમાંથી.)

### આંક ૧ લો.

આપણે જો કે હીંદુસ્થાંનમાં રહીએ છઇયે, તથા પોતાને હીંદુ કેહેવરાવીયે છઇયે, તથા અમારો દેશ હીંદુસ્થાન એમ ડોળ કરી તેમાં માન સમજીયે છઇયે. અમારા દેશ જેવા પૃથવીની પીઠ ઉપર બીજા દેશ નથી એમ કહીયે છઇયે, તોપણ આ દેશવીશે જેને સારી માહીતી હોય એવા થોડા નીકળશે. આ હીંદુસ્થાન ખરેખર એટલો તો મોહોટો છે કે, સાધારણ ચોકસ માણસ અથવા ફક્ત કાશી રામેશ્વરની યાત્રા કરનારાઓને પણ આ દેસની હમણાની સ્થિતી રીતિ અને સંપત્તિ કેવી છે? રાજ કારભાર કેવો ચાલે છે? વગેરે વાત એકાએક સારીરીત લક્ષમાં આવવાની નથી. આ દેશ વીશે જે પુસ્તકો છપાઇ પ્રસિદ્ધ થયાં છે અને થાયછે તે વાંચ્યાવીના ખરેખર આ દેશનું મહત્વ અને વઇભવ લક્ષમાં આવનારજ નથી.

આ ભરતખંડમાં શીતોષ્ણ, શીત, અને ઉષ્ણ એ ત્રણે પ્રકારની હવા

વાળોપ્રદેશછે. પૃથવીની પીઠ ઉપર જે માણસની વસ્તી છે, તેહેના છઠ્ઠો ભાગ હીંદુસ્થાનની વસ્તી છે એહેવી અજમાયશ થઈ છે. યુરોપખંડના એક રૂશીયા વીના બાકીના બધ્ધા દેશોની બરાબર આ હીંદુસ્થાનનો દેશ વિસ્તાર છે, એહેવા મોહોટા, પુરાંણા અને સુપીક (સારા પાકવાળા) દેશ ઉપર હાલ ઈગ્રેજ સરકારનો અમલ છે.

એમ છે ત્યારે એ સરકાર આ દેશનું રાજ્ય કેહેવું કરેછે તેહેનું ઉપ્તન્ન શું છે? ખરચ કેટલુછે? ઈત્યાદિ સાધારણ માહીતી આપવાનું અમે મન ઉપર લીધુ છે. આ માહીતીના સંબંધમાં ઉપજ ખરચના જે આંકડા અમે લખશું ને સન ૧૮૬૯–૭૦ની સાલના છે તે જરા જુના છે એમ કેદાચિત અમારા વાંચનારાઓને લાગશે, પરંતુ એમ કરવાનું કારણ એછે કે, હિન્દુસ્થાન સરકારના તાબાનીચે જે સુબા અને સરસુબા એટલે મુંબઈ, મદ્રાસ, બંગાળા, વર્હાડ, અને નાગપુર વગેરે તાબાની સરકારોછે તેહેની અમે નોખી નોખી હકીકત આપવાના છઈયે. અને એ સરવે ખાતાની હાલની તાજી માહીતી મેળવવી કઠણ છે માટે ઈસ્વી સન ૧૮૬૯-૭૦ના આંકડા સાથે જાણેલી હકીકત જણાવવાનો અમે વીચાર કર્યોછે. તે વાંચનારના ધ્યાનમાં સહજમાં આવશે.

હિંદુસ્થાનમાંનાં દેશી રાજ્યો બાદ કરતાં બાકીનો જે પ્રદેશ ઇગ્રેજ સરકારના તાબામાંછે. તેહેના ૧બંગાળા [લોઅરપ્રાવિન્સિસ્] ૨ નાર્થવેસ્ટપ્રાવિન્સિસ્ (વાયવ્યપ્રાંત) ૩ અયોધ્યા ૪ સેંટ્રલ પ્રવિન્સિસ્ [નાગપુર] ૫ પંજાબ, ૬ બ્રિટિશબર્મા, ૭ મદ્રાસ અને ૮ મુંબઈ એવા આઠ ભાગ અથવા ઇલાકા કરેલા છે.મદ્રાસ તથા મુંબઈ ઇલાકાના મુખ્યાધિકારીઓને ગવર્નર કહેછે; બંગાળા, વાયવ્યપ્રાંત અને પંઝાબના મુખ્યાધિકારીઓને લેફ્ટીનેંટ ગવર્નર કહેછે. અયોધ્યા, મધ્ય હિંદુસ્તાન [નાગપુર] અને બ્રિટિશબર્માના પ્રાંતો ઉપર ચીફ કમીશનર નામના મુખ્યઅધિકારીઓ છે, એ

સિવાય વ્હાડપ્રાંત જો કે નીજામ સરકારનો છે તોપણ હમણાં તે પાછો મળે તેમ દેખાતું નથી, માટે એ પ્રાંતપણ અરધો ઇંગ્રેજ શરકારનોજ છે એમ કેહેવાને ચિંતા નથી. તે પ્રાંતનો મુખ્યાધિકારી હેદરાવાદનો પ્રેસિડેન્ટછે.

આ બધા અધિકારીઓ ઉપર હિંદુસ્થાન સરકાર [ગવર્નરજનરલ) મુખી છે. અને હિંદુસ્તાન સરકાર ઉપર વિલાયતમાં માહારાણી સરકારના સેક્રેટેરી આવસ્ટેટનો અધિકાર છે. ઉપર જણાવેલા બધા અધિકારીઓને હિંદુસ્તાનની વડી સરકાર [ગવર્નરજનરલ] સાથે પત્ર વ્યવહારની છુટ છે, પરંતુ તેમાંથી સેક્રેટરી આવસ્ટેટ સાથે વ્યવહાર રાખવાની પરવાનગી માત્ર મુંબઈ અને મદ્રાસની સરકારને છે. હીંદુસ્તાનની વડી સરકારને સેક્રેટરી આવસ્ટેન્ટ સાથે પત્રવ્યવહાર છે એ પ્રસિદ્ધ છે.

## હીંદુસ્થાન સરકાર.

હિંદુસ્થાન સરકારનું રેહેવાનું મુખ્ય સ્થળ કલકત્તા શેહેર છે તથાપિ એ સરકારનું આ સેહેરમાં રેહેવું આખા વરસમાં માત્ર બે અઢી મહીના થાયછે; થોડો વખત હીંદુસ્થાનમાં ફરવાનો છે, બાકીનો બધો વખત એટલે સુમારે આઠ મહીના હીમાલયની શીતળ હવા લેવા સીમલાની ટેકરી ઉપર નિવાસ રેહેછે. હિંદુસ્થાનની મુખ્ય સરકારને રેહેવાને કલકત્તાનું શેહેર જેવી જોઈયે તેવી સગવડવાળું નથી કારણ તે હિંદુસ્થાનના છેક છેડા ઉપર છે ને વિલાયતને પણ ઘણું દુર છે; માટે એ સરકારનું મુખ્ય સ્થાન બીજે ફરવાનો આગળ વિચાર ચાલેલો હતો, હમણાં આ વાત વિશે કાંઇ ચરચાર જણાતી નથી પરંતુ આગળ ગમે ત્યારે પણ કલકત્તાનું શેહેર અળસાવી હિંદુસ્થાનની સરકારનું સ્થળ કોઈ બીજા શેહેરમાં થશે એમ લાગેછે.

એક ગવર્નરજનરલ, પાંચ કાઉન્સીલર તથા એક કમાંડર ઈન્ચીફ

[સેનાધિપતિ] એવા સાત આશામી મળી એક હીંદુસ્થાનસરકાર થાયછે. કમાંડરઇન્ચીફની ગવર્નરજનરલની કૌન્સલમાં ગણના છે તોપણ તેઓને ફર વાનું બહુ હોવાથી તેઓ હમેશાં હાજર રહી શકતા નથી તે સારૂ તેઓ એક્સ્ટ્રાઆર્ડીનરી (વિશેષ) મેંબર કહેવાયછે. ગવર્નરજનરલની બે કૌંસીલો છે ૧ એક એક્ઝિક્યુટિવ એટલે રાજ્યસંબંધી કામ જોનારી કૌન્સીલ તથા ૨ બીજી લેજીસ્લેટિવ એટલે કાયદા બાંધનારી કૌન્સીલ.

એક્ઝિક્યુટિવ કૌન્સિલના ઉપર લખ્યા પ્રમાણે કમાંડર ઇન્ચીફ સુધાંત ૬ મેંબર (સભાસદ) હોઇને તે કૌંસીલના પ્રેસિડેન્ટ [અધ્યક્ષ] ગવર્નરજનરલ પોતે હોયછે. ગવર્નરજનરલ ગેરહાજર હોય ત્યારે એ કૌંસિલમાં સીનીયર (સહુથી જુનો) મેમ્બર પ્રેસિડેન્ટ થાયછે. આ કૌન્સિલમાં બીજો એક [કમર્શિઅલ મેમ્બર] વ્યાપાર સંબંધી સભાસદની નિમણોક થોડા દિવસમ થવાની છે.

હિંદુસ્થાન સરકારનો કારોબાર— ૧ ફિનાન્શિયલ, ૨ હોમ, ૩ ફારેન, ૪ મિલિટરી, ૫ પબ્લીકવર્કસ અને આગ્રિકલચરલ. એહેવાં ૬ ખાતાં મારફત ચાલેછે તેમાં આગ્રિકલચરલખાતું ખેતીવાડીના સુધારાની દેખરેખ માટે સ્થાપ્યું છે. પ્રત્યેક ખાતામાં એકેકા સેક્રેટરી નામના મુખ્ય અધિકારીઓ છે તે બધા ઉપર દેખરેખ એક મેંબર રાખેછે. જે મેમ્બર પાસે જે ખાતાનું કામ હોય તે સંબંધી સાધારણ પરચુરણ તપાસણી તે કરે અને જે મોહોટી વાત જણાય તે ગવર્નરજનરલને જણાવેછે. 'ફારેન' ખાતા એટલે હિંદુસ્થાનના સંસ્થાનિકો અને બાહારના પરરાજ્યો સાથેના વ્યવહાર રાખવો પડેછે તે કામ ઘણું કરી ગવર્નરજનરલ પોતે તપાસે છે.

હમણાં જે પ્રમાણે ખાતાઓની વાટણી થયેલી છે તેમ પેહેલાં નાહોતી. પ્રથમ તો બધા કૌંસિલો એકઠા મળીને સઘળાં કામો સાથે તપાસતા હતા પરન્તુ લાર્ડડેલહૌસીના અમલમાં રાજમાં મોહોટો વધારો થવાથી કામ વધી પડવાને લીધે ઉપર પરમાણે કામની વેહેચણ થયેલી છે.

---

(અપુરં)

# NOTICE·

The object of this Periodical is to be a medium of diff using knowledge amongst the people of Kattyawar generally but more especially amongst the Native chiefs, Talookdars and Girassias. It will in this respect, supplement, the efforts now making towards the regeneration of the province It is published on the 5 th of each Month The Subscription is onr Rupee per year in advance and one Rupee eightannas in a o-rears. It will comprise subjects calculated to im-prove th tmind and cultivate the state of those for whom it is intend-d. The frinds of Native Improvement are earnestly solicit ed oassist in obtaining for it a wide circulation.

## જાહેર ખબર.

આ પ્રાંતના સર્વ વર્ગના લોકોમાં વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ થવાની ધારણાથી આ ચોપાનીયું પ્રગટ કરવામાં આવેછે. આ પ્રાંતના લોકોની સ્થિતિ સુધરે એવા વિષયો એમાં દાખલ કરવામાં આવશે.

૧ આ ચોપાનિયાનોસ ૨ નો અગાઉ આપવાની કિમત રૂ. ૧ તથા વરસ વીતે આપે તો રૂપિયો ૧॥) ઠરાવી ટપાલ ખરચ લેનાર ઉપર રાખ્યો છે.

૨ એક આશામી ૯ થીવધુ નંબ ભેળાં મંગાવશે તેનો ટપાલ ખરચ સભા તરફથી મળશે.

૩ જેઓ આડતિયા તરીકે આ ચોપાનિયાના ગ્રાહકો વધારશે તેઓનો આભાર માનવામાં આવશે; અને તેમની ખુશી હશે તો સેકડે ૧૦ ટકા કમીસન પણ મળશે.

૪ આ ચોપાનિયાં મંગાવવા તથા લવાજમ મોકલવા લોગેરેનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના સેક્રેટેરીના નામથી રાખ-

અને તેમાં દાખલ કરવા લાયક વિષયો મોકલવાનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાની પુસ્તકલશાળા ( લાઈબ્રેરી ) માં સા૦ ૬૦ ચોપાનિયાના એડીટરને પોહોચે એ રીતે રાખવો. એડીટર.

THE

# SAURASHTRA DARPAN.

# સૌરાષ્ટ્ર દર્પણ.

VLO 7. JOONAGUD. AUGUST 1871 NO. 8

પુસ્તક. ૭. જુનાગઢ, અગષ્ટ. સને ૧૮૭૧ અં ૮




नीति र्भूमिभुजां नति र्गुणवतां ह्री रं-
गनानां धृति, र्दंपत्योः शिशवो गृहस्य कविता
बुद्धेः प्रसादो गिरां॥ लावण्यं वपुषः स्मृतिः सुम-
नसां शांति र्द्विजस्य क्षमा, शक्तस्य द्रविणं
गृहाश्रमवतां स्वास्थ्यं सतां मंडनं॥१॥

પ્રગટ કરનાર.

જુનાગઢની, જ્ઞાનગ્રાહક સભાના કારબારિયા.



જુનાગઢ.

સંવત ૧૯૨૭

JOONAGUD.

PUBLISHED BY THE.

JOONAGUD DNYANGRAHAK SUBHA

જુનાગઢ સરકારી સૌરાષ્ટ્રનીતિ-પ્રકાશ છાપખાનામાં છાપ્યું.

## અનુક્રમણી.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|




THE
SAURASHTR
DARPAN.

# સૌરાષ્ટ્ર દર્પણ

VLO. 7. JOONAGUD, AUGUST 1871. NO 8.

પુસ્તક. ૭. જુનાગઢ, અગષ્ટ. સને ૧૮૭૧. અંક ૮.

## ઉપેંદ્રવજ્રા છંદ.

દોડે ઘણૂ પશ્ચિમના સુધારો, જૂવો જથા સર્ત તણા સવારો.
ક્યાં પૂગશે આપણનો સુધારો, જે નિત્ય કીડી સમ ચાલનારો. ૧



## દ્રોણપર્વસાર

ગયા અંકને પાને ૧૨૫ મેથી ચાલુ.

(પૂ૦ પ્ર૦ સં૦ અર્જુન ધીરજ પકડી ભાઈયો પ્રત્યે બોલેછે).

એ મહાબાહુ અભિમન્યુ કેવા દાઠથી લડવા ગયેલ તે હું સાંભળવા ઇછા રાખું છઉં અને અભિમન્યુના વૈરીઓને હાથી, ઘોડા, ને રથ સમેત મુવા જોઈ લો. તમે બધા અસ્ત્રકુશળ ભેળા છતાં અભિમન્યુ કેમ મરે? કદી ઇંદ્ર સામા ઉભા હોય તોપણ. તમે બધા મારા પુત્રની રક્ષા નહી કરી શકો એમ હું જો પ્રથમથી જાણતો હતતો હું તેનો રક્ષા કરવા રોકાત. તમારા માં કાંઈજ પુરૂષાર્થ નથી અને પરાક્રમ પણ કાંઇજ નથી. એમાંમારોજ વાંક છે કે હું તમ જેવા રોતડીઓને અતિ બળીયા જાણી ભરોસે રહી આંહી થી ગયો. શું તમે બખતર અને હથીયાર તે ઘરેણાં સારૂ પેહેરોછો? જે મા હારા પુત્રની રક્ષા ન કરી શકયા તે? એમ કહી અર્જુન ચુપ થઈ ઉભા અને કોઇ તેની સામું જોઈ પણ શકયા નહીં, ને નીચું ઘાલી રહ્યા. કાળની પેઠે ધખી ગયેળા ને પુત્રશોકથી બળી રહેલા અર્જુનની સામો બોલવાને કે જોવાને શ્રીકૃષ્ણ કે રાજા યુદિષ્ઠિર વીના બીજા કોઇનું ગજું નોતું. કેમકે સધળે હતા. તેમ એ બે જણ અર્જુનનું હીત કરવાવાળા ને મન વરતી લે એવા માન અને મિત્રાઇથી તે એજ એને કહી શકે એમ હતુ તેથી રાજા યુધિષ્ટિર અર્જુન પ્રત્યે બોલ્યા—

મહાબાહુ અર્જુન! (જે વત્તાંત તું પુછછ તે સાંભળ) તું સંશપ્તકની સેન પર ચડી ગયા પછી દ્રોણાચાર્યે હુંને હરવવાને અતિ પ્રયત્ન કરવા માંડયો. આપણી સેનાનો વ્યૂહ રચી તેને રોકતા હતા તોપણ તે વ્યૂહ વાળી સેના લઈ ધમારાબંધ અમારા ઉપર પણ આવતા ગયા, તે વખતે આપણી સેના દ્રોણની સામું જોઇ શકતી નોતી તો તેના વ્યૂહ તો શેનીજ તોડી શકે. ત્યારે અમે બધા એ મહા પરાક્રમી અભિમન્યુને એ વ્યૂહ તોડવાં કહ્યું અને તેણે પણ એ ભારે કામ તરત માથે લીધું. તે તમારી આપેલી વિદ્યાના જોરવડે દ્રોણની સેનામાં મારગ કરી પેઠો. અમે સહુ પણ

તેની પાછળ ને તેજ રસ્તે પેસત. પણ સિંધુ દેશના રાજા જયદ્રથ રખુતીચાએ શિવના વરદાનના પ્રતાપથી અમને અંદર જાતા રોકી રાખ્યા. તે પછી દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, બૃહદ્બળ, અને કૃતવર્મા, એ છ મહારથી ભેળા થઇ અભિમન્યુને વીટી લીધો. તેની સાથે ઘણું પરાક્રમ કરતાં પણ તેઓએ અભિમન્યુને રથવોંણો કર્યો. અને એથી દુઃશાસનના પુત્રે અભિમન્યુના ભાગ્યનો છેડો આણ્યો.

અભિમન્યુ હજારો પ્યાદલ, ઘોડા, રથ, અને હાથી, તેમાં આઠ હજાર રથ, નવસો હાથી, બે હજાર રાજપુત્રો અને બીજા અસંખ્ય વીર પુરૂષો અને છેવટે બૃહદ્બળ રાજા, એટલાંનો ઘાણ કાઢી પછી પોતે છેલી ઘડીને પામ્યો છે. એ પ્રમાણે આપણને શોક વધારનારી હકીકત બની અને એ રીતે અભિમન્યુ સ્વર્ગવાસી થયો.

આવી રીતનાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી "હાય રે દીકરા" એમ કહી અર્જુન કડેડી પડ્યા. તે ટાણે સહુનાં મ્હો ખેદાતુર થઇ રહ્યાં છે અને અર્જુની આજુ બાજુ બેઠેલા તે અધઉઘાડી આંખે એકબીજા સામું જોયે છે. અર્જુન શુદ્ધિ પામી ક્રોધથી ખામ્ખ થયેલો ને તાતો માતો થઈ હાંફતો હાફતો હાથેહાથ ભીશી આંખમાં આંસુ આણીને ગાંડાની પઠે આ પ્રમાણે બોલ્યો— હું તમારી આગળ સત્ય પ્રતિજ્ઞા લઉ છઉ કે, હું કાલ જયદ્રથને હણીશ પણ જો તે મરવાના ભયથી કૌરવોને પડતા મુકી આપણે શરણે આવી નહી પડે તો. અથવા કૃષ્ણને કે તમારે શરણે નહી આવી બેસે તો. જરૂરમારીશ દુર્યોધનના પ્રિય સારૂ મારી મિત્રાઈ ભુલી જઇને મ્હારા પુત્રને મારવામાં મુખ્ય કારણ થયેલા જયદ્રથને કાલ જરૂર મારીશ, તેની રક્ષા કરવા દ્રોણાચાર્ય ને કૃપાચાર્ય મારી સાથે લડશે તો તેને પણ બાણથી ઢાંકી દઈશ. જો હું એ પ્રમાણે રણમાં ન કરી બતાવુ તો પુણ્યવાનના લોકમાં જવાની ગતિને હું ન પામુ. જો હું જયદ્રથને કાલ ન મારૂં તો જે લો-

કમાં અતિ પાપ કરનારા જાયછે તે લોક હુંને મળજો. વળી એ સાથે એક બીજી પણ પ્રતિજ્ઞા કરૂં છઊં કે "એ પાપીને કાલ હું સૂર્ય અસ્ત થતાં સુધી નહી મારી શકું તો હું અગ્નિમાં બળી મરીશ. હું જાણું છઊં કે સુર અસુરઆદિ કોઇ મારા શત્રુને રાખી શકનાર નથી. કદી પાતાળમાં પેશશે, અથવા સ્વર્ગમાં જાશે તોપણ તેને હું કાલ બાણવડે મારનારો. એમ કહી અર્જુને ગાંડીવ ધનુષ હેઠે પછાડયું તેનો શબ્દ આકાશમાં પુગો. અર્જુને પ્રતિજ્ઞા કરી તેથી શ્રીકૃષ્ણે પણ કોપ કરી પાંચજન્ય શંખ વગાડયો. ને તે સાથે અર્જુને પોતાનો દેવદત્ત શંખ વગાડયો જેથી ત્રણ ભુવન કંપી રહયુ અને પાંડવી સેનામાં વાજંત્રો વાગાં તથા સિંહનાદ થઈ રહ્યા.

૧૦ હ૦ [અધુરૂં]



# માથિયુંહેલ નામનો ઉતમ ન્યાયાધીશ

[ગયા અંકને ૪ ૧૨૮ મેથી ચાલુ]

આગળ? એક એવો બનાવ બન્યો કે, તેથી કરી પોતાનો એ છંદ તેણે બીલકુલ છોડી દીધો. તે બનાવ એ કે—એક દીવસ મીજબાની થઈ તેમાં સઘળા લોકોએ બહુ દારૂ પીધો. તેમાંનો એક સક્ષ બેશુધ થઈ ગયો, કે કોણજાણે જીવશે કે મરશે એવી સઘળાને બીક લાગી. અને તેથી માથ્યુહેલના મન ઉપર ઘણીજ સારી અસર થઈ. તે બીજી ઓરડીમાં જઈને ખરા દીલથી ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. ને બોલ્યો. "હે પ્રભુ માહારા મિત્રને આ દુખમાંથી મોકળો કર્ય, તથા હું મીજબાનીના કામમમાં સામીલ થયો તે માટે મને ક્ષમા કરય, હું આજથી જીવતાં સુધી આવી રીતે

અતીશે દારૂ પીનાર નહી" એ વાતના તેણે સોગન ખાધા. જ્યારે કાંઈ માઠો બનાવ બનેછે ત્યારે મનને ઘણો પશ્ચાતાપ થાયછે અને તેથી આવી જાતનું કામ ફરીથી આપણે કરવું નહી એવો મજબુત નિશ્ચય કરવાની ઘણાક માણસોની ચાલ છે. પરંતુ તેમના નિશ્ચયમાં અને માથ્યુહેલના નિશ્ચયમાં ફેર એટલો કે, કેટલો એક વખત ગયા પછી તે પ્રસંગનું સ્મરણ ઓછું થયું તથા બીજી કાંઇ બાબત મનને આનંદ ઉપજાવનારી થઈ એટલે તેઓનો નિશ્ચય ઓછો થાયછે, અને માથ્યુહેલ તો પોતાના નિશ્ચયને જીવતાં સુધી પકડી રહયો. એક પ્રાચીન ગ્રંથકર્ત્તા એવું કેહેછે કે આપણા દુખમાં પડયા પછી જેવી રીતે છાલવાનો તે વખત નિશ્ચય કરીયે છઇયે તે પરમાણે દુખમાંથી મોકળાં થયા પછે વરતીયે તો આપણું ઘણું કલ્યાણ થાય.

માથ્યુહેલ સારો બુદ્ધિવાન, તથા મેહેનતુ હતો તેથી કરીને તે જલદી પ્રખ્યાત થયો. સેલ્ડન નામનો એક મોહોટો વિદ્વાન ગ્રહસ્થ હતો તેની સાથે તેનેદોસ્તી થઈ. સેલ્ડન અનેક વિદ્યામાં કુશળ અને તેનું ભાષણ બહુ સુબોધક હતું, એથી તેના સહવાસને લીધે માથ્યુહેલને વિદ્યા તથા શાસ્ત્રીય વિષય શિખવાની ઇછા થઇ. તેણે ગણિતવિદ્યાના મોહોટા ભાગ તથા પદાર્થવિજ્ઞાનનો સારો અભ્યાસ કર્યો. વૈદક, શારીરવિદ્યા, પ્રાચીન કાળનો ઇતિહાસ તથા કાળગણન વિદ્યા. એઓનો પણ તેણે ઘણી સારી માહેતી મેળવી. માથ્યુહેલ કાયદાનો અભ્યાસ કરતાં કંટાળતો ત્યારે બીજા લોકો જેવી અનેક મનોરંજક રમત રમેછે તેમ પૂર્વોક્ત વિષયોનીજ તે રમત રમતો. એ વિષયો શિખવા તે માથ્યુહેલ રાતજ જાણતો હતો કોઈ પણ વાતથી માથ્યુહેલના મનમાં વ્યગ્રતા ઉત્પન્ન થતી અને અનેક વિષયોમાં તે પોતાનું દીલ પરોવતો હતો. તે એટલો જબરદસ્ત અભ્યાસી હતો કે તેણે કરેલી કેટલીક મોહોટી બાબતોનું જો વરણન કરીયે તોતે આળસુ માણસોને જુઠું લાગ્યા વિના રેહેજ નહી.

તે હમેશ મોટે પરોઢીએ ઉઠતો તથા લોકોની સાથે ગપો મારવામાં

અથવા એકાદો નિરર્થક પત્ર લખવામાં પોતાનો વખત કદી પણ ગુમાવતો નહી. આથી કરીને કાયદાની યાદદાસ્ત સારી રાખતાં છતાં બીજા વિષયોનો અભ્યાસ કરવાને તેને પુષ્કળ વખત મળતો હતો. તેનું ખાવું પીવુ ઘણું નિયમસર હતું. એથી તેને અભ્યાસ કરવાનું ઠીક પડતું હતું. જમતાં જે વખત જાય તે જાય. બાકી જમી રહ્યા પછી તે તરતજ અભ્યાસ કરવાને બેસતો હતો. તેને ભણવાના વિષય બહુ પડ્યા અને પ્રત્યેકના ચમત્કાર નીરાલાજ. તેથી એક વિષયમાં કંટાળો આવ્યો કે તરતજ બીજો વિષય કાહાડતો. આ પ્રમાણે જુદા જુદા વિષય કાઢીને જોતો એટલે તેને વિશ્રાંતિ પ્રમાણેજ હતું. અને વિશ્રાંતિ લીધાથી જેવી ચિત્તને સ્વસ્થતા ને શાંતિ મળેછે, તેવી આ વિષયોની અદલા બદલીથી તેના ચિત્તને મળતી હતી. આથી મોહોટો ફાયદો એ કે તેને ઉપયોગી અનેક વિષયોનું જ્ઞાન ઘણું થયું.

માથ્યુહેલને વકીલની સનદ મળી ત્યારે ઇંગ્લાંડમાં રાજા અને પારલામેન્ટ વચ્ચે તંટો ચાલતો હતો. તે તંટામાં પ્રથમ તો તે પડ્યો નહીં. તેને બેઉ તરફના માણસની દયા આવી અને તેથી તેના સમાચાર લેતો હતો. માથ્યુહેલનું લોકોમાં સારૂં માન હતું તેથી તેણે પછીથી લોકો તરફથી વકીલનું કામ લીધું એક વખત તેને કોઇયે એવી ધમકી આપી કે સરકારની વિરૂધ્ધ જે પક્ષ તેની તરફ થઈ તમે બોલોછો એ ઘણં ખોટું કરોછો. તેણે જવાબ દીધો કે કાયદા અમો ચલાવશું તથા કબુલ રાખીશું એવું સરકારે પ્રતિજ્ઞા પૂર્વક કહેલુ છે. તેજ કાયદાની મદતથી હું મારા પોતાના કુળનું કામ બજાવું છઊં. સબબ એવી ધમકીથી હું બીનાર નથી.

પેહેલાં ચાર્લ્સ રાજાનો શિરછેદ કર્યા પછી ક્રામવેલ, પ્રોટેક્ટર એટલે રાજરક્ષકનો કીતાબ લઈને રાજનો અધિકારી થયો. તેણે માથ્યુહેલને ન્યાયાધીશનું કામ સોપ્યું. એ કામ તેણે ઘણીજ સારત રીતે તથા પ્રમાણ

દારીથી બજાવ્યું. આથી ક્રામવેલ મરી ગયા પછી પેહેલા રાજાના છોકરા બીજા ચાલ્સને ગાદી મળી ત્યારે તેણે માથ્યુહેલને એક કોરટનો મુખ્ય ન્યાયાધીશ ઠરાવ્યો. લૉર્ડ કલારેનડેન જે બીજા ચાર્લ્સ રાજાનો પ્રધાન હતો તેણે માથ્યુહેલને તે જગાની સનદ આપતી વેળા આપને અમો ઘણું ચાહીએ છઈયે એવું જણાવ્યું, અને વળી તે બોલ્યો કે આપના કરતાં અધીક યોગ્ય તથા અધીક પ્રમાણિક એવો માણસ જો રાજાને મળ્યો હોત તો આ કામ આપને ન સોપતાં તેને સોપત. પરંતુઆપના જેવો યોગ્ય બીજો કોઈ મળ્યોજ નહી માટે રાજાએ આ કામ આપને સોપેલ છે.

આ મોહોટો અધિકાર મળ્યો ત્યારે માથ્યુહેલે પોતાનો અધિકાર ચલાવતાં શા રીતે વર્તવું તે વિશે કેટલાએક નિયમ કરી રાખ્યા હતા. તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેણે એ અધીકાર દ્રવ્ય તથા પ્રતિષ્ઠાના લોભને લીધે કબુલ કર્યો નહી હતો તે નિયમ નિચે મુજબ હતા—

સર્વ કાળ સ્મરણ રાખવા જોગ વાતો.

૧ મને ન્યાય કરવાનું કામ મળ્યું છે તેમાં ઈશ્વરનો પક્ષ, રાજાનો પક્ષ, અને રહીયતનો પક્ષ એ મારે સંભાલનો જોઈયે.

૨ એ માટે પ્રમાણિકપણાથી, વિચારથી અને નિશ્ચયપણાથી ઈનસાફ કરવો જોઇયે.

૩ એ કામમાં મારે મારી પોતાનીજ બુદ્ધિ ઉપર અગર શક્તિ ઉપર ભરોસો રાખવો નહી, પરંતુ ઈશ્વરની પ્રાર્થના કરીને તેણે આપેલી બુદ્ધિ તથા શક્તિ ઉપર ભરોસો રાખવો.

૪ કામ, ક્રોધ, લોભ ઈત્યાદિ મનોવૃત્તિ મારામાં કાંઈ કારણસર કેટલી

એક ઉભી થાય તો તે દેખાડવી નહી. એટલુંજ નહી પણ તેનો અમલ તલમાત્ર પણ ચાલવા દેવો નહી.

૫ ન્યાય કરવાનું જે કામ હાથમાં લેવું તે તતપર થઇ એકાગ્રચિત્તે માહારે કરવું અને બીજી સર્વ વાતોની કાળજી તથા બીજા વિચાર અપ્રાસંગિક તથા આ કામમાં હરકત કરનારા છે એવું સમઝીને વેગળે મુકવા.

૬ બેઉ પક્ષકારોનું બોલવું સાંભળ્યા સિવાય કોઈ પણ પક્ષવિશે ખરાપણાનું અથવા ખોટાપણાનું મત બાંધવું નહી.

૭ જે અપરાધને બદલે મોતની શિક્ષા છે એવા અપરાધના કામમાં અપરાધી ઉપર જો મારા મનમાં દયા ઉત્પન્ન થઇ તો તે દયા કરવી નહી અને દેશ ઉપર દયા કરવી. એવો વિચાર રાખવો.

૮ જે બાબત વિશેનું કામ હોય તે બાબત ધર્મની સમજુતીની હોય, ને તેથી કોઇને નુકશાન થતું ન હોય, માત્ર મત ભેદ હોય તો એવા કામમાં ઘણું કઠોરપણું કરવું નહી.

૯ ન્યાયના કામમાં ગરીબની દયા આવે માટે સાચો પક્ષ છોડવો નહી તેમજ શ્રીમંતની મરજી સંપાદન કરવાને તેની પણ તરફદારી કરવી નહી.

૧૦ ન્યાયના માર્ગમાં બરોબર ચાલવાથી લોકોના મનમાં મારા વિશે શું આવશે તથા તેઓ મને શું કેહેશે એ વાતની કાળજી મારે બીલકુલ રાખવી નહી.

૧૧ જે કામમાં ગુનોહ કર્યાનો તથા ન કર્યાનો સંશય ઘણુંકરીને સરખો હોય એવા કામમાં ગુન્હેગાર ઉપર દયા કરવી; ને અપરાધ સાબીત થઈ શકતો નથી એવું માનવા તરફ મારે મન વાળવું, પરંતુ ખુનનું કામ

હોય, ને પકો પુરાવો મળે તો તે કામમાં કઠણ શિક્ષા કરવી એજ ન્યાય છે એમ સમજવું.

૧૨ કોરટમાં જે કામ ચાલતું હોય તેનો નિવેડો કરવા માટે કોઇ ગમે તેમ આર્જવ કરે તોપણ તેનો તિરસ્કાર કરવો.

૧૩ કોઇ પણ કામમાં ગડબડ કરવી નહી, કોઈ પણ કારણને માટે કાયદાથી ઠરાવ્યા કરતાં જાસ્તી ફી લોકો પાશથી લેવી નહી. અનુક્રમે જે વેળાએ જે કામ નીકળવું જોઈયે તેની પેહેલાં તે કામ કાઢવું નહી; તથા આપણે વકીલ વીશે શીપારસ કરવી નહી. એવી હાથનીચેના માણસોને સખ્ત તાકીદ આપવી.

૧૪ કામ કરતાં શુસ્તી ન આવે માટે ખોરાક નિયમસર લેવો અને ખોરાક ખાતાં વધારે વખત ગુમાવવો નહી.　　　　( અધુરૂં. )



# પ્રયાણપદ્ધતિ.

પત્ર ૧૯

કાઠીયાવાડી મીત્રો—

(કસરત સાળાનું સાંધણ)

વળી બારસાક જેવો એક ત્રિકાષ્ઠી યંત્ર છે, તેમાં વચલી લાઠ ઉપર ઊંધે માથે ટિંગાવવાની, તથા ઊંધ ગલોટીયાં ખાવાની કસરત થાયછે. એ લાઠ પાંચ હાથ ઊંચી હોયછે. બીજો એક એવો યંત્ર વધુ ઊંચો છે તેમાં બે દોરડાં ટીગાડાં છે તે પકડી લોકો ઉપર

ચડી જવાની તથા મધ્ય લાકડે ઊંધા ટીંગાવાની અને એમજ હીંચકવાની કસરત કરેછે. બે નાની બારશાક જેવાં ત્રિકાષ્ટી યંત્ર પાશપાસે હોયછે. જેનો આકાર વાવના બે કાંઠા જેવો થાયછે. તે બંનેની લાઠ ઉપર બે હાથની થંભી દઈ અધર થાયછે ને પછે એમજ હાથના આથાર ઉપર ઉછળતા ઉછળતા એક છેડેથી બીજે છેડે જાયછે. વચમાં બે પગ એક કોર નાંખી ઘોડો પલાંગેછે સિવાય દોડવું, કુસ્તી કરવી, ઠેકવું વિગેરે જાતની કસરત કરેછે. બે હાથમાં રૂ ભરેલા લુગડાના પંજા ભરાવી પટ્ટાની પેઠે મારામારી રમેછે. ઓરડામાં પણ પ્રથમ વાવના બે કાંઠાની કસરત થાયછે. પછે મુદગળ ફેરવવાની અને પછી દંડ પીલવાની કસરત થાયછે. મુદગળ નાનાં મોહોટાં ઘણા પ્રમાણનાં થાયછે. દંડ પીલવાનું સુગમ પડે એટલા સારૂ ધરતીમાં બે હાથલા બેસારેલા ઘણી જગોએ હોયછે તે મોહોટાં પોહોળાં નાકાં જેવા હોયછે જે સુઈને મુઠીમાં પકડાયછે. બીજું એક એવા ઘણા હાથલા વાળું લાકડું હોયછે તેને હાથમાં પકડી ફેરવાયછે. શીવાય ઊંચું આડું એવાં લાંકડાં હોયછે. આ કસરત શાળા જોવાની છુટ છે.

**લાઈબ્રેરી**— આ સ્થળ કસરતશાળાના પશ્ચિમ ભાગમાં અથવા મેદાનના વાયુકોણમાં આવ્યું છે, તે તળાવના કીનારા ઉપર ઝુકી રહયું છે; આ તળાવ ધોબીતળાવને નામે પ્રખ્યાત છે. આ લાઇબ્રેરીનું નામ નેટીવ જનરલ લાઈબ્રેરી છે [એટલે દેશીઓને વાસ્તે મોહોટી લાઈબ્રેરી.] આમાં લવાજમ આપી વાંચનાર ઘણા વિદ્વાન મેંબરો છે. તેમાં ઘણી જાતનાં પુસ્તકો છે તથા વર્તમાનપત્ર ચોપાનીયાં ઘણાંજ આવેછે. પૂર્વ ભાગમાં એક યાંત્રિક ક્રિયાનો ઓરડો છે તેમાં વિજળી વીગેરેના યંત્રો ગોઠવેલા છે. પુસ્તકખાના વાળા હાલમાં એક ગોળો યંત્ર ઉપર ગોઠવેલો છે તેની ઉપર પૃથ્વીનો તમામ નકસો નિયમસર ચિત્રેલો છે તે ઉપર ગ્રહો તથા સૂર્ય ચંદ્રના ગોળ ભરાવેલી લાકડીઓ ગોઠવાય છે. પછી કળ ફેરવતાં પૃથ્વી સૂર્ય ચંદ્ર

અને ગ્રહો કુદરતી નિયમ મુજબ ફરવા મંડી પડેછે. તેમાં તેનો અંતર અને ફેરફાર દેખાઈ આવેછે. આ જોવાનો લાભ અમને એક વિદ્વાન મિત્રે આપ્યો હતો.

**ચિત્રશાળા**— આ સ્થળ મેદાનના પૂર્વ ભાગમાં આવ્યું છે આમાં વિદ્યાર્થીઓને ચિત્ર શીખવાનું કામ ચાલેછે ત એક ઘોરાડ જેવી જગામાં તરેહવાર ચિત્રો તથા પુતળાંઓનો જોવા લાયક સંગ્રહ છે મકાન જજરી ભુત છે.

**મારકીટ**— પ્રથમ શાખપાનની મારકીટ કપડબજાર આગળ જુમામશીત સામે હતી ત્યાંથી હાલ કાઢી નાંખી સરકારે કોટના દરવાજા તરફના રસ્તા ઉપર જતાં ડાબા હાથ માથે આથમણે બારે કરી છે. તેમાં તમામ લોઢાનું એટલે થભ છાપરૂં વળા વાંસ બધું લોઢાનું છે. અંદર ચોવડી હારે લાકડાના કઠોડા ઊંચા બાંધી તેમાં નંબર લખ્યા છે. રાતને વખતે પ્રકાશ થવા ગ્યાસલાઈટનો નળ લીધો છે. તેમાં શાખવાળા, તેમાં કંદ, ભાજી, ફળ, કેળાં, ડુંગલી લસણ, વીગેરે જાતવાર જથો એક હારમાં; તથા મશાલાવાળા, પાન, ફુલ, લીલો મેવો, વીગેરે લઈ બરાબર ગોઠવણથી બેશેછે. એ મારકીટ જ્યારે નવી સ્થપાઈ તે દાહાડે તેમાં શાખ પાનનો મેળો ભરેલો હતો એટલે હજારો જાતની નવી નવી તરેહની વનસ્પતિઓ ભેળી કરી હતી તેમાં જે કોઈ એક સારી વનસ્પતિ માત્ર દેખાડવા સારૂ લાવી મુકે તેને યોગ્યતા પરમાણે સરકારમાંથી ઈનામ આપવા ઠરાવ કર્યો હતો. આ મેળો ત્રણ દીવસ સુધી રહ્યો તેમાં બે દીવસ પુરૂષોને તથા એક દીવસ ઓરતોને જોવા ઠરાવ થયો હતો. તે જોવાની ફી ઠરાવી હતી.

**જોડાની ગુજરી**— આ મારકીટની સામે જોડાની ગુજરી ભરાયછે તેમાં નવા નવી તરેહના સોંઘે મોંઘે જોડા વેચાયછે.

**સરકસ**— આ મેદાનમાં સરકસ એટલે ઘોડાની રમત કરનારા હરેક ખીલાડી આવી તંબુ નાંખી ઉતરેછે. તે આવેછે તેજ દીવસે વર્તમાનપત્રોમાં જાહેરખબર તથા ચકલે ચકલે કાગળો ચોડેછે. તેને રમવાને દીવસે ઘણી રીતે સુચના કરેછે. વર્ત્તમાનપત્રમાં જાહેરખબર, જે રમત થવાની હોય તેના ચિત્રના કાગળો મેલે મેલે, તે ઊતાંરાના બારમાં તે કાગળો, એક માણસ વાંસડા ઉપર તે કાગળ બાંધી ગામમાં ફર્યા કરે, ઘોડાગાડીને આઠ ઘોડા જોડી તે ઉપર નાંની નાંની ધ્વજાઓ રાખી ગાડીમાં દસ પાંચ જણા બેશી સરીયામ રસ્તે વાજાં વગાડતા તથા છપાવેલા જાહેરખબરની નકલ સહુને આપતા જાયછે, વીગેરે બંદોબસ્ત કરેછે. તે જોવાના થર્ડ, સેકન અને ફર્સ એવા ૩ વર્ગ કરી એકગણી બમણી ને તેથી બમણી ફી લેછે. ૩ જા ક્લાસની ફી રૂપઇયાથી ઓછી નહી. ટોકીટો ખેલના દરવાજાપર વેચેછે. ત્રણ ક્લાસની જગોમાં જવાનાં ત્રણ બાર પાડી તે ઉપર તે કલાસનાં નામ લખેછે જે ક્લાસના બારમાં જે પેઠો તે બીજા ક્લાસમાં જઈજ ન શકે એવા ત્રટી બાંધી બંદોબસ્ત કરેછે. તેઓ વખતે ઘણા અજાયેબ જેવા ખેલો કરેછે.

## બાહારકોટ

**કુણુસારાબજાર**— ભુલેશ્વરનીયાંથી દક્ષિણમાં ચાલતાં પ્રથમ ભુલેશ્વરના તળાવની ભીતના થડમાંજ હલવાઇની જે દુકાન છે તેમાં શેરો, પુરી, ભજીયાં, અથાણાં, રાઈતાં, શાખ, કઠોળ વીગેરે ઘણી જાતનાં અનાજ તથા શાખ ભાજી રાંધેલાં ઘણાંજ સરસ વેચાયછે. એવી દુકાન ભુલેશ્વરની સામી પણ છે. આગળ ચાલતાં એક ચઉટો આવેછે ત્યાં ચાર રસ્તા આવેલા છે. તેમાં એક પોલીસની ચોકી છે તે મમાદેવીની ચોકી કેહેવાયછે. ત્યાં એક મોહોટું બાહારથી દેખાતું ઘડીયાળ ભીતમાં છે તે રસ્તેથી જતાં આવતાં સહુ લોકો દેખેછે. જમણા હાથ તરફ ખુણામાં કાળબાદેવીરોડ

અગર કાળકાદેવીનો મોહોડો રસ્તો આવ્યો. સામો મારવાડી બજાર મમા-દેવી, મારકીટનો રસ્તો અને ડાબા હાથ તરફ કણસારાબજાર, પાયધોણી, ભીડી બજારનો રસ્તો છે. કણસારાબજાર તો તે ચોકીનીયાંના ચોકમાંથીજ સંડાણી છે તેમાં ઉત્તરની હારમાં તમામ દુકાન કણસારાની છે જેમાં મોહો-ટાં તથા નાંનાં ઊંચાં અને હલકાં ત્રાંબા પીતળનાં ઠામો ભરચાથી સુશોભિત દેખાયછે. તે હારની સામે ચાંદલા બનાવવાળા મરદો તથા ઓરતો બેસેછે જેની પછવાડે મમાદેવીનું તળાવ આવ્યું. કણસારાબજારની સપાટો મુકી આગળ મરડાણા એટલે ભીડીબજાર શીરૂ થાયછે જે બજાર નરકના દરવા જા ખોલવાની કુંચી લઈ બેઠેલી શેકડો વેશ્યાના રેહેવાથી પ્રખ્યાત છે. તેઓ સાંઝને વખતે હમેશ પોશાક પેરી સહુ સહુના બારમાં અગર મેડીમાં બેસેછે. તે કામાંધ પુરૂષોને મશાલ લઇ નરકની અગાધ ખાણમાં પડવા સુચનાઓ કરેછે એ વખતે સુજ્ઞ પુરૂષે ત્યાં જવુંજ યોગ્ય નથી, કદી કોઇ કામ પ્રસંગે તે રસ્તે જવું પડે તો તે ખાણો જોરથી ઠેકી ચાલ્યા જાયછે. તે વેશ્યાઓ રાતને વખતે મેડીના બારણામાં દીવા મેલી તેની રોશનીમાં બે સેછે. અને રાત ગયે ગાનતાનની ધુમ મચાવી દેછે. આ યક્ષણિઓ ત્યાંજ નહી પણ કુંભારતુકડી નજીક તથા ફોણસવાડીમાં ગિરગામ વીગેરે જગા ઉપર રહી માણસોનાં પુણ્ય, દ્રવ્ય અને સુખાકારીનો નાશ કરેછે. ફોણસ વાડીને નાની ભીડી બજાર કહીયે તો પણ ચાલે. આવી રીતે મરાઠી, મારવાડી, ગોવાગણ અને યુરોપીયન આદિ વેશ્યાઓ મુંબઇમાં ઠેકાણે ઠેકા ણે જોવામાં આવેછે. આ એક એબ મુંબઇમાં મોહોટો છે. મુંબઈ જનારે આ વાતથી ખુબ સાવધ રેહેવું જોયેચ કેમકે આથી ધર્મ નીતિ અને આબરૂનો અતિ મોટી હાની થાયછે. જેઓ અધર્મ અનીતિ કરવા ડરતા નથી અને લાજનાં ગાદાં સાથે રાખી ફરેછે તેઓને પણ આ ચાલ નુકા-શાન કારક છે, કેમકે મુંબઇમાં વ્યભિચાર કરતારાઓને ગરમીનું દરદ થતાં વાર નથી લાગતી અને તેથી તેઓ એ દુષ્ટ કર્મનાં તરત ફળ ભોગવી

રીબાઈ રીબાઈ કાળનો ભોગ થાયછે એમ પ્રત્યક્ષ થયુ છે

હાલએજ. એક સૌરાષ્ટ્રી.

# હિંદુસ્થાનનો પુરાતની શોધ

આપણા હિંદુસ્થાનમાં ઘણી બાબતો જાણવા લાએક છુપી રહેલી છે જેથી તેની પુરાતની જાહોજલાલી તથા કળા કૌશલ્યનો પ્રકાશ પુરેપુરો ઉત્સુક વિદ્વાનોના અંતઃકરણ ઉપર પડયો ન હતો. આ અતિ ઉપયોગી અને માહા ભારત કામ કરવામાં કેટલાક દેશી પરદેશી વિદ્વાનો મ્હેનત કરતા આવ્યા છે જેમાં પ્રખ્યાતિ પામેલા દાક્તર ભાઉદાજીનો ઉદ્યમ હજી સુધી જારીજ છે. આ કામને આશ્રય અને ઉત્તેજન આપવા આંહીના (જુનાગઢના) નાંમદાર નવાબ સાહેબની ઈચ્છા થઈ તેથી તેઓએ દાકતર ભાઉદાજીને એક પત્ર લખી એ કામ તેમના મારફત કરાવવા ચાહના બતાવી, અને તે સારૂ એક માણસને બે વરસ સુધી દરમાસે રૂ૦ ૨૦૦ નો પગાર આપવા ઈછા જણાવી તે ઉપરથી દાકતર સાહેબે પોતાપાશેના કાબેલ વિદ્વાનોમાંના સર્વોત્તમ વિદ્વાન જે આંહીના રહીસ પ્રષ્ણોરા બ્રાહ્મણ પંડિત ભગવાનલાલ ઇંદ્રજી છે, જે કે તેમની પાશે આજ ઘણાં વરસોથી એજ કામ કરેછે અને જેને જુની લીપી તો જાણે હાથના આંબળા જેવી થઈ પડી છે, અને એ કામમાં જેણે સારી પ્રખ્યાતિ તથા માન મેળવ્યું છે. એ ફોટોગ્રાફરનુ કામ પણ સારૂં કરેછે. તેને આ કામગારી ઉપર નિયમિત કરી મુંબઈની સરકાર તરફથી ભળભળામણના કાગળ પત્રોનો બંદોબસ્ત દાકતર સાહેબે કરાવી આપ્યો.

આ નીમાણુકથી જુનાગઢે પેહેલે દરજજે અને બીજે દરજજે આખી કા-

ઠીયાવાડે મગરૂર થવું જોયે છે. કેમકે જ્યાના રઠીસ તથા શાંપેલાને આવુ જોખમવાળુ કામ આબરૂ સહિત સોપવામાં આવ્યું.

આવી રીતે તેમણે મુસાફરી કરતાં જેજે કામ કર્યું અને કરશે તે બધે-નો સંગ્રહ દાકતર ભાઉદાજી પાશે થાય છે, જેથી તે પુરો થઇ રહે તરેહવાર પીક્ચરો સહિત એઘુંધીવિદ્વાન તરફથી પોતાના વિચારો સહિત એ સંગ્રહ નું એક ઉમદા પુસ્તક બાહાર પડશે ને અતિ ઉપયોગી થઇ પડશે તે-માં પણ આશાછે કે તે પ્રખ્યાત વિદ્વાન એ પુસ્તક ગુજરાતી ભાષા અ-ને બાળબોધ લીપીમાં બાહાર પાડે, કેમકે જે આખા હિંદુસ્થાનમાં વાંચી શકાય.

આ કામગીરીના સારભૂત ત્રિમાહી રીપોર્ટો આંહી સરકાગ્માં દાખલ થ-યા છે તે ખરેખર વાંચવા અને જાણવા લાયક જાણી સરકારમાંથી તેની નકલ માગી લઈ અમારા વાંચનારાઓની હજુરમાં થોડો થોડો ભાગ મુ-કવા રજા લેવામાં આવે છે.

### પંડિત ભગવાનલાલના રીપોર્ટનો ઉપોદ્ઘાત.

## ખુદાવંદ નવાબસાહેબ મોહોબતખાનજી બહાદુરની હજુરમાં

સાહેબ—

હીંદુસ્થાનની પ્રાચીન વિદ્યાનો માર્ગ, સરવિલ્યમ જ્યોન્સે યુરોપના વિદ્વાનોને દેખાડયો, ત્યારથી તેની પૂર્ણ માહીતી મેળવવા માટે ઘણા યુરોપ-ના વિદ્વાનોયે તે તરફ પોતાની કમ્મર બાંધીને મેહેનત શરૂ કરી છે. એ ના-માંકિત સરવિલ્યમ જ્યોન્સ સાહેબે એશિયા અને યુરોપની ઘણી ભાષા ઓનો સરસ અભ્યાસ કીધો હતો; તેમજ હિંદુસ્થાનની ઉત્તમ સંસ્કૃત ભા-ષાની ઘણી સરસ માહિતી મેળવી હતી. અને સારા વિદ્વાન પંડિતો રાખી સંસ્કૃત પુસ્તકોના સંગ્રહ કરી તમાંની નોખી નોખી બાબતો ઉપર ભાષણો

લખ્યાં હતાં એ સઘળી બાબતોમાં તેઓને હિંદુસ્થાનના ઈતિહાસ બાબત લખવાને કઇ પણ સારૂ સાધન મળ્યું નહી તોપણ પુરાણો અને બીજા સાધનો ઉપરથી જે ભાગું તુટું સાધન મળી શકેછે તે ઉપર અનુંમાન કરી કેટલીક બાબતો ઉપર તેઓયેં જે મત આપેલા છે તે પાછળથી પક્કા પુરાવાથી ખરા ઠરેલા છે.

એ નામાંકિત વિદ્વાન પુરૂષે, એશીયાના સઘળા દેશની વીદ્યાના શોધને માટે [ તેમાં મુખ્ય કરી હિંદુસ્થાનના શોધ માટે ] કલકત્તામાં બેંગાળ રાયલ એસિયા ટીક સોસાઈટી સ્થાપી, તેમાં જે વ્યાખ્યાનો વંચાતાં તે એશિયાટિકરિસર્ચિસ નામના ચોપાનીયાના આકારમાં પ્રસિદ્ધ થતાં હતાં; તેમાના ઘણા નિબંધો હિંદુસ્થાનની વિદ્યા, કાળગણના, વંશાવળીઓ અને ધર્મ એ બાબતોને લગતા છપાયા હતા. તેઓ ઘણું કરીને પુરાણો અને બીજા સંસ્કૃત ગ્રંથો માહેની ઘણી મિશ્રિત વાતોમાંથી ચુટી કાહાડીને લખાણા હતા. તેઓ ઉપર તેના લખનારાઓનો પણ કંઈ ભરોસો નહી હતો.

તે પછે થોડાજ કાળમાં હિંદુસ્થાનના જુદા જુદા દેશો માહેથી મળતાં જુનાં હજારો ત્રાંબા, રૂપા અને સોનાના શીક્કાઓ, ઘણાક તામ્રપત્રો અને નાંના મોટા શઈકડો શિલાલેખો તરફ તેઓનું મન ખેચાયું; પણ તે તેમાંના અક્ષરો હિંદુસ્થાનના કોઇ પણ પંડિતો વાંચી શકતા નહી અને દરેક પ્રાંતમાં તેવા લેખો બાબત ગપ્પો અને નિ:સાર વાતો જેવી આજ સુધી ચાલે છે તેવી ચાલતી હતી તેથી તે બાબત હીંદુસ્થાનના લોકોથી ખબર મળવાની આશા રાખવી વ્યર્થ સમજી, તે લેખો કેમ વાંચવા એ ઉપર યુરોપના વિદ્વાનોયે પોતાનું અનુભવિક ધ્યાન પોહોચાડયું તેમાં મી૦ જેમ્સ પ્રિન્સેપ સાહેબનું પ્રયત્ન તેમની ઈશ્વરદત્ત ચમત્કારિક બુદ્ધિથી સફળ થયું. તેઓએ અર્વાચીન અને પ્રાચીન લેખોના ઉત્તરોત્તર મુકાબલો કરી ત-

માંના અક્ષરો શોધી કાહાડયા; ને તેની વર્ણમાળા તૈયાર કીધી. ત્યારથી હિંદુસ્થાનની ઈતિહાસિક વિદ્યામંદિરનો દરવાજો મળ્યા પરમાણે થયું.

તેઓયે કટક પ્રાંતમાં ધઉલી પાશેનો અશોકનો મોહોટો લેખ અને સૌરાષ્ટ્રની રાજધાની જુનાગઢ પાસેતા અશોકના લેખને સરખાવીને તેનું ભાષાંતર પ્રસિદ્ધ કીધું, તેમાંથી અમુલ્ય વાત એ શોધી કાકાડી કે ૪ મોટા પરદેશી રાજાઓના નાંમો તેમાંથી મળ્યાં તેથી ગ્રીકઈતિહાસથી તેનો ખરેખરો વખત નિશ્ચય કીધો, પણ એ અશોકરાજાની ખરી ઓળખાણ જેમ્સટરનરે સીલોનના બૌદ્ધોના સારા સમાગમથી વાકેફ થઈ મહાવંશો નામના ગ્રંથ ઉપરથી કરાવી.

બીજા અશોકના લેખો જે સ્થંભો ઉપર લખેલા છે જેવા કે પ્રયાગ દીલ્લી, રાઢીઆ અને મીથીયા, જે તિરહુટના અને ખીતીયાના રાજમાં છે ત્યાના લેખોની નકલો અને તે ઉપર પોતાના મતની સાથે અક્ષરાંતરે અને ભાષાંતરો છપાવ્યાં. તેમજ તે પછીના વખતના ઈતિહાસને મદત કરે તેવા પ્રયાગના સ્થંભ ઉપરનો સમુદ્રગુપ્તનો લેખ, ભીતરી અને કહાંઉના સ્થંભ ઉપરના સ્કંદગુપ્તના વખતના લેખો અને ઐરતના સ્થંભ ઉપરનો બુધગુપ્તનો લેખ એ પ્રસિદ્ધ કીધા. તે શિવાય બીજા ઘણા શિલાલેખો, તામ્રપત્રો અને હજારો શીક્કાઓ જે જોરાવર પરદેશી રાજાઓના અને હિંદુસ્થાનના હિંદુ રાજાઓના નોખાનોખા પ્રાંતમાંથી મળ્યા હતા, તે વાંચી તે ઉપર પોતાનો મત આપેલો છે 'આ સઘળુ કામ ઘણી ટુંકી મુદતમાં ઝડપથી એ અક્કલમંદ પુરૂષે કીધેલું છે' પણ હિંદુસ્થાનના દુર્દૈવથી એ પુરૂષનો સ્વર્ગ વાસ જલદી થયો; નહી તો ઘણી બીજી બાબતો પણ એ પુરૂષના હાથથી અજવાળામાં આવત.

તેમજ તેની વખતના અને ત્યાર પછેના યુરોપના વિદ્વાનોયે પણ એ બા-

બત ઉપર મેહેનત જારી રાખી જેમ્સબડે પશ્ચિમ હીંદુસ્થાનની ગુફા-ઓનું વર્ણન લખેલું છે અને ત ઉપરના લેખો વાંચેલા છે. કરનલ કની ગહામ સાહેબે ભીલસાની પાશેના સ્તૂપોને ખોલીને તેમાના શાહીશે કાડ્યાં અને તે ઉપર એક ભીલસાસ્તુપ નામનો ગ્રંથ લખેલો છે. એમાં ત્યાંહાંના લેખો પણ પ્રસિદ્ધ કીધેલા છે. ઈત્યાદિ બીજા યુરોપના વિદ્વાનો થે એ બાબત ઉપર ઘણું લખેલું છે અને આજ સુધી એ બાબત ઉપર અવિછિન્ન પ્રયત્ન જારી છે. પણ કોઇ પણ દેશી વિદ્વાને એ તરફ પોતાની નજર પણ કીધીં નહી હતી. યુરોપના વિદ્વાનો જેઓ પરદેશી આ દેશમાં બીજા કામને માટે આવેછે તેઓ પોતાના અમુલ્ય વખત માંથી ફુરસદ લઈ આ કામ પછવાડે દોડ કરે છે પણ આ કામમાં દેશીઓના પ્રયત્નની ઘણી જરૂર છે એ બાબત ત વિદ્વાનોયે દરેક વખતે જણાવેલું છે; કારણ કે સ્વદેશી ભાષાના લેખોનાં ભાષાંતરો અને અક્ષરાંતરો તે દેશની ભાષામાં જનમ થી ગુથાએલો વિદ્વાન પુરૂષ જેવાં કરી સકશે તેવા થોડા દિવસના પરિચય વાળો મેળવેલી માહીતીદાર પુરૂષ કરી શકવાનો નથી એતો સર્વ સમત છે. તેથી એ બાબત ઉપર આપણા સ્વદેસી વિદ્વાન ડાકતર ભાઉ દાજીયે પોતાનો ઘણી જરૂરનો વખત અને ધન ખરચીને આજ લાંબોવખત થયાં પોતાનું પ્રયત્ન જારી કીધેલું છે. તેઓયે પશ્ચિમ હિંદુસ્થાનની સઘળી ગુફાઓ જેવી કે, કનેરી, કારલે, ભાજા, ધુરવડી, નાશિક, અજંટાં, એલોરા, પીતલખોરા, નાગોઠાણા, ઇત્યાદી ગુફાઓનું વર્ણન અને ત ઉપરના શેકડો લેખોનું ભાષાંતર અને અક્ષરાંતર તૈયાર કીધેલું છે. તેમજ પુર્વ હીંદુસ્થાનમાહેના કટક પ્રાંતમાં ધઉલી પાશેના અશોકનો લેખ, ખંડમીરીની ગુફાઓના લેખો, ગયાની પાશેની ગુફા, ઉપરના લેખો ઈત્યાદી લેખોનાંપણ ભાષાંતરો તૈયાર કીધેલાં છે.

( અધુરૂં. )

# ઈશાવરની સમકૃપાવીશે.

### દોહરા

ઓ પરમેશ્વર તૂજછે, મ્હોટો દીન દયાલ.
શખે નિજ વસ્તી તણી, સારી તૂં સંભાલ. ૧
ઉચ્ચ નીચ સહુ જંતુને, બક્ષ્યુ બુદ્ધિ બીજ.
કુશલ કરયાં કરવા ભલી, ભક્ષ્ય તણી તજવીજ. ૨
માત પુત્ર વ્હાલા પણું, દીધું સરખું તેમ.
એક તેવિશે દાખલો, દાખું દીઠો જેમ. ૩
એક સમે કોકૂતરી, કરતી અદ્ભુત કામ.
દૃષ્ટે દીઠી દુઃખમાં જીરણ ગઢ શુભગામ. ૪
બાલક બચ્યું નિજતણું; મૃત્યૂ પામ્યું જેહ.
હેત ધરી હૈયા વિશે, મુખમાં લીધુ તેહ. ૫
ચાલી ચિંતાતુર થઈ, શોધતિસુંદર ઠામ.
જોઇ જગા સારી ઘણી, ત્યાં કીધો વિશ્રામ. ૬
બચ્ચું મુકયુ મુખથકી, દુઃખ થકી નિજ પાશ-
ખૂણે ખાડો ખોદવા, માંડો થઈ નિરાશ. ૭
મુખમાં ઝાલી ઘાલિયુ. ખાડામાં તે બાળ.
પાશે બેઠી અધઘડી, જેમ મનુષની ચાલ. ૮
ધૂડય ધાબડી તે પછે, ખાડા ઉપર ખૂબ.
એવું માણસના જવુ, કીધુ હૂબે હૂબ. ૯
ચાલી નિસરી ત્યાં થકી, ડાટો રૂડી પેર.
જેમ છોકરૂં ડાટીને, જાય ડાઘુ* સહુઘેર. ૧૦

V.

---

૧ જે પુરૂષો શમશાન જાય તેને આણી દોર ડાઘુ કહેછે

# વિવિધવિષય.

## પોણી કોરી.

### એક રમુજી રકઝક.

મુરખને માથે કાંઈ શીંગડાં હોય?— દુનિયામાં તરેહવાર અક્કલનાં માણસ ભરચાં છે અને તે સહુ પોતપોતાના મનમાં ડાહ્યા અને સમજુ છઈયે એમ ગણે છે.

હજી સુધી કોઈ સિક્કાનું પોણીયું પડ્યું નથી રૂપઈયામાં અરધો અને પાવલું મળી આખો બાંધો તો નહી પણ બે કટકે બાંધો પોણો થઈ શકે; પણ આપણા કોરીના શિક્કામાં તો તેમ પણ થઇ શકે તેમ નથી.

એક સીંગડાં પુછડા વગરના નરપશુની કોઇ વેપારી પાશે પોણી કોરી લેણી હતી. તે એક દીવસ લેવા ગયો તેથી વેપારીયે પોણી કોરીના દોકડા ગણવા માંડયા એટલે નરપશુ બોલ્યો કે, હું દોકડા તો નહી લઊં. હું તો પોણી કોરી બાંધી લઈ મુકીશ. ત્યારે વેપારીએ અરધી કોરી બાંધી અને પાયલાના દોકડા આપવા માંડ્યા તો પણ આ ભાઈએ તો ના પાડી અને પોણી કોરી બાંધી આપવા કહ્યું. ત્યારે વેપારીએ કોરી આખી આપી કહ્યુ કે—આ લે પાયલાના પઇશા પાછા આપ, તો પણ આ તો પોણી કોરી બાંધીનેજ વળગો ને બોલ્યો કે—એમ ગાંઠા કેમ ફરચ કાંઇ મફત આપચ કે શુ? હું ઈ કુટમાં પડતો નથી હુ મા પોણી કોરી બાંધી લીધા પછે છોડીશ. વેપારીએ ઘણું ઘણું સમજાવ્યો તો પણ "સો તારી રામદુવાઈ ને એક મારૂ ઊંહુ:" લઇ બેઠેલો તે કેમે સમજે નહી, ને ઘણીવાર રકજક થયથી લોકો ભેળા થયા અને તેની મતલબ સાંભળી સહુ હસવા લાગ્યા. તેવામાં તેનો સગો ત્યાં કોઇ આવી ચડયો તેની પાશે પેલા વેપારીએ વાત કહી અને તે તેની વતી આપશે એમ કબુલી તેને સમજાવ્યો.

આવા પરિણામ કેળવણી થકી બે નસીબ લોકોમાં જોવામાં આવે છે,

## NOTEIC.

The object of this Periodical is to be a medium of diffusing knowledge amongst the people of Kattyawar generally but more especially amongst the Native chiefs, Talookdars, and Girassias. It will in this respect, supplement, the efforts now making towards the regeneration of the province It is published on the 5 th of each Month The Subscription is one Rupee per year in advance and one Rupee eightannas in ar-rears. It will comprise subjects calculated to im-prove the mind and cultivate the state of those for whom it is intend-ed. The frinds of Native Improvement are earnestly solicited toassist in obtaining for it a wide circulation.

## જાહેર ખબર.

આ પ્રાંતના સર્વ વર્ગના લોકોમાં વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ થવાની ધારણાથી આ ચોપાનીયું પ્રગટ કરવામાં આવેછે. આ પ્રાંતના લોકોની સ્થિતિ સુધરે એવા વિષયો એમાં દાખલ કરવામાં આવશે.

૧ આ ચોપાનિયાની વરસ ૧ ની અગાઉ આપવાની કિંમત રૂ. ૧ તથા વરસ વીતે આપે તો રૂપિયો ૧ા) ઠરાવી ટપાલ ખરચ લેનાર ઉપર રાખ્યો છે.

૨ એક આશામી ૯ થીવધુ નંગ ભેળાં મંગાવશે તેનો ટપાલ ખરચ સભા તરફથી મળશે.

૩ જેઓ આડતિયા તરીકે આ ચોપાનિયાના ગ્રાહકો વધારશે તેઓનો આભાર માનવામાં આવશે; અને તેમની ખુશી હશે તો સેંકડે ૧૦ ટકા કમીસન પણ મળશે.

૪ આ ચોપાનિયાં મંગાવવા તથા લવાજમ મોકલવા વીગેરેનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના સેક્રેટરીના નામથી રાખવો અને તેમાં દાખલ કરવા લાયક વિષયો મોકલવાનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાની પુસ્તકશાળા (લાઈબ્રેરી) માં સો૦ ૬૦ ચોપાનિયાના એડીટરને પોંહોચે એ રીતે રાખવો.

એડીટર.

THE.

SAURASHTRA DARPAN.

# સૌરાષ્ટ્રદર્પણ.

VLO 7. JOONAGUD. SEPTEMBER 1871 NO. 9.

પુસ્તક. ૭. જુનાગઢ, સપ્ટેમ્બર. સન ૧૮૭૧ અંક ૯




नीति र्भूमिभुजां नति र्गुणवतां ह्री रं-
गनानां धृति, र्दंपत्योः शिशवो गृहस्य कविता
र्बुद्धेः प्रसादो गिरां॥ लावण्यं वपुषः स्मृतिः सुम-
नसां शांति र्द्विजस्य क्षमा, शक्तस्य द्रविणं
गृहाश्रमवतां स्वास्थ्यं सतां मंडनं॥१॥

પ્રગટ કરનાર.

જુનાગઢની, જ્ઞાનગ્રાહક સભાના કારભારિયો.



જુનાગઢ.

સંવત ૧૯૨૭

JOONAGUD.

PUBLISHED BY THE.

JOONAGUD DNYANGRAHAK SUBHA

જુનાગઢ સરકારી સૌરાષ્ટ્ર નીતિ-પ્રકાશ છાપખાનામાં છાપ્યું.

## અનુક્રમણી.

**વિષય.** **પૃષ્ઠ.**





THE
SAURASHTR
DARPAN.

# સૌરાષ્ટ્ર દર્પણ

VLO.7. JOONAGUD, SEPTEMBER. 1871. NO 9.

પુસ્તક. ૭. જુનાગઢ, સપ્ટેમ્બર. સને ૧૮૭૧. અંક ૯

## ઉપેંદ્રવજ્રા છંદ.

દોડે ઘણૂં પશ્ચિમનો સુધારો, જૂવો જથા સર્ત તણા સવારો.
ક્યાં પૂગશે આપણનો સુધારો, જે નિત્ય કીડી સમ ચાલનારો.



## દ્રોણપર્વસાર

ગયા અંકને પાને ૧૪૪ મેથી ચાલુ.

(પૂ૦ પ્ર૦સં૦—અર્જુને જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા લીધી અને વાદિત્રો વાગાં)

સંજય કેહેછે કે હે રાજા—પાંડવની સેનામાં થતા ખુશીના પોકા અને તે સાથે ચાર પુરૂષોએ આવી કહેલા સમાચાર સાંભળી જયદ્રથ પોતાને ઉતારેથી દુર્યોધનની પાશે આવ્યો અને શોકાતુર થઈ કેહેવા લાગો કે અર્જુને પ્રતિજ્ઞા લીધી ને તે હુને એકલાને જરૂર મારશે એટલા સારૂ હુ તો હવે જીવતો રેહેવા સારૂ ઘેર જાઉ છઉ ભલું થાજો તમારૂ. નહીતો તમે બધા અસ્ત્રવેત્તા છો તે માહારી રક્ષા કરો. અર્જુને પ્રતિજ્ઞા લીધી છે તો તમે હુને અભયદાન આપો તમે દ્રોણાદિ યોદ્ધાઓ કાળ વશ થયેલાને પણ અભય આપી શકો એવા છો તો એક અર્જુનનો શો ભાર? તમે મારી રક્ષા નહી કરી શકો તો માહારા બુરા હાલ છે. પાંડવોના પડકારા સાંભળી મારા હાંજા નરમ થઇ ગયા છે. અરજુનની પ્રતિજ્ઞાને દેવતા ગંધર્વાદિ કોઈ ખોટી કરી શકે એમ નથી ત્યારે રાજાઓનું કોણ ગજુ? માટે હુને રજા આપો કે હુ ગેપ થઈ જાઉ, એમ કળકળતા જયદ્રથને ટાહાડો પાડી પોતાનું કામ સાંધવા તે પ્રત્યે દુર્યોધન આ પરમાણે બોલ્યો—હે વીર તારે બીવું નહી આપણા વીરોની મધ્યમાંથી તુને કોણ આંગળી ચીંધનાર છે? હું; કર્ણ, ચિત્રસેન, વિવિંશતિ, ભૂરિશ્રવા, શલ, શલ્ય વૃષસેન, દુ:શાસન, દ્રોણ, કૃપ, આદિ મહા વીરો મોહોટી સેના સહિત તારી બાજુયે ઉભા રેહેશું માટે તું ફીકર રાખ્યમાં ને તું પણ માહારથી શુર પુરૂષ છ, તો એમ પાંડવનો શું ભય રાખચ! માહારી અગ્યાર અક્ષોહણી સેના તે બધી તારી રક્ષા સારૂ ખડી કરી દઇશ માટે તું ચિંતા દુર કર્ય. સંજય કેહેછે કે હે રાજા એરીતે તારા પુત્રે જયદ્રથને શાસતો કીધો અને જયદ્રથ દુર્યોધનની સાથે રાતમાં ને રાતમાં દ્રોણની પાશે આવ્યો.

જયદ્રથ પ્રણામ કરી દ્રોણપ્રત્યે બોલ્યો કે, માહારાજ! નીશાંન પાડવામાં, છેટે ઘા પોહોચાડવામાં, હાથ ચાલાકીમાં, અને દૃઢ ઘા મારવામાં હુ ને

અર્જુન એમાં કોણ સરસ એ કહો. ગુરૂમાહારાજ હું માહારી અને અર્જુનની વિદ્યામાં વિશેષ કેની છે એ જાણવા ઇચ્છુ છઊ તો યથાર્થ હોય તે કહો દ્રોણ બોલ્યા કે—તું અને અર્જુન એકજ ગુરૂના શિષ્ય છો તો પણ અભ્યાસ અને મેહેનત એ બે નિમિત્તથી તારાથી અર્જુન ચહડે ખરો. પણ ત્હાહારે અર્જુનનો ભય ન રાખવો હું તાહારી અંત:કરણથી રક્ષા કરનાર છઉ એમાં સંશય જાંણીશ માં. માહારી ભુજાના છાયા તળે રેહેનારને દેવતાઓ પણ પરાભવી શકે નહી. હું એવો વ્યૂહ રચીશ કે તે અર્જુન તોડી શકનાર નથી. માટે તુ તારે ખુશીથી યુદ્ધ કરય અને સ્વધર્મ પાળી મ્હોટેરાની ગતિને પામ્ય. તે વેદ ભણીને સારીપેઠે અગ્નિમાં હોમ દીધા છે ને યજ્ઞ કરયા છે તો હવે તારે મૃત્યુની બીક નથી. માણસને ન મળે એવા લોકને પામીશ. આ સહુ કૌરવો, પાંડવો, બીજા માણસો, અને હું તથા મારા પુત્ર પર્યંત સહુ અનિત્ય છે એમ ધારજે. વારા ફરતી સહુ કાળના ભોગ થવાના છૈયે. જે લોક તપવડે મળેછે તે ક્ષત્રિયોને યુદ્ધવડે મળેછે. એ રીત દ્રોણે જયદ્રથને ધારણા આપી તેથી તેણે પાંડવોનો ભય ત્યાગ કરી લડવાનું મન નક્કી કર્યું. તેથી કૌરવી સેનામાં પણ આનંદના શબ્દ થવા માંડયા અને વાદિત્રો વાગો રહ્યાં. [ અધુરૂં ]



# "માથિયુહેલ નામનો ઉતમ ન્યાયાધીશ

[ગયા અંકના પૃષ્ઠ ૧૪૯ મેથી ચાલુ]

ન્યાયાધીશ લેખે એ પુરૂષ જોયો હોય તો, માહા ગંભીર, ક્ષમાશીલ, અને દયાળુ હતો. માણસ અને ધર્મિષ્ઠ લેખે જોઇયે તોપણ તે માન આપવા લાયક છે તેનો જન્મ બીજાઓનું ભલું કરવામાં ગયો, મીજમાની આપવાની હોય તો તે ગરીબ લોકોને આપતો, અને પોતે તેમની મંડળીમાં

બેશી તેમની સાથે જમતો. તે પોતાની પુંજીનો દસમો ભાગ ગરીબોને આપવા માટે જુદો કાઢી મુકતો હતો. માથ્યુહેલ ન્યાયાધીશ થયા પછે પગાર વિના ફીના જે પઇશા મળે તેમાંથી પુષ્કળ પૈશા આપીને ગરીબ દેવાદારોને દુરંગમાંથી છોડાવતો હતો તે એવી રીતે કે, આપણને છોડાવવાને પૈશા કોણે આપ્યા તે પેલા કેદી લોકો જાણે પણ નહી. તે પોતાના જનાવર ઉપર ઘણી દયા રાખતો. એક વખત જ્યારે તેનો ઘોડો ઘણો અશકત થયો હતો ત્યારે તે તેની ઘણીજ ખરદાસ્ત કરતો. તે પોતાના કુતરાંની ખરદાસ્ત પણ સારી રીત રાખતો હતો. રવીવારનો દિવસ કામમાં લાવવાની તેની રીત ઘણી સારી અને ધ્યાનમાં રાખવા જેવી છે. રવીવારે કામ ધંધો વીગેરે ન હોવાથી પુષ્કળ લોકોને કંટાળો આવેછે અને આલસમાં અથવા એકાદા હલકા કામમાં તે દહાડો ગુમાવેછે. માથ્યુહેલ તેમ ન કરતા પ્રાર્થના કરવા દેવળમાં જતો હતો. પછી ઘેર આવીને તે પોતાના કુટંબના માણસોને બોધ કરતો હતો અને સંધ્યા કાળે છેક એકાંત સ્થળે બેશી વિચાર કરતો હતો તે વિચારમાં જે વાત સુઝે તે આગળ કામમાં આવશે એમ સમજીને બધી લખી રાખતો હતો.

ઇ. સં ૧૬૭૧ માં તેને મુખ્ય કોરટનો મુખ્ય ન્યાયાધીશ ઠરાવ્યો. કેટલાએક દિવસ આ જગાનું કામ ચલાવ્યા પછી તેની તબીયતમાં બીગાડ થયો અને તે કામ કરવાને જેટલું જોઇયે તેટલું કૌવત તેના અંગમાં રહયું નહી ત્યારે તેણે પોતાનો હુદ્દો છોડવાની પરવાનગી મળવા અરજી કરી પરંતુ તેની ન્યાય કરવાની રીત સર્વ લોકોને તથા રાજાને પસંદ હતી તેથી રાજાએ તેનું રાજીનામું બાહાલ રાખવા ઘણી વિલંબ કરી છેવટ સં. ૧૬૭૫ માં ફેબ્રુવારીની ૨૦ મી તારીખે રાજાની પાશે પોતે જાતે જઇને પોતાનું કામ કર્યું પછી રાજાયે તેનું બહુ સનમાન કરીને રજા આપી.

એવી રીતે ઘડપણના દિવસ સ્વતંત્ર પણે કાઢવાને માટે તેણે રજા લી-

ધી પણ દમનો તથા જલંદરનો ઉપદ્રવ થયાથી તે બેહાલ થઈ ગયો છેવટે તેજ રોગથી ઈ. સન ૧૬૭૬ માં ડીસેમ્બર મહીનાની ૨૫ મી તારીખે એટલે નાતાલને દિવસે તે મરણ પામ્યો. મડદાને દેવલમાં દાટવાની ચાલ તેને બીલકુલ પસંદ ન હતી તેથી તેણે મરવાની પેહેલાં કહી રાખ્યું હતું કે મારૂ મુડદુ સ્મશાનમાં દાટવું તે પ્રમાણે તેને દાટ્યો. તે એવું કેહેતો કે દેવળ જીવતા લોકોને માટે છે અને સ્મશાન મુએલા લોકોને માટે છે.



# જુગઠા વીશે

## ભુજંગીછંદ

જુગારી જુઆમાં બહુ રાખિ પ્રીતી, ખુવેતે ધનાદી શિખેછે અનીતી.
બહૂ ભાગ્યશાલી મહા વીર શૂરા, રમ્યા ઘૂત જે તે તણા હાલ બૂરા. ૧
રમ્યા પાંડવો કૌરવો એકસાથે, ગઇ રાજગાદી પડ્યા હાલ માથે.
સતી દ્રૌપદી મ્હેલતાં ના વિચાર્યાં, રમ્યા ઘૂત જે તે તણા હાલ બૂરા. ૨
ફરીથી રમી નીકળ્યાં તે પ્રવાસે, લિધાં માત કુંતા પ્રિયા રાખિ પાશે.
હતા પંચ યોદ્ધા ગુણી સર્વ પૂરા, રમ્યા ઘૂત જે તે તણા હાલ બ
હતા સાહ્ય જેને પ્રભુજી તથાપિ, પડ્યાં દુઃખ તે કેહ ગ્રંથો અદ્યા
જુગારી જનોમાં દુરાચાર પૂરા, રમ્યા ઘૂત જે તેતણા હાલ બુરા
વડા બાપનો પુત્ર હોયે જુગારી, પડ્યો એહ છંદે બન્યો તે ભિખારી;
રૂવે નારિ દેખી પતી પાજિ પૂરો, રમ્યા ઘૂત જે તે તણો હાલ
જુગારી ધનાઢ્યો ન દીઠા કદીએ, જુવો કૌરવોને નસાડ્યા
હતા ભ્રાત સોને હતી રાજ્યગાદી, મુવા તે કમોત થયા એ
નથી સાર એમાં ખરેખાત માની, રમ્યા જો જુએ તો ન

વડો વાંક જાણી ન દંડે પિતાજી, રૂઠ્યા રામ જેના રમે એહ બાજી. ૭
ખુશીથી રમાડે દિલે હેત આણી, પછી તેજ લાડે ઘણી થાય હાની.
ખુવે કાળને તો અતિ મૂલ્યકારી, કરે દ્યૂત બાજી અતીશે ખુવારી. ૮

### દોહરો.

કહું દૃષ્ટાંત અવર થયો, એક નરેશ ખુવાર.
આશા રાખું મનવિષે, સહુ જન તજે જુવાર.
નરેશ નૈષધ દેશનો, મહા પરાક્રમિ ભૂપ.
દ્યૂત રમ્યો હોડે કરી, પામ્યો દુઃખ અનૂપ. ૧
ખોઈ રાજ ભંડારને, કીધો પરઘર વાસ.
ઘણાક સંવત્સર લગી, દાસ તણો તે દાસ. ૨
પ્યારી સ્ત્રી પોતા તણી, દમયંતી જે નામ.
વન મધ્યે ભુલી પડી, દાસી થઈ પરઠામ. ૩
પતિ પુત્રનો વિયોગને, કરવું દાસી કામ.
ભીમકસુતા સતી હતી, મુખ ભજતી નળ નામ. ૪
સર્વ વાત તે વિગતથી, નળાખ્યાન મોઝાર.
દ્યૂત રમીને રાજવી, પામ્યો દુઃખ અપાર. ૫
વાંચી વિનતિ દેશિઓ, તજજો જુગાર છંદ.
કોડી ગુંજાદિક વડે, ના શિખવો એ ફંદ. ૬
જુગાર નાણું જાણવું, જેમ ગોરનું છાજ.
લખી વાત સંક્ષેપથી, લોક સુધારા કાજ. ૭
મ્હેતાજી વઢવાણમાં, વાસી માતર ગામ.
દ્વિજ ઔદિચ્ય જાતી ભલી, લલ્લુભાઈ છે નામ. ૮

### છપે

જુગાર સંગે હોય ત્યાં, ચોરી વ્યભિચારી.

જુગાર સંગે હોય, હોય વ્યસનિ દુરાચારી
જુગાર સંગે હોય, માન મરિયાદા હલકી'
જુગાર સંગે હોય, સત્ય વ્રત જાએ છટકી.
એ છંદે વલગી રહયો, તેનું જીવતર વ્યર્થ છે.
સાચું કરીને માનજો, જુગાર મહા અનર્થ છે. ૧

## દેશીયો ઉઠો.

દેશીયો, ઉઠો! આજ કાલ કરતાં ઘણા દિવસ ચાલ્યા ગયા અને હજી જો નહી ચેતો તો ચાલ્યા જાશે. આળસુ અને ઊંઘણસીની માફક જો કોઇ તમારી અજ્ઞાનતાની નિદ્રામાંથી જગાડવા આવેછે તો "હજી જરા વાર છે" "જરા સુવા દ્યો" વિગેરે કહી પડખાં ફેરવ્યા કરો છો, પણ જાણતા નથી કે સુધારાનો સૂર્ય ચડતો આવેછે. "કાલ કરશું હજી વખત આવ્યો નથી અને લોકોના મન તૈયાર થવા વાર છે" એ બધાં તમારી નબળાઈ ન દેખાવા દેવાનાં બાનાં છે. કરવું ત્યારે લમણે હાથ દઇ બેશી ક્યાં સુધી રેહેવું જેમ જેમ વખત જાતો જાયછે તેમ તેમ કુદરતના નિયમ પ્રમાણે જોસ નરમ પડેછે; શૂરવીર કાયર થવા માંડેછે અને સાધનો પણ જતાં રેહેછે. દુનિયાનો ખેલ અજબ છે. આજ આમ છે પણ કાલ કોણ જાણે કેવી દેખશુ? તક વીત્યા પછી પસ્તાવો કરવો અને માર ખાધા પછી તૈયારી કરવી એ બમણા દુખનાં ઘરાક છે. આજ દેશમાં સલાહ સંપ છે, શાંતિથ વિદ્યા અને હુનર દેશમાં લાવવા માગીયે તો લાવી શકીયે એમ છઈયે; રા અને રાજવર્ગીય સુધરેલા લોકો મદતમાં છે માત્ર આપણો ઉદ્યોગ આપણોજ ફાયદો જોવા આંખ ઉઘાડવી બાકી છે. પણ અરે! આતે નિદ્રા! કાંઈ ચમતકારી જાદુની અસર! કવિયો ચાબકા મારેછે, સુધરેલા આર

ધોંચછે અને કાનમાં ઢોલ નગારાંના નાદ થઈ રહયા છે પણ ખબર નથી કે એ બધુ કયાં થાયછે!! તમારો દેશ લુટાયછે, તમારી વિદ્યા લુંટાયછે અને તમારી સંસારી સ્થિતિ ધુડધાણી થઈ જાયછે. જો આ વખતે જેરિનિ કે વ્યાસના વખતનો કોઈ માણસ જીવતો થાય તો તે એકદમ આશ્ચર્ય પામ્યા વગર રેહે નહી; તેને પેહેલ વેહેલી તો એજ ભ્રાંતી થાય કે અસલના વારાનો પ્રખ્યાત હિંદુસ્થાન, કૌરવ પાંડવની રણભુમી અને રામ રાવણનું ક્ષેત્ર તે આજ કે બીજુ!! જ્યાં હજારો જોદ્ધા એક પળમાં રણમાં આવી ઉભા રેહેતા, જ્યાં હજારો જણ પોતાનું સુખ ધોળ્યું કરી દેશ સુધારવામાં અને વિદ્યાનો ફેલાવો કરવા અહોરાત્ર મંડયા રેહેતા હતા અને જ્યાં ધર્મને વાસ્તે હજારો જણ સંસારી મોજ શોખ મિથ્યા માની વન સેવન કરતા હતા તે ઠેકાણે આજ મારવા ઉગામેલ હાથ ચાંપી કાલાવાલા કરેછે; સુધારા અને વિદ્યાનું નામ લેતાં હજાર ગાઉ ચમકીને ચાલેછે અને ધર્મની વાત કરવા બેસો તો કાનમાં આંગળી ઘાલી એક શબ્દ પણ સાંભળતા નથી. તે એકજ માટીના કે બીજી! ખરે સૂર્ય તો હજી તેનો તેજ છે., દરીયો પણ ત્રણ બાજુ તરફ ધુધવેછે અને હીમાલયપર્વત જે આગળ પોતાની સરદારી નીચે શૂરવીરોનાં લોહી તપાવતો તે એમનો એમ બીરાજેછે!! પણ અરે! હા!!! તેનાં કામ ફરી ગયાં છે. સૂર્ય શૂરથી તપતો તે હવે દુ:ખથી તપેછે! દરીયો ગર્જના કરી કાયરને કમકમાટી આણતો તે હિંદુસ્થનની મુવેલી કીર્તિને લાંબે રાગે રૂવેછે. અને પછડાટી ખાયછે! એ હિમાલય પોતાનું બાહાદુર સૈન્ય શેહે ખાઇ ગએલ જોઇ ઉત્તરમાં દૃઢ આસન થી હરદ્વાર આગળ તપશ્ચર્યા કરવા બેઠો છે! હોય દુનીયામાં ફેરફાર તો થયા છે. જે શેહેર એક વખત ઝાહોજલાલીમાં હતાં તેના ટીંબા પણ જડતા ી અને જે ઠેકાણે નાચરંગ અને નાના પ્રકારના ખેલ થતા તે ઠેકાણે ા અને ટીંટોડી પોતાનો વાસ કરી રેહેછે! પણ એ કયારે? જ્યારે મુળગી મરી જાય; પછવાડે ઓલાદ હોય નહી અને હોય તો તે હોવાના ક-

તાં ખેદ થાય ત્યારે દેશીયો! તમ છો. તે ન હોવા કરતાં ખેદ થવા માગોછો, કે તમારા પૂર્વજોયે મેળવેલી ખ્યાતિ ટકાવી રાખવા? જો તમારે કોઈ દીવશ ઊંચે માથે ચાલવું હોય, એક વખત મોહોટા પ્રખ્યાત પૂર્વજોની લાયક ઓલાદમાં ખપવું હોય અને તમારા દેશની કીર્તિ વધારવા ખાયશ રાખતા હો તો એકદમ તત્પર થઇ કામે વળગો; કળા કૌશલ્ય દેશમાં દાખલ કરો અને "યા હોમ કરીને ચલો ફતેછે આગે" એમ કહી સુધારાની રીત દાખલ કરવા આનાકાની કરો નહી.

મ૦ અ૦ ૧૦



# છોડીઓ ભણાવવાવિશે.

શુંણો સાંભળાને ઢાળે

સુણો સજ્જનો છોડી ભણાવો ભાવશું જો  
ઘણું સુધરશે તેતો બહુ ચાહાવશું જો　સુ૦　૧  
જડ બુદ્ધિ હશે તેની તે ભાગી જશે જો,  
તેના ચિત્તમાં ભણ્યાનું તો ચોટી જશે જો,　સુ૦　૨  
સાચું કહું સાંભળો તે હૃદયથી કથી જો,  
જાશે તિમિર તે તેના મન માહ્યથી જો,　સુ૦　૩  
ઘર કામ શીખી સારી ચાલે ચાલશે જો,  
તેથી માબાપ સાસરાં ઘણું માહાલશે જો,　સુ૦　૪  
એમ એક એકનાથી સૂધરી જશે જો,

ત્યારે ઘરના કંકાસ બધા દુર થશે જો, સુ૦ ૫
અવળી બુદ્ધિ તેની કદાપિ થાશે નહી જો,
તેપણ નીશાળે જશે તો સુધરશે સહી જો, સુ૦ ૬
કામ વગર બારણે તે બેસશે નહી જો,
સારી ભણવામાંજે નજર રાખશે રહી જો, સુ૦ ૭
ઝાઝું ભણાવ્યા થકી તે સુજસ થાપશે જો,
આગળ વધતાં સારાં તે ફળ આપશે જો, સુ૦ ૮
હાલ ભણનારી નારીની મતી દેખીયે જો,
નથી ભણનારી તેનિપણ બુદ્ધી પેખીયે જો, સુ૦ ૯
શોધ કરત્તાં પ્રત્યક્ષ જણાઇં આવશે જો,
સ્ત્રીઓ ભણાવ્યા વિનાતે નહી ફાવશે જો, સુ૦ ૧૦
મારો એક ઉપદેશ ચિત્ત થાપજો જો,
ઘર કામ પછે અભ્યાસે ચિત આપજો જો, સુ૦ ૧૧
જેનું વધું ભરતમાં તે ચીત લાગશે જો,
નઠારી નાર તણો તે સંગ ત્યાગશે જો, સુ૦ ૧૨
એમ એક એક ને તે બોધ આપશે જો
કોઈ સાથે લડાઈ નહી રાખશે જો, સુ૦ ૧૩
જેથી સુજસ ટળીને તે કુજશમાં મળે જો,
સંપ રાખનારાં થકી ચીત નવ ભળે જો, સુ૦ ૧૪
સંપ સુખ કેરા મૂળનો આધાર છે જો,
જો તે માનશો તો શુભ કરનાર છે જો, સુ૦ ૧૫
માહોમાહે બોધ આપી ક્રોધ સાંખીયે જો,
વેણીશંકર કેરૂં તે વચન રાખીયે જો, સુ૦ ૧૬

સંવત અઠ્યાવીશ ગુરૂ તિથી પંચમી જો,
બાર વાગતે તે ગરબી પુરી ગમી જો સુ૦ ૧૭
સોરઠ દેશમાં જુનાતેગઢ ગાંમછે જો,
નાગર વાડા મધ્યે તેનું ધામ છે જો, સુ૦ ૧૮



# હિંદુસ્થાનનોપુરાતની શોધ.

[ગયા અંકને પાને ૧૫૮ મેથી ચાલુ.]

તેમજ દીલ્લીમાં લોહસ્તંભ ઉપરનો લેખ ને ફીરોજશાહના કોટલા ઉપરનો અશોકના સ્તંભ ઉપરનો લેખ, પ્રયાગમાં કીલ્લાની અંદરના સ્તંભ ઉપરનો અશોકનો લેખ અને તે ઉપર પાછળથી લખેલો, સમુદ્ર ગુપ્તનો લેખ કાશીની પાશેના સૈતપુરથી ૧॥ કોશ ઉપરના ભીતરી ગામ પાશેના સ્તંભ ઉપરનો સ્કંદગુપ્તનો લેખ; એનો પણ સંગ્રહ તેઓની પાસે થયો છે તેનાં અક્ષરાંતરો અને ભાષાંતરો તઈયાર કીધેલાં છે.

કાઠિયાવાડ માંહેના વલ્લભી નગરના રાજાઓનાં ૧૦ થી વધારે તામ્રપત્રે. તેમજ જાદવરાષ્ટ્રકૂટ અને ચાલુક્યના તામ્રપત્રોનાં પણ ભાષાંતરો તઈયાર કીધેલાં છે; અને જુનાગઢ પાસેનો અશોકનો લેખ અને તેની બાજુયે લખેલા રૂદ્રદામા અને સ્કંદગુપ્તના લેખો પણ તેઓએ ભાષાંતર કરી તઈયાર રાખેલાં છે. આમાંના ઘણા લેખો યુરોપના વિદ્વાનોએ પ્રસિદ્ધ કીધેલા છે તો પણ તેને તપાસવાથી તેમાં જે જે ફેરફાર અને ચુકો દેખાણી તેથી આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલા સઘળા લેખોને ફરી તપાસવા જોયે એવો એ વિદ્વાન

ગ્રહસ્થે નિશ્ચય કીધો. કારણ કે આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલા લેખોમાંના કેટલા એક અક્ષરોની ગેરમાહિતી વાળા પુરૂષોની લાવેલી નકલો ઉપરથી અક્ષરાંતરો કીધેલાં છે અને અવિદ્વાન પન્ડિતોની મદતથી તેના ભાષાંતરો થવાથીતમાં ઘણી ચુકો ભરેલી છે તેથી કેટલીએક અગત્યની બાબતો એ ચુકમાં દબાઇને રહીગઇ છે. આ ઉપરથી એ તપાસ વધારે ચલાવવાથી અંધારામાં રહેલી કેટલીક બાબતો ઝાહેરમાં આવશે. તેમજ ધારપાડ અને મૈસોર પ્રાંતમાં અને નિજામ સરકારના રાજ્યમાં શૈકડો કરણાટકી અને તૈલગુ ભાષામાં સંસ્કૃત ભાષા મિશ્રિત લખેલા લેખો પડેલા છે તેમાંના જુજ લેખો હાલ જણાયેલા છે તેઓ ઉપર પણ તેઓનું મન લાગેલુ છે. તેમ કાઠિયાવાડમાંના સોમનાથ પાટણના જુજ લેખો અને જુનાગઢ પાસેના મોહોટા પ્રાચીન લેખ સિવાય કોઈ લેખ તપાસવામાં આવેલા નથી તેને એકઠા કરવાની ઘણી જરૂર છે. તેમજ કાઠિયાવાડમાં કેટલાંએક તામ્રપત્રો લોકોની પાસે છે જેમાં ઊંડા છુપા ખજાનાઓની આશાથી તેને અમુલ્ય માની દેખાડવાને ડરેછે તેઓને વિશ્વાસ આપી સમજાવીને તેની નકલ એકઠીકરવાની પણ જરૂર છે. જેથી વલ્લભીના રાજાને માટે કાંઇ વધારે ખબર મળવાની આશા રેહેછે.

આ બાબત ઉપર પ્રમાણે ભાઉસાહેબે પોતાના ઘરનો ખરચ અને જાત મેહેનત એક સરખી રીતે આજસુધી ચાલુ રાખી છે. માટે હાલ વધારવાને ઈંગરેજ સરકાર તરફથી એક પંડિતના ખર્ચની જોગવાઇ કીધી હતી. એટલામાં આપની ઉદાર સરકારની તરફથી મેહેરબાન જમાદાર બાવદીનભાઈનો પત્ર ડાકતરસાહેબ ઉપર આવ્યો; તેમાં જણાવેલું હતું કે હિંદુસ્થાનના પ્રાચીન ઈતિહાસને લગતા શોધને માટે જનારા પંડિતને મદત ખરચના દરમાસે ૨૦૦ રૂપઇયા બે વરસ સુધી જુનાગઢ સરકાર આપવાને રાજી છે. એ ખુશીના ખબર વાંચી ડાકતર સાહેબે એ કામને માટે તા ૧ લી માર્ચ સને ૧૮૭૨ ને રોજથી મુને નિમ્યો છે.

ત્યાર પછી આ વરસમાં મને જ્યાંજ્યાં ફરવાનું છે ત્યાંહાં તયાંહાં મદત મળવાને માટે ભળામણ અપાવવા મુંબઇ સરકારને એક લાંબો પત્ર લખ્યો, અને તેટલી મુદતમાં માહારે જ્યાં જ્યાં ફરવાનું છે ત્યાંહાંના કામોનો સારો નોંધ તઈયાર કીધો છે.

મુંબઈ સરકાર તરફથી ભળામણ પત્રો આવી પોહોચ્યા પછી તારીખ ૭ માર્ચ સને ૧૮૭૧ ને રોજ હું માહારા કામ ઉપર જવાને મુંબઈથી રેલવેને રસ્તેથી નીકળ્યો. મુને આ કામ સોપતી વખતે ડા૰ ભાઉસાહેબે ફરમાવ્યું છે કે પ્રતિત્રણ મહીને મે જે કામ કીધું હોય તેની યાદી ડાકતરસાહેબ મારફત આપની સરકારમાં મોકલવી; તેથી માર્ચ, અપ્રેલ અને મે એ ત્રણ માસમાં નીચે લખેલા સ્થળોમાં હું જઈ આવ્યો તેનો નોંધ આપની સરકારની હજુરમાં મોકલુછઊં.

| | | | |
|---|---|---|---|
| ૧ ખંડવા. | ૨ ઓંકારેશ્વર. | ૩ ઉજેણ. | ૪ બાધની ગુફાઓ |
| ૫ ધાર. | ૬ માંડવગડ. | ૭ સાચી. | ૮ સોનારી. |
| ૯ ભોજપુર. | ૧૦ શતધાર. | ૧૧ પીપળીયા. | |

એ જગાઓમાં હું ગયો હતો અને ત્યાંથી મળેલા લેખો, શીક્કાઓ અને પ્રાચીન વસ્તુઓનો નોંધ કીધેલો છે; અને ૩૬ પ્લેટો ફોટોગ્રાફની લીધી છે આ બાબત ડાકતર સાહેબ લેખોનાં ભાષાંતરો પ્રસિધ્ધ કરશે તે વખતે પોતાના ગ્રંથમાં સવિસ્તર લખશે તે વખતે એ બાબત સઘળા લોકોતા જાણવામાં આવશે પણ આ કાગળ સાથે મે જે કામ કીધું છે તેનો ટુંકો નોંધ મોકલાવું છઊં તે ઉપરથી ત્રણ માસની મુદતમાં મે જે કામ કીધું છે તે જાણવામાં આવશે.

તા. ૨ જુન સને ૧૮૭૧.　　　આપનો તાબેદાર રૈયત.

**મુ૰ ઊદયગિરી.**　　　**ભગવાનલાલ ઇન્દ્રજીની કુરનશ.**



# પ્રયાણપદ્ધતિ.

પત્ર ૨૦ મું.

કાઠીયાવાડિમિત્રો--

**મારવાડીબજાર તથા મારકીટ**-- મમાદેવીની ચોકીના ચઉટામાંથી દક્ષિણ તરફ એટલે સામા ચાલતાં પેહેલીજ મારવાડી બજાર આવેછે તેમાં મારવાડના વેપારીઓની ઘણું કરી દુકાનો છે તે તેથી મારવાડીબજાર કેહેવાયછે. હમેશ સહવારના દશ વાગતાં સુધી આ બજારમાં અફીણનો સટો કરનારા મારવાડીઓની મોહોટી ઠઠ જામેછે, તેઓના પરસ્પર બોલવાથી મોહોટો ઘોંઘાટ થઈ રેહેછે. ત્યાંથી આગળ ચાલતાં મારકીટ આવેછે. ઈંગ્રેજી ભાષામાં મારકીટ એવું બજારનું નામ છે તોપણ આટલાજ ભાગનું નામ મારકીટ પડવાનું કારણ એ જણાયછે કે, ઘણુંકરી ત્યાં બધી ચીજો મળેછે. દોસીત, કંદોઈ, મોદી, ગાંધી, બકાલી, મેવાવાળા, માળી, કાગદી, વીગેરે બેશેછે. આ જગાના ચોકમાં ડાબા હાથ તરફ મુસલમાનોની જુમામસીદ છે. તે તમામ પથ્થરની તથા ઘણી વિશાળ અને શોભાવાળી છે. પશ્ચિમ તરફ બે દુકાન કપડની છે તેમાં લીલામ થયા કરેછે. આ લીલામવિશે પેહેલાં લખ્યું છે.પશ્ચિમ તરફની બે ગલીમાં પ્હેલી જુની હનુમાનગલી તથા બીજી નવી હનુમાનગલી કેહેવાયછે. બીજીના મોહોરા ઉપર તે હનુમાનનું દેવળ છે ત્યાં શની વારે સારી ધામધુમ થાયછે. દક્ષિણમાં ગાંધીઓનાં હાટો છે. અને તેના થડમાં દક્ષણાધો કોટમાં જવાનો મેદાનમાં નીસરતો જાહેરરસ્તો છે. ગાંધીની દુકાનની પછવાડે કપડબજાર, તે જગા શેઠ મંગળદાસ નથુભાઈની છે. તેમાં એક કે દોડ હાથની ગલીઓ રાખી સામસામી લાકડાનાં બાંકડા તથા પાટીયાંની ભીત બાંધી દુકાનો કરી છે, તેવી સાત ગલીઓ થઇ છે તેનાં નામ પણ પેલી કપડગલી બીજી કપડગલી, એમ લેવાયછે. અંદરના ભાગમાં બેશનારા

આખા તાકાજ વેચેછે. અને બાહાર ભાગમાં બેસનાર પરચુરણ પણ વેચેછે, આગલીમાંની દુકાનોનો દેખાવ મુંબઈને લજાવે એવો છે. અંધારૂં ધાબાધુબ [ સાંકડી જગા [તેથી સામસામાં માળણો અડી ગયાના સબબથી તથા જાણી જોઈને પણ કરેલું] ધકમધકા, ચાલતાં પેટી ના ખોખામાંની લોઢાની પાટીમાં ભરાઇ લુગડાં ચડોચડ ફાટે, મછરોના ગણગણાટ અને દુકાનો પણ જુપડા જેવી હાલત વાળી છે. બીજી આસ પાસની જગોમાં પણ કપડબજાર છે. જયાં જયાં કપડ વેચનારા બેશેછે ત્યાં ત્યાં તેઓ પોતાની દુકાન ખુલાસામાં હોય છે તો તેને લુગડાના પડદાની આડચ બાંધી અંધારૂ રાખેછે તેનું કારણ એમ કેહેછે કે લુગડાની તેજી આમ કીધાથી બરોબર જણાયછે. જે મારગ મેદાનમાં જવાનો છે તેની જમણી બાજુ એ સાતે કપડગલીનાં મોરાં તથા પરચુરણ વેચનાઓની હારદ્વાર દુકાનો છે. ડાબી બાજુએ પણ છુટક કપડગલીઓ તથા પરચુરણ દુકાનો છે. મસીતની સામી હાલ સુધી મારકીટ હતી. જ્યાં શાખ, ભાજી, ફુલ, મેવો, પાન, પુજાપો, ગંધીયાણું વીગેરે વેચાતું તે હમણાં આગળ કેહી ગયેલે ઠેકાણે મેદાનમાં લઈ જઇ આંહીથી ઉપાડી નાંખી છે. એ માજી મારકીટની જગો પણ મંગળદાસ નથુભાઈની છે. ચોકમાં સર્વોપયોગી પાણીનું ભુંગળું છે જે વોશે આગળ લખાશે.

(ઉપર લખી ૭ ગલીવાળી કપડબજાર આ વર્ણન લખ્યા પછે ઉજડ થઈ છે ને તેને બદલે જુની હનુમાનો ગલી અને વીઠલવાડીની વચમાં રોનકદાર કપડબજાર બનાવી છે.)

**શ્મશાન**— મુંબઈમાં હીંદુલોકોનું શ્મશાન બાહારકોટના પશ્ચિમભાગમાં સમુદ્રકીનારા ઉપર સોનાપુર કરીને એક જગો છે ત્યાં છે. એ જગો મરહુમ જગન્નાથ શંકરશેઠે ખરીદ કરી આ કામસારૂ ધર્મદા બક્ષી છે. તે જગોનો જાઝો વિસ્તાર ન હોવાથી દહન દેવાની ઘણી અવ્યવસ્થા જોવામાં આવેછે. એક તરફ કીલ્લા જેવી ભીત ને બીજી તરફ દરીયાનાં પાણી આવતાં

અટકાવવા સારૂ એક વંડી કરી છે જે થોડા ભાગમાંથી પડી ગઈ છે તે એની વચમાં ૩૦-૪૦ હાથ પોહોળી અને તેથી ૩ ગણી લાંબી જગા છે તેના ઉત્તર ભાગ ઉપર એક છાપરી છે તેમાં થઈને શ્મશાનમાં જવાયછે, ત ઠેકાણે એક સરકારી નોકર રેહેછે તે મરનારનું નામ ઠામ ઉમર વીગેરે પુછેછે. લાકડાં પણ ત્યાંજ તોળીને વેચાતાં આપેછે. તથા કોદાળી પાવડા બધું ત્યાંથી આપેછે. ત્યાં ઘાટી લોકો મજુર દાખલ ઘણા રેહેછે જેઓને અ ભડાવવાનો કે શ્મશાનનો જરા પણ વેહેમ નથી. તેઓ બીજા વર્ણના લોકોમાં મરણું થાયછે તેને જગા દુરસ્ત આપવી ચીતા ખડકી આપવી વિગેરે કામ કરી આપી ઠરાવેલી મજુરી લેછે. ઊંચા વર્ણમાં તેમ કરાવવા ચાલ નથી. તે મજુરલોકો શ્મશાનમાં ઢેડની પેઠે ફર્યા કરેછે અને કોઈ દહન દઇ જાય કે તરત પછવાડેથી આની અસ્થિસંચયન કરેલો ખાડો ખોદી કાહાડેછે એવી આશાયે કે તેમાં કાંઈ નાંણું મુકયું હશે તે મળશે. વળી છોકરૂં દાટીને કોઈ જાય કે તરત તેઓ પાછળથી ત ખાડો ઉખેળી છોકરાં ઉપર વાળેલું મીઠું કાહાડી લઈ ખાડો પાછો ધુડથી પુરી દેછે એમ પણ સાંભળ્યું છે. ત્યાં કેટલાક મારવાડી બ્રાહ્મણો ફરયા કરે છે તેઓ કોઈ મુડદું આવ્યું કે તરત તેની નજદીક આવી શ્રદ્ધામાં આવે ત આપવાનો યાચના કરેછે તે પોતાને મોયેજ શ્મશાનીયા બ્રાહ્મણ છ ઈયે એમ કેહેછે તેઓને મારવાડી લોકોમાંથી ત વખતે સારૂં મળેછે.

ચીતા કરવા કીટાનાં મજબુત લાકડાંની ચારખાંભી ૪ ખુણે કમર જેટલી ઊંચી ખોડી તેમાં મજબુત લાકડાં તથા પછે હલકાં એમ ત ખાંભીથી જરા ઊંડી ચીતા તેમાં ખડકેછે. ચીતા ઓલવવાસારૂ ઘેરથી ઘડા લઈ જવા પડેછે. ત દરિયાના પાણીથી ધોઇ રાખ ઉસડી ઉપાડી દરિયામાં નાંખી દેવી પડેછે. ત્યાં ગાયો ફર્યા કરેછે તેને ખડ નંખાવવાનો ચાલ છે. આ જગો પબ્લિક જેવી છે તેથી લોકો હીંડચાલ કરેછે તથા મુડદાં પાશે પાશે બળાય છે વીગે

રે હરકતોથી કેટલાંક ઉંચ કોમનાં માંણસો વાલકેશ્વર જઈ ત્યાં દહન દેછે

હાલએજ.　　એકસોરાષ્ટ્રી.



# શંભુનાથ પંડિત.

[કલકત્તાની હાઈકોરટના જડજ.]

એક મનુષ્ય રંક કુળમાં જન્મેછે તોપણ તે પોતાની બુદ્ધિ અને વિદ્યા બળથી કેવી સર્વોત્તમ પદવી પામે છે તે આ બાહાદુર પુરૂષના જન્મ ચરિત્ર ઉપરથી સાફ જણાઈ આવશે.

શંભુનાથ પંડિત એક કાશ્મીરા કંગાળ બ્રાહ્મણના વંશમાં બંગાળામાં જ જન્મ્યા હતા; અને કલકત્તાની ઓરીએન્ટલ સેમીનરી નામની શાળામાં તેણે અભ્યાસ કર્યો હતો એવું એક પક્ષવાળા કેહે છે. બીજા પક્ષવાળા કેહેછે કે તે લખનોરમાં જન્મ્યા હતા અને કાશીપુરીમાં તેણે અભ્યાસ કર્યો હતો એ ઉપરથી એવું દેખાય છે કે તે બાલ્યાવસ્થામાં રંકમાં રંક હતા તેથી તે અવસ્થા તેની કેવી હતી તે ઉપર કોઈનું લક્ષ તે વેળા ગયેલું નહી તેણે કરીને તે અગત્યનો વિષય શંકા વાળો રહી ગએલો છે.

જુવાન વિદ્યાર્થીઓ આ ઉપર આપણે અતિ સૂક્ષ્મ વિચાર કરવાનો છે આપણે આપણી રંક અવસ્થા જોઇ કદી નિરાશ થવું નહી ઇશ્વરકૃપાથી અને સત્ક્રિયાથી જે પ્રતિકુળ દેખાયછે તેજ અંતે અનુકુળ સિદ્ધ થાયછે જેમ પાણીને નળમાં ઘાલીને ગમે એટલું નીચે કાહાઢીયે પણ અંતે તે

સપાટી ઉપર એક કિંચિત માર્ગ મળેથી પણ આવી પોહોચે છે. તેવુંજ મનુષ્ય વિશે પણ છે. જે મનુષ્યમાં પાણી છે તે પછે ગમે એવી નીચી અવસ્થામાં હોય પણ અંતે તે ઊંચ થયા વિના રહેજ નહી પછે ગમે તે માર્ગે થાય પણ ઊંચ થાય એ વાત નક્કી છે. તેને એક સાધનની માત્ર અગત્ય છે અને તે સત્સંગની છે. જે મનુષ્યમાં બુદ્ધિરૂપી પાંણી છે તેને સત્સંગની ગરમાઈ લાગેથી તે ગમે તે મારગે બાહાર નિકળી આવેછે. આ વાત આખા જગતમાં સહુ લોકો જાણેછે. પાણીવાળું માણસ ગમે તેવી પ્રતિકુળ સ્થિતિમાં હોય છે તોપણ પોતાનો મારગ પોતે કરેછે એવું કલકત્તાના શંભુનાથ પંડિત અને મુંબઈના ડાકતર ભાઉદાજી તે પ્રત્યક્ષ પ્રમાણ છે.

શંભુનાથ પંડિત સં. ૧૮૨૦માં જન્મેલા હતા તે વિદ્યાભ્યાસ કરતા ત્યારે બહુ ચંચળ ન હતા પણ તેનો સ્વભાવ બહુ માયાળુ હતો. તેને સરવે વિદ્યાર્થિ સાથે બનતું હતું. એ માહા ઉદ્યોગથી અભ્યાસ કરતા. તેથી ધીરે ધીરે તેની બુદ્ધિ ચકચકિત થવા લાગી. એક ભવાનીપ્રસાદ દતનામનો તેનો ઘણો પ્રિય મિત્ર હતો. તેઓ એવા તો યુગલ કીસોર મિત્ર હતા કે તેની ઉપમા આપી શકાય. તેમનાં શરીર જુદાં પણ જીવ એક જેવો હતો. તેમને દેખતાં કેટલાને સહદેવ મુળદેવ અને કેટલાકને બોમન અને ફલેચરનું સ્મરણ થવા વિના રહેજ નહી. એવી તેમની કૃતિ પણ હતી તેઓ સ્વાર્થ રહિત સ્નેહના સબળ બંધથી બંધાયા હતા. ઈંગ્રેજ બોમન્ટ અને ફલેચરની પેઠે તેઓ પુસ્તકો પણ એકઠા લખતા. બેકન્સએ સેઝ નામના પુસ્તક ઉપર તે બને એઓએ એકઠા મળી ટીકા લખેલી છે. ઘરનો બહુ ગરીબ તેથી તેને ભણવું અધુરૂં મુકી ચાકરી શોધવાની અગત્ય પડી. તેને પ્રથમ રૂ. ૨૦ ની કારકુની સદરમાં મળી. આ ચાકરી. મળ્યાથી તેણે અભ્યાસ મુકયો નહી. ઉદર પોષણની ચિંતા મટી તેથી હવે અધિક અભ્યાસ કરવા માંડયો. એનો ઉદ્યોગ અને ખીલની બુદ્ધિ જોઇ સર રોબર્ટ બારલો

નામના જડજની એના ઉપર સારી મમતા થઈ તેણે એને સને ૧૮૪૨ માં મોહોરરશીપની જગ્યા આપી.

( અધુરૂં )

---

## તાજાવિષયો.

# નૃસિંહપુસ્તકશાળા.

આ પુસ્તકશાળાનો વાર્ષિકરીપોટ વંચાવવા સારૂ એક સભા તા. ૩૦ મી અપ્રેલ સને ૧૮૭૨ સં. ૧૯૨૮ ના ચૈત્ર વદ ૭ ને રોજ રા. રા. નૃસિંહભાઈ તરફથી તેમના ડેલામાં ભરવામાં આવી હતી. તે વખતે અત્રેના સરકારી અમદારો તથા આબરૂદાર ગૃહસ્થો વેપારીઓ વિગેરેનો મેળાવડો થયો હતો. માસ્તર કલ્યાંણરાયે સભા પતિની ખુરશી લીધી હતી ને એ પુસ્તકશાળાના સેક્રેટરી આ. વલ્લભજીએ તૈયાર કરેલો વારશિક રીપોટ વાંચ્યો.

એ રીપોટ ઉપરથી જણાયછે કે એ પુસ્તકશાળા સં. ૧૯૨૭ ના પોષ શુદ ૭ [ મકરસંક્રાંતિ ] ને દીવસે દીવાનગોકુળજી ભાઈના હાથથી ખુલવામાં આવી. તેમાં દરેક જણને વગર લવાજમે વાંચવાની છુટ છે. એ પુસ્તકશાળા સારૂ કોરી ૩૫૦૦ ખરચીને એક મકાન પોતાના ડેલામાં રા. નૃસિંહપ્રસાદે બનાવ્યું છે. ને તેમાં કોરી ૮૦૦૦ નાં પુસ્તકો તથા કો. ૧૦૦૦ નો સામાંન પોતાને ત્યાંથી મુકયો. એમ આશરે રૂપઇયા ૩૫૦૦ એ પુસ્તકશાળા ખાતામાં ખરચવામાં આવ્યા જણાયછે. એ પુસ્તકશાળા સવારમ ૭ થી તે ૧૦ સુધી ને પાછી ૨ થી તે ૬ સુધી ખુલી રેહેછે. એ આખાં

સાલમાં ૯૪ જણે વાંચવાનો લાભ લીધો હતો. તેમાં ૨૨ ચલુ વાંચનારાને ૪૨ છુટક આંવનારા હતા. પુસ્તક ઘેર લઈ જવાનો કોઇને હક આપવામાં આવ્યો નથી પણ કોઇને અવશ્ય કરી જોતું હોયતો અપાવવા પુસ્તકશાળા ખોલનારે પોતાના અખ્તીયારમાં રાખ્યું છે. એમાં કુલ ૬૨૦ પુસ્તક છે તેમાં ૧૯૨ સંસ્કૃત અને ૨૫૪ ગુજરાતી છે; સીવાય ૧૭૪ અંગ્રેજી, મરાઠી, ફારશી અને ભાષાનાં મળીનેછે. તે ધર્મશાસ્ત્ર, પુરાણ, વેદાંત, વૈદિક, વૈદક, કાવ્ય, નાટક, અલંકાર વ્યાકરણ, કોશ, જ્યોતિષ, નીતિ, ભૂગોળ, ખગોળ, ઈતિહાસ, કાયદા વિગેરે બાબતનાં છે. યાંત્રિકક્રિયા તથા શારીરવિદ્યાનાં ચિત્રોના નકસા તેની સમજની ચોપડીઓ સહિત છે. આ પુસ્તકશાળાનો કારભાર ચલાવવા એક કમીટી ઠરાવેલ છે

રીપોટ વંચાઈરહયા પછી વિદ્યાદાન તથા લવાજમ લેવાવીશે કેટલીક ચરચા ચાલી આશરે ૬ાા બજે સભા વિસરજન થઇ હતી.

*** પુસ્કશાળાની કેટલી જરૂરછે અને તેથી કેટલા અગણિત ફાયદા છે એતો સહુ સમઝેછે તો અમારા વાંચનારાઓને વીનંતી છે કે, પોતાના શેહેરમાં કે ગામમાં પુસ્તકશાળા સ્થાપન કરવા અને એક હોય તે બીજી વધારવા તનમનથી પ્રયત્ન કરવા ચુકવું નજોયે; ને પોતાને ત્યાંના શ્રીમંતોને શ. નૃસિંહપ્રસાદનો દાખલો દઇ બીજી રીતે આડાઅવળા વરઘોડા, ફુલેકાં, ગુલ્લાલ, આતસબાજી, વિગેરે નિરૂપયોગી કામમાં પૈશો ખરચવાં કરતાં, આવા યાવચ્ચંદ્ર નભે એવા પરોપકારનાં કામમાં પૈશો વાવી અખંડા કલ્યાંણનું ફળ લેવા અરજ કરયા કરવી, ને આવાં કામ શ્રીમંત લોકોએ પણ ઉલટથી આરંભવાં જોયે એવી અમારી વિનતિ છે.

---

# NOTEIC.

Thə object of this Periodical is to be a medium of diffusing knowledge amongst thc people of Kattyawar generally but more especially amongst the Native chiefs, Talookdars, and Girassias. It will in this respect, supplement,. the efforts now making towards the regeneration of the province It is published on the 5 th of each Month The Subscription is one Rupee per year in advance and one Rupee eightannas in ar--rears. It will comprise subjects calculated to im-prove the mind and cultivate the state of those for whom it is intend-ed. The frinds of Native Improvement are earnestly solicit ed toassist in obtaining for it a wide circulation.

## જાહેર ખર.

આ પ્રાંતના સર્વ વર્ગના લોકોમાં વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ થવાની ધારણાથી આ ચોપાનીયું પ્રગટ કરવામાં આવેછે. આ પ્રાંતના લોકોની સ્થિતિ સુધરે એવા વિષયો એમાં દાખલ કરવામાં આવશે.

૧ આ ચોપાનિયાની વરસ ૧ ની અગાઉ આપવાની કિમત રૂ. ૧ તથા વરસ વીતે આપે તો રૂપિયો ૧ા) ઠરાવી ટપાલ ખરચ લેનાર ઉપર રાખ્યો છે.

૨ એક આશામી ૯ થીવધુ નંગ ભેળાં મંગાવશે તેનો ટપાલ ખરચ સભા તરફથી મળશે.

૩ જેઓ આર્દ્રતયા તરીકે આ ચોપાનિયાના ગ્રાહકો વધારશે તેઓનો આભાર માનવામાં આવશે; અને તેમની ખુશી હશે તો સૈકડે ૧૦ ટકા કમીસન પણ મળશે.

૪ આ ચોપાનિયાં મંગાવવા તથા લવાજમ મોકલવા વીગેરેનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના સેક્રેટેરીના નામથી રાખવો અને તેમાં દાખલ કરવા લાયક વિષયો મોકલવાનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાની પુસ્તકલશાળા ( લાઈબ્રેરી ) માં સો૦ ૬૦ ચોપાનિયાના એડીટરને પોહોચે એ રીતે રાખવો.

એડીટર.

# THE.
# SAURASHTRA DARPAN.

# સૌરાષ્ટ્ર દર્પણ.

VLO 8. JOONAGUD. SEP-OCT 1872. NO૭-10.

પુસ્તક ૮ જુનાગઢ, સપટેંબર-અકટોંબર સને ૧૮૭૨ અંક૯-૧૦



तृष्णां छिंधि भज क्षमां जहि मदं पापे
रतिं माकृथाः, सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं से-
वस्व विद्वज्जनान्॥ मान्यान् मानय विद्विषोप्यनुनय
ह्याच्छादय स्वान् गुणान्, कीर्तिं पालय दुःखि
ते कुरु दया मेतत् सतां लक्षणं ॥१॥

પ્રગટકરનાર.

જુનાગઢની, જ્ઞાનગ્રાહક-સભાના કારભારીઓ.

જુનાગઢ

સંવત ૧૯૨૯

JOONAGUD.
PUBLISHED BY THE
JOONAGUD DNYANGRAHAK SUBHA

જુનાગઢ સરકારી નં.૪ નીતિપ્રકાશ છાપખાનામાં છાપ્યુ.

# અનુક્રમણીકા

વિષય



## આંકડાનીચુક

સા૦ ૬૦ નાઅંક૮મામાં એક દાયકાની ચુકરહીંજતાં ૧૪૭ને ૧૫૭ કરી ત્યાંથી ૫૮ ૫૯ એમ ચાલેલછે. તે બરાબર કરી મુકવા આ માં ૧૯૪ પછી ૧૮૫ફરી એક દાયકો ફરી મુકી છેવટે ૨૦૦ અંક કર્યાંછે અનુક્રમણીમાં ૧૮૬ ૧૯૦ને ૧૯૩ નીપાશે ૨ મુકયાછે તેની મતલબકે વારના એ અંકો સમજવા.

THE SAURASHTRA DARPAN,

# સૌરાષ્ટ્રદર્પણ.

VOL 8 JOONAGUD, SEPTEMBER-OCTOBER 1872 NO. 9.10

પુસ્તક ૮. જુનાગઢ, સપટેંબર-અકટોબર સને૧૮૭૨ અંક ૯-૧૦

## દોહરો.

પત્ર આજ સુધરાઈનું, વિચરે દેશ વિદેશ.
ચાહ સુધરવું માનવી, તો ઝટપટ ગ્રહિ એશ.



## દ્રોણપર્વ સાર.

(ગયા અંકના પૃષ્ઠ ૮૩ મેથી ચાલુ.)

પૂ૦ પ્ર૦ સંબંધ—

(વ્યુહ રચના જોઈ દુર્યોધન ખુશી થયો છે)

સંજય કેહેછે કે એ રીત સેના તૈયાર થઈ રહીઅનેયોદ્ધાઓના પડકારા અને વાદિત્રના નાદ થઈ રહ્યાછે એવો સમય જોઈ રૌદ્રમુહૂર્ત ટાંણે અર્જુને રણાંગણમાં દેખાવ દીધો. તેની આગળ કાગડા આદિ પક્ષીઓનાં ટોળાં ઉ-ડેછે, હરિણ અને શીયાળીયાં ઘોરનાદ કરેછે, ઉલ્કા પાત થાય છે, પૃથ્વી ચલાયમાન થાયછે અને સખત વાયુ વાયછે. પાંડવીસેનાની નકુળના પુત્ર શતાનીક અને પાર્ષત ધૃષ્ટદ્યુમ્ન એ બે જણે વ્યુહ રચના કરી. હે રાજા! તારો પુત્ર દુર્મર્ષણ એક હજાર રથ, બશો હાથી, ત્રણહજાર ઘોડા, દસહજારપ્યાદલ લઇ સેનાની છેક આગળ આવી બોલ્યો— આજ હું અર્જુનને હઠાવું છઉં અને માહારૂં પરાક્રમ સહુ જોજો ઇત્યાદિ તેનાં વચન સાંભળી અર્જુને પોતાનો રથ બાણ પુગે એટલો પાશે લઈ જઇ શંખ નાદ કર્યો. અને ત સાથે શ્રી કૃષ્ણે પણ પોતાનો શંખ વગાડયો. એ બે શંખના નાદવડે કૌરવી સેના ચંચળ અને ચકિત થઇગઈ અને વાહનોનાં મળમૂત્ર છુટી ગયાં. એ પછી ધ્વજસ્થ મહા ભુતો સહીત હનુમાને ચીતકાર શબ્દ મ્હો ફાડીને કર્યો જેથી સહુ સેના ભયભીત થઈગઈ. ત્યાર પછી શંખ ભેરી મૃદંગ આદી વા દિત્ર વાગવા માંડયાં. એમ ચારતફ ભયાનક શબ્દો થઈ રહ્યાછે ત જોઇને અર્જુન શ્રી કૃષ્ણપ્રતિ બોલ્યા કે માહારાજ માહારો રથ જ્યાં દુર્મર્ષણ ઉભો છે ત્યાં લઈચાલો કેમ કે મારે હાથીની સેનાને વીખેરીને પછી શત્રુના સૈન્ય માં પેશવાનો વીચાર છે અર્જુનનાં આવાં વચન સાંભળી શ્રીકૃષ્ણે દુર્મર્ષણ તરફ રથ હાંકયો. એટલું થયાથી સેનામાં ખળભળાટ થયો અને અર્જુને પ-ર્વત ઉપર મેઘની ઝડીની પેઠે શત્રુ ઉપર બાણવૃષ્ટિ ચલાવી. અને તેઓયે પણ અર્જુન અને શ્રીકૃષ્ણ ઉપર બાણનો વરસાદ વરશાવ્યો. તેથી અર્જુન કોપા યમાન થઇ શત્રુઓનાં મસ્તક બાણવડે પાડવા લાગ્યા જે મસ્તકવડે પૃથ્વી આખી છાઈરહી. મસ્તકવોણાં કેટલાંક રૂંઢીયાં હાથમાં તરવાર લઇ અર્જુન સામા દોડેછે. રણભૂમિ બધી હાથી ઘોડા અને માણસના અંગવડે ભરપુર થઇ ગઇ છે આ રહ્યો અર્જુન ક્યાં છે અર્જુન ? એમ કૌરવીસેના આખી

અર્જુનમય થઇરહી છે. જેથી તેઓ કાલવશ થયેલા એક બીજાંને અર્જુન જાણી પરસ્પર મારે છે. ઘણા જણ પૃથ્વી ઉપર પડયા પડયા પોતાના કુટુંબીઓનાં નામ લઇ રાહયો પાડે છે. જેજે પુરૂષ અર્જુનની સામો આવેછે તેને કાલરૂપ થઇને બાણ શરીરમાં પેશેછે. અર્જુન હાથી ઘોડા અને રથ ને તેના બેસનાર સહીતને પાડેછે. હાથીનાં શરીરવડે પૃથ્વી પ્રલય કાલે પર્વત પડયા હોય એવી લાગે છે. બપોરના સુર્યની પેઠે અર્જુનની સામી કોઇ નજર ટકાવી શકતું નથી, એરીતે હેરાજા વાયુથી વાદલાંની પેઠે એ સૈન્ય અર્જુનથી તારો તારો થઇ ગયું. અને હાથી ઘોડાને બહુ મારે છે તોપણ આગળ ડગ દેતા નથી જેથી કૌરવો સહુ બાધા થઈ ગયા અને ઉલટ માત્ર હરાઈગઈ.

ધૃતરાષ્ટ્ર પુછેછેકે, સંજય! અર્જુને એ સૈન્યને હણવા માંડયું ત્યારે કોણ-કોણ ત્યાં ઉભારહયા? કે બધા દ્રોણની રક્ષા તળે શકટવ્યુહમાં ભરાઈગયા?

સંજય કેછેકે, રાજા! એમ અર્જુને કૌરવી સેનાને હણવામાંડી ત્યારે ત્યાં-કોઈપણ અર્જુનની સાંમું ઉભીશક્યું નહી. એજોઈ દુઃશાસન કોપાયમાનથ-યો અને અર્જુનસાથે લડવસારૂ મોટી હાથીની સેનાલઇ આગળ આવી ઉભો. દુઃશાસને હાથીની ઘંટા શબ્દ ધનુષની દોરી અને હાથીની ચીશવડે દશોદીશા ગજવી મુકી. પોતા ઉપર હથીયાર ફેંકતો દુઃશાસનને આવતો જોઈ અર્જુને સિંહ નાદ કર્યો અને હાથીની સેનાને મારવા માંડી અને સમુદ્રમાં જેમ મઘરમછ પેશે તેમ અર્જુન હાથીની સેનામાં પેઠા અને જયાં જોયે ત્યાંહાં અર્જુનજ દેખાય છે એવી વિચિત્ર ગતિ અર્જુન કરેછે. ઘોડાની ખરી અને રથની ધરી, ધનુષની દોરી, અને શંખની જોડી, સહીત વાદિત્રના નાદ વડે હાથી બધા મંદગતિ થઈ ગયા અને અર્જુનના બાણવડે ચીસ પાડી પૃથ્વી ઉપર પડવા લાગા. માવતોનાં મસ્તક ધડાધડ પડવા માંડયાં. કેટલાક એક બાણ વડે બે ત્રણ ચાર ભેળા પડેછે. અરજુન એક ક્રીયા કરતા તો દેખાતાજ નથી. મંડલમાં નાચતા હોય એમજ વેગ દેખાયછે એ રીતે એક મુહુર્તમાં પૃથિવ હાથી ઘોડા રથ વીગેરેથી ભરપુર થઈ ગઈ;

એમ દુઃશાસનનું સૈન્ય અરજુનથી નાશ પામતું સેનાપતિઓ સહીત ભાગ્યું અને દુઃશાસન પણ ભયભીત થઇ દ્રોણના આશ્રય લેવા શકટ વ્યુહ-માં પેશી ગયો.

દુઃશાસનના સૈન્યને હણીને અરજુન જયદ્રથની લાલચથી દ્રોણની સેના ભણી ચાલ્યા અને ત્યાંજઇ વ્યુહના અગ્રભાગમાં ઉભેલા પોતાના ગુરૂ દ્રોણાચાર્યને હાથજોડી શ્રીકૃષ્ણની સલાહપ્રમાણે અર્જુન આપ્રમાણે બોલ્યા. હેબ્રહ્મન તમે માહારૂ કલ્યાણ વાંચો હુંને આશિર્વાદ દ્યો કેમકે તમારાપ્રસાદ થકીહું અભેદ્ય સેનામાં પ્રવેશકરવાની ઇછારાખું છઉ. તમે મારે મન પિતાસમ અને યુધિષ્ઠિર સમાન છો. અને સાક્ષાત શ્રીકૃષ્ણ રૂપછો એ હું ખરેખરૂ કહુંછઉ. જેમ તમો અશ્વત્થામાની રક્ષા કરો એવી માહારી પણ રક્ષા કરવી તમારે યોગ્ય છે. તમારી કૃપાથી હું જયદ્રથને મારવાની ઇછા રાખુ છઉ, તો માહારાજ માહારી પ્રતિજ્ઞા પળાવો. આવીરીતનાં અર્જુનનાં વચન સાંભળી દ્રોણ મ્હો મરકાવી બોલ્યા કે અર્જુન હુંને જીત્યાવગર તારાથી જયદ્રથને જીતાશે નહી એમ કહી દ્રોણે અર્જુન બાણવડે ઢાંકીદીધા. તેપછી અર્જુને પણ દ્રોણનાં બાણને પાછાંહઠાવી ક્ષત્રી ધર્મપ્રમાણે પ્રથમ નવબાણ દ્રોણના ચરણમાં માર્યાં. દ્રોણે તે બાણને હઠાવી બીજાં બાણ નાખ્યાં અને અર્જુન દ્રોણનું ધનુષ ભાંગવાનો વીચાર કરતાહતા તેવાંમાં દ્રોણે તેની પ્રત્યંચા ત્રોડીનાંખીને બીજાં બાણો માર્યાં. અર્જુને દોરી સાંધીલઇ એક સામટાં છશે બાણ દ્રોણઉપર ફેકયાં ને વળી તેઉપર સાતશેને તેઉપર હજાર ને તેઉપર દસહજાર બાણ નાંખ્યા. જેબાણો દ્રોણની સેનામાં પેઠાં જેથી અનેક મનુષ્ય હાથી ઘોડા વીગેરે પ્રાણરહીત થઇ ધડોધડ પૃથ્વી ઉપર પડવાલાગાં. એમ હજારો ઘોડા અને સેકડો હાથી ના અરજુનના બાણવડે ઘાણનીકળીગયો તે જોઇદ્રોણે બાણની વૃષ્ઠિ વરસાવી અને અરજુનની છાતીમાં બાણ મારયું જેથી અરજુન જરા કંપાયમાનથયાપણ ધૈર્યરાખી દ્રોણનેસામાં બાણમાર્યાં. દ્રોણે શ્રીકૃષ્ણને પાંચ અરજુનને ત્રોતેર અને ધ્વજને ત્રણ

બાણમારી અરજુનને બાણવડે અદૃશ્ય કરીદીધા. એરીતે દ્રોણાર્જુનનું યુદ્ધલ બાણુ જોઈ શ્રીકૃષ્ણ ગોઠવણકરી બોલ્યા કે અરજુન આપણે આંહી વધુ રોકાવું પોસાય એમ નથી માટે દ્રોણને પડતા મુકી આપણે આગળ વધીયેં એ મ્હોટું કામછે. અરજુને કયુકે જેમ આપની ઈછા. તેથી અરજુન બાણ ફેંકતા રહયા નેશ્રીકૃષ્ણે દ્રોણને જમણામુકી રથઆગળ દોડાવ્યો. એ જોઈ દ્રોણ બોલ્યાકે અરે અરજુનતું માહાવીરથઇ રણમાં શત્રુનેજીત્યાવગર કયાંચાલ્યોજાય અરજુને જવાબદીધોકે મ્હારાજ તમે મારા ગુરૂ છો શત્રુ નથી ને હું તમારો શિષ્ય અને પુત્રસમાનછઉ એવોકોઈ પુરૂષ જગતમાં નથી કે જે તમને જીતીશકે એમ કહી અરજુન જયદ્રથને મારવાની લુલતાથી કૌરવીસેનામાં પડયા. ત્યાં તેનીવાંસે ચક્રરક્ષકતરીકે ધૃષ્ટદ્યુમ્ન અને યુધામન્યુ આવીપુગા. એપછી જ ય કૃતવર્મા, કાંબોજ, અને શ્રુતાયુ,એઓએ અરજુનને રોકયા. તેઓના દસ-હજાર રથ હતા. અને અભીષાહ, શુરસેન, શિબિ, વસાતિ, માવેલ્લ. કાલલિ-ત્થા, કેકય, મદ્રક, નારાયણ, ગોપાલ, અને કાંબોજ દેશનારાજાઓ સસૈન્ય તઇયારથઈ અશ્વત્થામાની ઓથેથઇ અરજુનની સામાઆવી તને રોકવા-માં સામેલ થયા. અને તેથી ત્યાં પરસ્પર ભયાનક યુદ્ધચાલતું થયું.

અરજુનને એરીતે એ ઠેકાણેથી અટકાવ્યા તેથી તે દ્રોણ તરફ ફર્યા અને ત્યાં તીક્ષણ બાણવડે દ્રોણની સેનાને અતિ પિરીત કરી જેમ દેહને વ્યાધિ પીડેછે તેમ. ઘોડો માર્યો, રથ કાપ્યો, મહાવત સહીત હાથીને પાડયો ને છત્રને ફાડી નાખ્યુ તથા રથનાં પૈડાં વીખી નાંખ્યાં બાણથી પીડાઇને સૈન્ય ભાગુ અને અરજુન સેનાને કંપાવતો દ્રોણ પ્રત્યે ધસ્યો. દ્રોણે પચીશ બાણ મારયાં અને તે અરજુને બ્રહ્માસ્ત્રવડે કાપી નાંખ્યાં. એમ ઘણીવારે યુદ્ધ ચાલી અંતે અરજુન દ્રોણને મુકી કૃતવર્માં અને સુદ-ક્ષીણ રાજાની સેના ઉપર ચાલ્યા. કૃતવર્માએ અરજુનને દશ બાણ મારયાં ને અરજુને તેને સો બાણ મારયાં ને તેનું ધનુષ ભાંગ્યુ તે બીજું લઇ બાણ મારયાં. એમ ઘણીવાર લડાઈ ચાલતાં શ્રીકૃષ્ણ વિચારમાં પડયા કે,તખ

ત ચાલ્યો જાયછે તેથી અરજુન પ્રત્યે બોલ્યા કે કૃતવર્મા ઉપર દયા કર્ય માં ને તેને મારી આગળ વધ્ય. એ સાંભળી કૃતવર્માને મોહ પમાડી સુદક્ષીણ તરફ વળ્યા. તે જોઈ કૃતવર્મા સુચેત થયો અને અરજુનના ચક્રરક્ષકને તેણે રોકી રાખ્યા. અને પરસ્પર યુદ્ધ ચાલ્યુ. કૃતવર્માનુ ધનુષ અને ધ્વજ યુધામન્યુ અને ઉત્તમૌજાએ ભાંગી નાંખ્યાંજેથીતણેબીજું ધનુષ લઈ એ બેનાં ધનુષ ભાંગ્યાં. એમ એ લડાઇનો લાગ જોઈ અરજુન ત્યાંથી દ્વાર કરી વ્યુહ માં પેઠા. પણ ચક્રરક્ષકને કૃતવર્માએ રોકી રાખ્યા તેથી તેઓ પેશી શકયા નહી. અરજુનને હાથ કૃતવર્મા આવી ગયેલ પણ તેને માર્યો નહી. અરજુનને અંદરઆવેલાજોઇ શ્રુતાયુધ રાજા કોપાયમાન થઈ સામો થયો. અને તેનેનું યુદ્ધ ચાલ્યુ. અરજુને શ્રુતાયુધના ઘોડા અને સારથીને મારયો તથી તે રથ મુકી ગદા લઈ સાંમો થયો. એ શ્રુતાયુધ વરૂણનો પુત્ર હતો ને તેની મા પર્ણાશા નામની નદી હતી. પર્ણાશાએ વરૂણને પુત્રવાસ્તે વિનતિ કરેલ કે માહારાજ માહારોપુત્ર અવધ્ય થાય. વરૂણે કહયું કે હું પ્રસન્ન થઈ વરઅને અસ્ત્ર આપુંછઊં તેથી ત અવધ્ય થાશે પણ જગતમાં મનુષ્ય કોઇ અમર રેહેતું નથી ઉત્પન્ન થયેલા સર્વને અવશ્ય મરવું છે. તો પણ તે મારા અસ્ત્રને પ્રભાવવડે અજીત થાશે માટે તુ ચિંતા દુર કરય. એમ કહી વરૂણે ગદા મંત્રીને આપી જેવડે તે સર્વ લોકમાં શ્રુતાયુધ કેવાણો. વળી તેને વરૂણે કહયુ કે આ ગદા તારે જે લડાઈ ન કરતો હોય તે ઉપર મુકવી નહી એમ જો કરીશ તો તે ઉલટી તુને મારશે. એ વચન તેને આ ટાણે કાળવશ થયેલો તથી યાદ આવ્યું નહી અને એ ગદા શ્રીકૃષ્ણ ઉપર ફેંકી. શ્રી કૃષ્ણે તને ખભા ઉપર ઝીલી અને ત કાંઇ પરાભવ નહી કરી તે ત્યાંથી પાછી વળી તે યુધામન્યુ ઉપર આવી પડી તે તેને મારી પૃથવીઉપરપડી. એજોઈ આખાસૈન્યમાં હાહાકાર થઇ રહયો.

શ્રુતા યુધને પડયો દેખી સેના ભાગી ત જોઇ કાંબોજ રાજના પુત્ર શુદક્ષિણસાથે યુધ્ય ચાલ્યું. અરજુને તેનું ધનુષ્ય અને ધ્વજા કાપ્યાં- તેણે

અરજુનને ત્રણ બાંણ મારી સિંહ નાદ કર્યા- ચારે કોર ધાર વાળી અને ઘંટ થ ધમધમતી સાંગ લઈ અરજુન ઉપર ફેંકી જેથી અરજુનને મોરછા આવી ગઈ અને તરત પાછા શચેત થઈ અર્જુને જીભ ફેરવતાં ચૌદ બાંણ સુદક્ષિણને માર્યાં અને તેના ઘોડા ધ્વજધનુષ્ય સારથી અને રથને તિલશઃ કરી તેને પોતાને તીક્ષણ બાંણ છાતીમાં માર્યું, જેથી તેનુ બખતર કપાઇ ગયું મુકુટ ઉડી ગયો અને નિઃપ્રાણથઇ પૃથ્વી ઉપર કડેડા પડયો એ જોઈ સેનાબધી ભરરર ભાગી.

શ્રુતાયુધ અને સુદક્ષિણ એ બે વીરપુરૂષો મુવા પછી હે રાજા કૌરવી સેના કોપાયમાંન થઈ અરજુન ઉપર દોડી. તેમાં મુખ્ય શૂરસેન અને સિબી દેશના યુદ્ધાઓ હતા. તેવા ૬ હજારને અરજુને માર્યા તેથી બાકીના ભીત થઇ ભાગા અને વળી પાછા વળી અરજુનને ફરી વળ્યા. તેઓનાં મસ્તક કાપી અરજુને પૃથ્વી છાહીદીધી. તે જોઇ શ્રુતાયુ અને અચ્યુતાયુ નામના બે રાજા અરજુનની સાંભા થયા અને બાણના વરસાદ બે બાજુથી શીરૂ કર્યા. શ્રુતાયુએ અરજુન ઉપર તોમર માર્યું જેથી શ્રીકૃષ્ણને ગભરાટ થાય એવી અરજુનને મોરછા આવી ગઈ. તેજ વખ્તે અચ્યુતાયુયે એક શૂલ અરજુનને માર્યું એમ પડયા ઉપર પાટુ થવાથી અરજુન બહુ બેભાન થઈ ગયા અને ધ્વજ દંડની ઓથે શરીર ટેકાયું. એજોઇ કૌરવીસેનામાં અરજુનને મુવો જાણ્યાથી સિંહ નાદ થયો. કૃષ્ણ બહુ ચિતાતુર થયા અને અરજુનને પ્રીય વચનો કહી ધીરજ આપવા લાગા. આ અવસરે જોઇશ્રુતાયુ અને અચ્યુતાયુયે શ્રીકૃષ્ણ ઉપર મારો ચલાવ્યો જય શ્રીકૃષ્ણને રથ ઘોડા ધ્વજા અને પતાકા સહીત બાંણથી અદીઠકર દીધા. એ અતિ આશ્ચર્યકારક બનાવ થયો. અરજુન થોડીવારે સચેત થયા તે યમને ઘેર જઇ પાછા આવ્યા હોય એવું થયું. અરજુને પોતનો રથ શ્રીકૃષ્ણ સહીત બાંણથી છાહીગયેલો અને બને શત્રુને બળતા અગ્નિ જેવા પ્રકાતા સાંમા ઉભેલા જોઇ ઇંદ્રાસ્ત્ર સજજ કર્યું જેમાંથી હજારો પ્રાણ

છુટી પડયાં તે એ બંને શત્રુઓને અને તેનાં મુકેલાં બાંણોને હણવા લાગ; એમ અરજુને પોતા ઉપર આવેબાંણનો; નાશ કરી આજુ બાજુના યોદ્ધા ઓ ઉપર બાણો ફેકયાં. અરજુનના બાણના ઓઘવડે શ્રુતાયુ અને 'અચ્યુ-તાયુએ બંને માથાં અને બાહુ વગરના થઇ વાથી ભાંગેલા ઝાડની પેઠેપૃથ્વી ઉપર કડેડી પડયા. એ બેનું મૃત્યું થયું એ સમુદ્ર સુકવી ;દેવાની પેઠે લોકોને અતિ આશ્ચર્ય કારક થયું. તેની પાછળ રેહેનારા પંચાસ મહારથીને અરજુન મારી કૌરવી સેનામાં ઠીમ ઠીમને મારતા આગળ વધ્યા.

વ૦ હુ૦   [અધુરૂં]

---

# मशकाष्टक

## કવિત મનહરછંદ

આગળથી તો પડે પાય માંસખાય પુંઠે તો,
ઉઠે તો ભરાય કાનમાય જાય ગણ્ગણી.
આગળ્ આગળ્ ફર્યા કરે વાંસે આવે જાયે ત્યારે,
એવું તો કરે જે નશાકીયે અવગણ્ગણી.
બારીકીથી ધારીયે વિચારી તો તૈયારી તેની,
લોહિ ચુસવાતણીમાં રહયું જોશું ખણ્ખણી.
કહો વિધિ વલ્લભ કહે મચ્છર ને દુર્જન બે,
સમાનસ્વભાવી કયાંથી મોકલ્યાં ભુખ્ણ ખણી.   ૧

ક્રૂર કરે પાન મેળે માણસના રૂધિરનું,
બધિર કરે કાંન અતિ આકરી ગિરાયે.
પ્રબળ પ્રદોષે ત્રાણું ને રાતનાં તો રાજા તે,

હાંજા કરે નમેં કોઈ શસ્ત્રથી ન મરાયે.
અદ્ધર રહે ને આવે સ્વેછાએ ધરા ઉપર,
જરા જાય ઝાળવાતો ભાગીજાય ત્વરાયે.
વલ્લભ કહે ભૂખ તર્ષ ટાહાડ તાપ ખમે તેથી,
મચ્છર ને રાક્ષસમાં ફેર નથી જરાયે. ૨

સિંહ જ્યારે મારે ત્યારે હાથી જે પોકારે તેના,
ભારે શબ્દ થાય, ભલે વંન વિકરાળમાં.
કોણે ના પાડીછે મેઘ ગાજેછે જે ધુંડી તેની'
ધાડી કરી ગર્જના અષાડી વૃષા કાળમાં,
શી ચિંતા છે વીજનો કડાકો કે ભડાકો થયે,
વડા કોટી સિંહ ત્રાડે નથી દુઃખ હાલમાં, ૩
વલ્લભ કહે હો વિધિ મચ્છરનો ગણ્ગણાટ,
કાન પાશે સુણ્વો કદી લખશોમાં ભાલમાં,

સંગમળી માંડે જંગ ટંગલાંબી વાળાં માળાં,
રંગ તો કઢંગ એ પતંગ કાળે છે વાંને.
ભાળતાં તો અંગ તેનું વાળનું અપંગ જેવું,
વાળીયે શું ખંગ કહો ઉમંગ આંબ્રી એવાંને.
* મચ્છર ન વાગે અને મચ્છર પકાવી મેલે
મચ્છર નરાખુ તોયૂ મચ્છર ન દે હેવાને.
કહે વિપ્ર વલ્લભજી માનો વિધિ સાચી વાત,
મચ્છર સર્જાવ્યાં કહો કહ્યુ વેર લેવ.ને. ૪

---

* मतूशर નું મચ્છર —મ્હારૂં બાણ. ૨ मताशिर નું મચ્છિરનું અપભ્રંશ મચ્છર --મ્હારૂં માથું. ૩ मत्सर નું સમાનોચ્ચારથી મચ્છ - પરોત્કર્ષાસહનતા. ૪ प्रसिद्धमशलां.

ચતુર્વિધસૃષ્ટિમાં મચ્છર કહો શેમાં હશે,
પાંખ છે તે માંનીયે જે પંખીને વિભાગે છે.
પણ નહી તે પંખી નકી પંખી તો રાતે પોઢે,
રાક્ષસની માયા આતો રાત દીન જાગેછે.
ત્યારે કહો પતંગ એ પણ સાચો ન માનું વાત,
પતંગો તો દીવે પડી મ્હોયે મ્હોત માગેછે.
વલ્લભ કહે બેએમાંથી એકે તે નથી તેથી,
બ્રહ્માની સૃષ્ટિમાં કે કૌતુક પેઠુ લાગેછે.

કડ્તાં હોય ત્યારે તેને આંગળીજ અડ્તાં પ્રાંણ,
પડ્તાં મુકે એવાં તો કોમળ તે તનડે છે.
તોયે તે લડતાં કાં ઠાલાં બડબડતાં ચીસ,
ક્હાડે ક્રૂર વલ્લભ કહે સારી રાત નહેછે.
કૃતઘ્ની હોવામાં હદ મચ્છરથી આવી રહી,
દેછે જે દુઃખ તે શું ગણાવું જે મનડે છે.
ખાય તેનું ખોદે એ તો રેતાં હોય જેને ઘેર,
પીયે લોહી તેનું ને રાત દીન કનડેછે.

કરતાં વિચાર સાર નીકળ્યો જે દુશમનના,
વોંચ્બુંદમાંથી આ મચ્છર પેદા થયાં છે.
બાપથી સવાઈ બણી થયાં શત્રુશીરોમણી,
કારણ તે કહુ જો કે બહુ પેલાં કહ્યાં છે.
કોઇ શત્રુ દેશમાં કાં કોઇ વશે ગામમાંજ,
કાં તો વસે ફળીમાં જે ગમે તેમ સહ્યાં છે,
વલ્લભજી કહે એથી વધુ તો પડોસે વશે,
શત્રુનાં સાળાં આ તો ઘરમાં આવી રહ્યાં છે.

ક્હેવાં ઘર આપણાં કે ઘર તે મચ્છરનાં છે,
ઘરમાં બેસી નીરાંત અર્થે એકે નાંસર્યો.
અકળાવી ક્હાડે બ્હાર ત્યારેજ તે સખનાં રહે,
એથી ઘર મુકી કૈકે લીધો પંથ પાંશરો.
જઈને શિવ સુવે શેલે વિષ્ણુ વસે વારિમાં,
જોગી રાખે ધુંણી સેવે નેમીજી અપાશરો.
વલ્લભ ક્હે મચ્છરથી મ્હોટામ્હોટા કાયર થયાં,
રાક્ષસનાં બચ્ચાં કને આપણો શો આશરો. ૮

દોહરો.

કાઢો મચ્છરને તરત, દેહગેહથી બ્હાર,
એ માગે ઇશ્વરકને, વલ્લભજી આચાર,

# પ્રયાણપદ્ધતિ.

પત્ર ૨૬

કાઠયાવાડી મિત્રો—

## ગ્રેટઇન્ડિયન પેનીસુલા રેલવે.

આ ગાડી મુંબઈથી ઇશાનકોણમાં થાણા, કલ્યાણી, નાશક, ચલીશગામ, ભોસાવલ, બુરાનપુર, ખંડુવા અને ૫૨૯ા માઇલ નાગપુર સુધો જાયછે તથા બીજી એક ગાડી અગ્નિકોણ તરફ થાણા, કલ્યાણી પુના અને સોલાપુર સુધી માઇલ ૨૮૨ાા સુધી જાયછે, એ બન્ને રસ્તાની

ગાડીઓ મુંબઈથી પ્રથમ બોરીબંદર અને પછી ભાયખાળા, એ બે સ્ટેશનોથી ઉપડેછે. તેમાં જે કોટની તરફનાં બેસારૂ હોય તે બોરીબંદરથી તથ- બાકીનાં ભાયખાળાથી બેસેછે. બોરીબંદરેથી બેસે તેને ભાયખાળા સુધીનુ નીચે પ્રમાણે વધારે લવાજમ બેસેછે તથા ૧૨થી૧૫ મીનીટ સુધીમાંપુગાયછે।

| ફ્શ | સે૦ | થ૦ | ફ્રો. |
|---|---|---|---|
| ૦-૪-૬ | ૦-૨-૩ | ૦-૧-૦ | ૦-૦-૬ |

એ બને રસ્તાની ગાડીઓ. મુંબઇના બોરીબંદરેથી હમેશ શવારના ૭-બજે માલ તથા ઉતારૂની ૧ લા ૨ જા ૩ જા અને ૪ થા કલાસની તથા રાતના આઠ બજે ફકત ઉતારૂની ૧ લા ૨ જા અને ૩ જા કલાસની જાયછે તે તમામ સ્ટેસને રોકાયછે પણરાતની ગાડી કારણ વિના દાદરકુરલા અને ભાંડુપમાં રોકાતો નથી તેમાં નાશક સુધીનીગાડીનું વરણન—

નાશક (દેવરાળી) જતાં રસ્તાનાં સ્ટેસનો.

| | | | |
|---|---|---|---|
| ૧ મુંબઇ [બોરીબંદર] | ૨ ભાયખાલા. | ૩ દાદર. | ૪ કુરલા. |
| ૫ ભાંડુપ. | ૬ થાણા. | ૭ કલ્યાણી. | ૮ ટીટવળા. |
| ૯ વાસીંદ | ૧૦ શાપુર. | ૧૧ આઠગામ. | ૧૨ ખરડી. |
| ૧૩ કંસારા. | ૧૪ ઇગતપુરા. ૧૫ ઘોટી. | ૧૬ નાંદોર | ૧૭ દેવરાળી. |

દેવરાળી સ્ટેશનથી નાશીક ૨ા- ૩ ગાઉ દુર છે તે બેલગાડીથી જવાયછે. ચાલવાના વખતથી ૫ મીનીટ પેલાં ટીકીટ બંધ થાયછે.

ટીકીટનો દર.

| | રૂ. | સે. | થ૦ | ફ્રો૦ | માઇલ |
|---|---|---|---|---|---|
| મુંબઈ (બોરીબંદરથી) કલ્યાણી, | ૩—૩—૦ | ૧-૯-૬ | ૦-૧૧-૬ | ૦-૫ ૯ | ૩૩ |
| કલ્યાણીથી દેવરાળી [નાશીક] | ૧૨-૧૩-૬ | ૬-૬-૯ | ૨-૧૩-૦ | ૧-૭-૦ | ૧૧૬ |

પેલી ગાડી સ,૭ ઉપડી ૯-૪૭ કલ્યાણીઆવી ત્યાં ૧૮મીનીટ રોકાઈ ૧-૩૫ કસારે આવેછે ત્યાં ૨૦ મીનીટ રોકાઈ ૩ બજે ઇગતપુરા આવેછે, ત્યાંથી

૫ અજે ઉપડી રાતના ૭—૧૭ મીનીટે દેવળાળી આવેછે ત્યાં ૧૩ મીનીટ રોકાઈ ચાલીશગામ તરફ જાયછે. રાતની ગાડી ૮ બજે મું૦ થી ઉપડી૯-૫૦ કલ્યાણી, ત્યાં ૩૫ મીનીટ રોકાઈ ૧૨-૩૫ કસારા, ત્યાં૧૦ મી૦ રોકાઈ૧-૫ ઇગતપુરા ત્યાં ૪૦ મીનીટ રોકાઇ ૪ બજે દેવળાળી. આ પ્રમાણે નિયમ છે. પણ અમદાવાદની ગાડીના કરતાં આના ટાઇમમાં ગડબડાટ ઘણો છે. કોઈ વાર રસ્તામાં વધારે રોકાય અને કોઈ વાર થોડું રોકાય. બે૦ બ૦ના જેવી આ ગાડી બહુ સરસ પણ નથી તેમ રસ્તામાં સ્ટેસને સ્ટેસને ગાડી ઉઘાડી પીશાબ વીગેરેનો ખુલાસો કરે કે જોઇતા એવો તથા પાણી મળે એ કાંઇંજ નહી. ઈગતપુરા તથા કસારાની વચ્ચે ટનલો તથા પર્વત ઉપરનો રસ્તો ઘણો વિકટ તથા જોવા લાયક આવેછે. તેમાં આશરે ૧૨ ટનલો (ડુંગર કોરીને ભોંયરાની પઠે ઉપરડુંગર અને નીચે કાડેલા રસ્તા] છે તેમાં ૫ મોહોટીછે જેમાં વચમાં આવતાં ધોળે દીવસે સાવ અંધારૂ થઇ જાયછે એવી અને ૭ નાની છે, ૯ ટનલ આવ્યા પછે ડુંગર ઉપર ચડાવવાસારૂ ઈંજન ફેરવી રસ્તા ફેરવે છે. એ રસ્તો ચોગડા ( B e a t ) ના આકારનો છે, તેમાં પ્રથમ ગાડી ની લેન a પાટા ઉપરથી e પાટા ઉપર ચાલી આવી ત્યાં રોકાયછે અને પછી ઇંન્જન છુટું પાડી t ના પાટા સુધી લઇ જઈ ત્યાંથી t પાટા ઉપર ચઢાવેછે અને ત્યાંથી B પાટા ઉપર લાવી ગાડી ને જોડી દેછે. પછી ગાડીને તે પાટા ઉપર ચડાવીને ચાલતે રસ્તે લઇ જાયછે a નાથી B એ રસ્તો બે ચાર માથોડાં ઊંચો છે ત્યાં કોઈ ગાડી જતી હોય તો તે આપણી ઉપર છે અને આપણે તેની નીચે છઈયે એમ તરતજ જણાયછે. નાશીકથી પાછાં વળતાં ચાલીશગામવાળી ગાડી સવારના ૮-૧૦ ઉપડીને નીચે મુજબ રોકાયછે.

દિવસની ગાડી.

| વખતે આવે. | સ્ટેસન મુરૂય. | રોકાય કલાક. |
|---|---|---|
| ૧૦—૩૫ | ઇગતપુરી. | ૧ |

| | | |
|---|---|---|
| ૧૨— ૪૨ | કસારે. | ૦ાા |
| સાં૦ ૭ | કલ્યાંણી. | ૦ાા |
| રાં૦ ૮ | મુંબઈ | |

રાતની ગાડી-

| | | |
|---|---|---|
| ૧૧—૩૫ | દેવરાળીથી. | ૦ |
| ૧—૧ | ઈગતપુરી. | ૦—૧૦ |
| ૨-૨૦ | કસારે | ૦—૨૦ |
| સ૦ ૫ | કલ્યાણી. | ૦—૧૦ |
| ૭ | મુંબઈ. | |

મુંબઈથી પુને જતાં કલ્યાણીથી રસ્તો બદલાયછે તે ગાડી બોરી બંદરથી સ૦ ૯—૪૫ મીનીટે ઉપડેછે તે સાં૦ ૫ બજે પુને પુગેછે. બીજી બ૦ ૨—૩૦ ઉપડી રા૦ ૯—૨૦ પુગેછે. ત્રીજી રાતના ૯—૩સ ઉપડી સ૦ ૫—૩૦ પુગેછે. ચોથી રા૦ ૧૦ બજે ઉપડી દી૦ ૧૦ પુગેછે. આમાંની પેલી ૨ ગાડી પુના સુધીનીજ છે તેમાં બીજી રવીવારે બંધ છે. ૩-૪ થીગાડી પુને થઇ શોલાપુર સુધી જાયછે. પેલી, બીજી અને ત્રીજી ઉતારૂ સારૂજ અને તેમાં ૩ કલાસ ને ચોથી માલ તથા ઉતારૂસારૂ તેમાં ૪ કલાસ હોયછે.

પુના સુધીનું લવાજમ તથા માઈલ.

| | ફ૦ | સે૦ | થ૦ | ફો૦ | માઈલ |
|---|---|---|---|---|---|
| મુંબઇથી પુના. | ૧૪-૪-૦ | ૭-૨-૦ | ૩-૨-૯ | ૧-૯-૬ | ૧૧૯ |

પુનાથી મુંબઈ આવતાં વખત.

| | ૧ ગાડી | ૨ ગાડી | ૩ ગાડી | ૪ ગાડી. |
|---|---|---|---|---|
| પુનેથી ઉપડેછે. | સ. ૯-૪૫ | રા. ૧૦-૦ | બ. ૨ | સાં. ૪-૨૦ |
| મુંબઇ આવેછે. | સાં. ૬-૦ | સ. ૬-૦ | રાં. ૯ | સ. ૫-૧૦ |

બાકી બીજી ૧ ગાડી કલ્યાંણી સુધીની ચલુ સાં૦ ૭-૩૫ પુગેછે પણ તે માંહીમ રોકાતી નથી પાછી સ૦ ૭-૩૦ મુંબઈ આવેછે.

મુંબઈથી માહીમ સુધી પાંચ પ્રકારની ગાડીઓ જાયછે-

| પ્રકાર ૧ લો. | | પ્રકાર ૨—૩ | |
|---|---|---|---|
| ઉ. ૫-૩૦ | રવીવારે | સ. ઉ. ૭-૪૫ | રવીયે બંધ |
| પુ. ૬-૨૦ | બંધ. | પુ. ૮-૨૫ | તથા દાદર |
| | | સાં. ઉ. ૫-૨૫ | રોકાતીનથી |
| | | પુ. ૬- ૬ | |

| પ્રકાર ૪ થો. | | પ્રકાર ૫ મો. | |
|---|---|---|---|
| સ. ઉ. ૨ - ૦ | શની તથા રવીયેજ. | ઉ. ૮-૪૫ | રવીવારેજ. |
| પુ. ૪-૪૦ | | પુ. ૯-૨૨ | |

હાલ એજ. એક સૌરાષ્ટ્રી.

## કરકસર.

કરકસર એ ગુણ મ્હોટો છે. જેને કરકસર કરતાં આવડી તેને સંસાર ચલવતાં આવડ્યો એમ સમજવું ને જેને કરકસર કરતાં ન આવડી તેને સંસાર ચલવતાં ન આવડ્યો એમ શમજવું. કરકસરથી માણસ જેમ ખરચથી ઘસાઈ જાતા નથી તેમ નાત જાત પાડા પડોશી સગાંસાઇમાં વગોવાતો પણ નથી. જેમબહુ કંજુસ થાવું નિંદિત છે તેમ ઉડાઉ થાવું પણનિંદિત છે. બેએની વચે રેહેવું એનું નામ કરકસર કેહેવાય છે અને એટલાજ માટે તેને બે દુર્ગુણની વચમાંથી કાહાડી ગુણનું નામ આપવું યોગ્ય છે. જે કોશર કરેછે તેને લોકો કૃપણ, મખીચુશ, કંજુસ વીગેરે વિશેષણોથી નીન્દેછે તેમ ઉડાઉને કુલણજી ખાઉકણ કૃતનદીવાલીઓ વીગેરે વિશેષણોથી નીન્દેછે પણ કરકસર કરનારને પક્કો, પોચેલો, વાંણીઓ કરીને વખાણેછે.

દુનીયામાં આ ત્રણે પ્રકૃતિવાળાં માણસોછે તેમાં વચલા ગુણવાળાં વિરલાં હોયછે. કોશરીયાં માણસ ઈયાં સુધી કોશર કરેછે કે વખ્તે પોતાની જીન્દગીને બચાવવા સારૂ પણ થતા ખરચમાં પ્રાણથી વધુ વાહાલો પૈશા ન માનેછે. અને તથી પૈશા ખરચાયાની બીકે ઓસડ ન ખાઇ રોગમાં રીબાયા કરે છે અથવા તો બગાડ કરેએવું પણ અન્ન ખાઈને ઓર જીન્દગી-

નેજોખમમાં નાંખતાં પણઅંચકાતાંનથી. કેટલાક કેશરીયાની બનેલીવાતસાં ભળીછે તેએકે કેટલાક તેલ વરે તેથી રાતે દીવોનકરી દીવાના વખત પેલાં વીચાળુ પાણી કરીલઈ ખાટલા પાથરી રાખેછે અને કેટલાકનીતો એથીપણ વિચિત્ર વાત સાંભળીછેકે રાતરે જ્યારે ખરી નીદર આવેત્યારે ખાટલામાસુયે ને જાગ્રત થાય ત્યારે તરત હેઠે ઉતરી બેસે કેમકે વ્યર્થ ખાટલો ઘસાય એસારૂં નહી. કેટલાક જોડા પેહેરતાનથી ને કોક પુછેતા દાખલો દેછેકે પગ કાંઇ ઘસાઈ? ને ગોઠણ સુધી આવીગયા? ને જોડાનીતો કેટલીક જોડો ફા ટીગઈ. એકજણે બજારમાંથી ઘી આંણ્યું તેમાંમાખી પડી તે જોઇ મન કચવાણું જાંણુ કે એ માખી બાહારકાડી નાખશું તેને ઘી ભુસાણુંછે એટલુ માહારૂ ઓછું થાશે તેથી એ ઘી વ્યર્થન જવાદેવાના વિચારથી એ મુવેલી માખી ઘી માંથી કાહાડી ચુસી ને પછી નાં ખી દીધીહશે તેથી મખીચુસનો દાખલો ચાલ્યો હશે એમ અનુમાન થાયછે ત્યારે કહો આ કેવી હદથી જાદે કોસર! તેમ જે ઉડાઉ થાયછે તે અતિ મ્હોઘાં લુગડાં અને અતિ મોઘાં ઘરેણાં પેહેરેછે પછે ટકાઉવગરટકાઉની તે ફીકર રાખતો નથી તેમ એક અત્તર તાલો ૨૦ રૂપઈયાનો લઈ સેહેજમાં ઉડા વી દેછે, એજ રીતે વ્યભિચારમાં લાખો રૂપઈયા ઉડાવી દેછે ને સારાકાંમમાં પણ શક્તિ ઉપરાંત ખરચ કરેછે તે છેવટ ઘરમાં પૈશો નહોય તો કરજ કર ને પણ ખરચ કરેછે. ઘરમાં કાંઈ ચીજ બગડી જતી હોય તેની સંભાળી ન લઈ તે બગડી ગયા પછે ફેંકી દેછે ને વળી ખપપડે ત્યારે પઈશા ખરચેછે. જરૂરી જનસો ખપપડયા પેહેલાં ધીરજથી ખરીદ ન કરી ખપ પડેને બેશીરેહે તેટાંણે બમણાં ત્રમણાં દાંમ ખરચી તે ચીજ લેછે. વિગેરે આડે વાટે પઈશો ખરચી નાંખી લોકોની નિંદા અને લેણીયાતના હલ- કાટ સાથે બેહાલ થઈ જાયછે ને આખર પોતાના પ્યારા ફરજંદ ઉપરઅનઘેળ કરજા બોજો મુકી પોતે મ્હોટે રસ્તે થઈને છુટેછે.

એથી ઉલટું કરકસર કરનાર તે પણ લુગડાંતો પેહેરેછે, તેટલુજ નહી

પણ વળી મળતર હોયતો સારાં અને કીમતી પેહેરેછે પણ તે વધુ ટકે એવાં જોઇ ગોતી લેછે, તેની સંભાળ રાખેછે અને જરૂરને વખ્તે વાપરેછે. જરૂર જોગી ચીજો વધુ ખોળ કરી સારી અને સશતી લેછે ને તેમાં થોડા ઘણા ખપનો અને ટકાઉવગરટકાઉનો વિચાર કરેછે. જરૂર પડતો ખરચ કરતાં પોતાની શકિતનો આમદાનીનો અને દેશકાળ દુરન્દેશનો વિચાર કરેછે. કાંઈ પણ ચીજ બગડતી કે નકામી થઈ જતી હોય તેને વગે પાડેછે બનતાં સુધી ખપમાં આવે એવી થાય તેમ કરેછે કોઈને બદલે આપીને ખપ પડે તેવખ્તે બીજી પાછી લેવાનો ઠરાવ કરેછે છેવટે કોઇને મ્હોયે પડે તેમ કરીને પણ વ્યર્થ જવાદેતાં નથી. વેચી નંખાય એવી હોયતોવેચી નાંખે છે અથવા કોઇજોતી ચિજને સાટેઅદલબદલ કરેછે.જેમાંણસજરૂરીખરચ કરતાં પાછો હાથ ખેચતો નથી તેમ અકારજ જતો એક દમડી સારૂ સો રૂપઇયાના જેટલી મેહેનત કરેછે એવા માંણસની બીલહારીછે ને તેવાને માટે નિતિશાસ્ત્ર જુવો કેવી સાક્ષી આપેછે.

यः काकिनीमप्यपथप्रपन्नांसमुद्धरेन्निष्कसहस्रतुल्यां॥
कालेषुकोटिष्वपिमुक्तहस्तस्तंराजासिंहंनजहातिलक्ष्मीः॥१॥

અર્થ—જે પુરૂષ એક કોડી પણ અવળે મારગે જતી હોય તોતેને હજાર સુનામોર બરાબર જાણી બચાવે ને વખત પડે ત્યારે ક્રોડો ઉપર પણ હાથ છુટો મુકેછે એવા પુરૂષને લક્ષ્મી કોઇ દાહાડે ત્યાગ કરેનહી.



## વ્યભિચારો વિશે.

### ભુજંગી છંદ

કરે સંગ જે નાર બીજા તણીના, થશે ચોર તે નીચ ધાતા ભણીના;

ટળે દ્રવ્યને કાછડી છૂટ નામે, કહાવે કુડાં કર્મથી ઠામ ઠામે. ૧
કુળે ડાગ આપી કરે કામ કુડાં, તજે લાજને તે તજે કામ રૂડાં;
ન જુવે કશું ને કશું તેજ ભાળે, કુડાં કૃત્યથી કુળની લાજ ટાળે- ૨
ન ચાહે ન તેને ન પૂછે ન લાવે, ઘરે હાટકે તેડવાનું ન કાવે;
વધે ક્રોધ પાપી બને તેજ પૂરો, રહે નીચ વિદ્યા કળામાં અધૂરો.
ટળે ધર્મ-યાત્રા ટળે દાન તિર્થો, ટળે હોય વિદ્યા કળામાં સમર્થો;
કદી રાંક રાજા કરે કામ એવાં, પડે નર્કમાં માણસો હોય તેવાં. ૪
અઢારે પુરાણો કુરાનો કિતાબો, પુરે શાખ જે દેવ લેછે હિસાબો;
ન મૂકે કદી દેવ નિશ્ચેજ માનો, કદી તે વળી આદરે કામ છાંનો. ૫
ન સૂજે કશું કામ ને કાજ તેને, પડે દુઃખ ત્યારે પછી કેજ કેને;
ઘટે લાજ તેથી બને તે અકર્મી, ભલે આદરે કૃત્ય બીજાં સુધર્મી. ૬
પડે ખુબ બીજે ભવે દુઃખ તેને, વળી આ ભવે ચેતવે નિત્ય એને;
ન જાણે કશું તોય તે મુર્ખ પાપી, રમે જાર તે ધૈર્ય હૈયેજ સ્થાપી. ૭
અરે મિત્ર મારા તજો કામ કુડાં, ભજી રામ નિત્યે કરો કામ રૂડાં;
રહો નિત્ય નિશ્ચે સુકૃત્યો કરીને, ગઈ આબરૂ તેજ નાવે ફરીને. ૮

મનહર છન્દ.

છાકટો બનેલ છેલ છાંનાં છાંનાં છક થઈ,
છછોરી છિનાળ સાથે નાંખે અંગ છાંણમાં;
લાવો પર લલનાનો લેવા લોભ સાથે લાપ,
લાવો લોક ફટકાર મળે લેતાં લાણમાં;
ખરે ખાત ખંત થકી ખોળી ખોદે ખળ ખાણ,
ખચિત ખેલાડીના ખે થશે તેવી ખાણમાં;
હાલક હુલક થાય હૈયામાંહી હાય હાય,
હરામી હિમત હારી જાય થતી હાણમાં.
હીંડોળે હિંચતા હાર હેમનાજ હૈયે નાંખી,

હેમ હીરા વીટી હેતે નાંખતા જે હાથમાં;
હાક મારે ત્યાં હજારો હજુરી હાજર થતા,
હાજર હાજર કૈ હજુરી લેતા બાથમાં;
હેત અરિહંત હરીહર સાથે નહી તથી,
હીંડોળો હજુરી તજી ગયા જમ સાથમાં;
હરામી હરામખોર હલકાઇ તજી ભજો;
અરીહંત હરીહર રાખી હેત નાથમાં. ૧૦
અરે આવા અરશામા એવાં કામ આદરીને,
અગર ચંદન તજી નાંખે ચિત્ત થોરમાં;
નટ નીચે પડે જઇ ઝટ જીવ તજે દેહ,
નજર નટની વળી જો ન રહે દોરમાં;
તમ ચોરી ધંધો કરી સાહુકાર થવા જાય,
કહો કેમ કયાંથી પડે છાપ એવી ચોરમાં;
તમ બોર ખાઇ આમ્રફળ સ્વાદ લેવા ચાય,
કહો આમ્રફળ સ્વાદ કયાંથી હોય બોરમાં. ૧૧
અનેક ઉલટાં એવાં એવાં કામ આદરીને,
પરભવ થવા સુખ ઇચ્છે નિજ જીવનું;
કહો કુડાં કૃત્ય થકી કયાંથી મળે મોક્ષગતી,
તથા વળી થાય કેમ દરશાન શીવનું;
આવે નીર મોભ તણું નેવાં પાસે નીત નીત,
કદી પણ મોભારે ન આવે નીર નેવનું;
માટે પ્રભુ ભજો ખુબ ભાવ ધરી દિલ વિશે,
કદી પ્રભુ વિના સુખ ઇચ્છો નહીં જીવનું. ૧૨

મેહેતાજી ડુંગરશી નથુભાઇ બીલખા.

# ખોટા વેહેમ તજી ફતેહ મેળવવા વિષે.

## રાગલાવણી.

અરે વેહેમ રૂપી જે ક્રુર, કરી ચકચુર, દિલે ધરી શુરને હોમ જગાવો
સહુ એક બની મુજ ભ્રાત' ફતેહને લાવો.

## ઝુલ'

હતી એક ક્ષણે ધણીધુમ, ઇન્ડીઆમાહે;
તે વેહેમ વાળી ધુડ, અતી દુઃખથાએ;
અરે વેહેમો રૂપીભુત, ભરાંણાં આંહી;
સહુ લોક વિના ઉદ્યોગ.નથી શુરકાંઇ;
તે દુઃકેરો હે મિત્ર' હવે નહીંફાવો;
સહુ એકબની મુજભ્રાત, ફતેહને લાવો;
અરે વેહેમ રૂપીજે ક્રુર, કરો ચકચુર. દીલેધરી શુર, ને હોમજગાવો
સહુ એકબની મુજભ્રાત, ફતેહને લાવો. ૧
વણ વેહેમ હતી ધણીસ્વચ્છ, આર્ય વસુધા;
હવે તેજ બનીગઈ ભ્રષ્ઠ, મનો થયાં ઊંધાં;
અરે એક પળે આ દેસ , ઉત્યમ સૃષ્ટીમાં;
તે ફના થઇ લવલેશ,પડયા કષ્ટીમાં;
અરે તે કષ્ટીકરી દુર, વૃષ્ટી વરસાવો;
સહુ એકબની મુજભ્રાત, ફતેહને લાવો અરે વેહેમરૂપી જે, ૨
ગયુ હિંદુકેરૂ રાજ્ય. થયા મુસલ્લા;
જયાં શબ્દો થાતારામ, આજ ત્યાં અલ્લા;
અરે હાઅ બન્યા સહુ આજ, વેહેમના ગોલા;
સહુ બાહાર ચડીપડથાર, મારેછે ટોલા;
અરે શુર તજીને કેમ, તમાકુ ચાવો;

સહુ એકબની મુજભ્રાત, ફતેહેને લાવો; અરે વેહેરૂપી જે ક્રુર; ૩
અરે એકપળે આ દેશ, હતા બંકામાં;
બીન વેહેમથકી જેરાંમ; ગયા લંકામાં;
સહુ એકહતા રજપુત, અતીસે શુરા;
નહી વેહેમ જેમાં લવલેશ, લડાયક પુરા;
તે શુર ગએલુ ભાઇ, ફરી ઉલટાવો;
સહુ એકબની મુજભ્રાત, ફતેહેને લાવો; અરે વેહેમ રૂપી. ૪
તજી વેહેમ ચરી પરદેસ' હુન્નરોલાવો,'
ધરી મન અતીસે વિવેક, શુર ઉઠાવો,
વિદ્યા ભણવામાં ભાઇ, હવે મન ઘાલો,
મૂકી દુર્ગુણને દુર, સુગુણને ઝાલો,
શ્યાકારણ મૂકી ભાત, કણકીને ચાવો,
સહુ એકબની મુજભ્રાત, ફતેહેને લાવો' અરે વેહેમ રૂપી જે' ૫
અમે છોડી ઈન્ડીયાદેશ, પ્રદેશે જાઈયે,
સુભદીસા નહીં તે હોય, દુઃખી સહુ થાઈયે,
જે જાય અસુભ દીનબાહાર, દુઃખ બહુપામે,
પુર્વે પરવરીયે આજ, ચંદ્રધર સામે,
વળી વૈધૃતનેવતીપાત' ઢોંગ ઉઠાવો,
સહુ એકબની મુજભ્રાત, ફતેહેને લાવો, અરે વેહેમરૂપી જે, ૬
વળી નડે અમોનેરાહુ; સનીસર સાથે,
ભ્રગુ ગુરૂ મંગળનીઘાત, અતોછે માથે,
એ સઘળા કેરૂમૂલ, જોશીઓ જાણો,
તે ઉદર ભરવા માટ' કરે ઉખાણો,
અરે મંદમતીના ભાઇ' મતી તો ચલાવો,
સહુ એકબની મુંજભ્રાત, ફતેહેને લાવો અરે વેહેમ રૂપી જે ક્રુર ક. ૭
એ પંડના પેટની વેઠ' કરવા માટે,

ઠગ પંડીત બોલે વેણ' ભીન્નભીન્ન ઘાટે,
જગદીસ જગતનાતાતે, કર્યું સહુસારૂ'
તેહેનીજ કૃતીમાં કાંઈ, નથીજ નઠારૂ'
તે સઘલા સજન પાસ, પડયોછે પુરાવો,
સહુ એકબની મુજભ્રાત' ફતેહેને લાવો' અરે વેહેમ રૂપી, જે ૮
અરે વેહેમો કેરી રીત. દુર ખસાડો,
ધરી હિમતનું હથીયાર વેહેમને છાંડો'
પ્રભુ એકગણી નેભાઈ' ભૂમીપર ફરવું'
મનમાં લાગે જે ઠીક, તે આપે કરવું'
તે વેહેમો રૂપી વૃક્ષ, ઉછંદી ઉડાવો,
સહુ એકબની મુજભ્રાત, ફતેહેને લાવો' અરે વેહેમો રૂપી' ૯
ચેત્યા ત્યાંથી પરભાત, ગણીને ચાલો'
સહુ ચક્ષુમાં ભરી નીદ્રા' આજ ઉડાવો,
દૃઢ ધર્મધરી મન માહે, સંપકર રાખો'
યા હોમ કહે પરતાપ, સજ્જન મચાવો'
સહુ એકબની મુજભ્રાત, ફતેહેને લાવો,
અરે વેહેમ રૂપી જે ક્રુર, કરીં ચકચુર, દીલે ધરીશુર, ને હોમ જગાવો
સહુ એકબની મુજભ્રાત' ફતેહેને લાવો, ૧૦

પરતાપરાય. વસંતરાય. ના૦ જુ૦



# પરમેશવરનું સ્મરણ કરવા વિશે

## લલિત છંદ

પ્રભુ તણું' તમે, હેતપારખો; ચિત્ત દઇ ઘણું', જ્ઞાન આરખો,

સમજ એહતો, ધ્યાનમાં ધરી, રટન રામનું, કામ આદરી. ૧
મરણને સમે, યાદ તે કરે, વખત જોઈને, શાંતો આદરે,
જગતમાં ભલી, નામના કરી, રટન રામનું, કામ આદરી' ૨
વિશય કાચિંત, દીલમાં બને, તરત જોયતાં આપણી કને.
જરૂર લેખમાં, દેહ તે ભરો, રટન રામનું, કામ આદરી. ૩
ભય તણી તમે, બીક ના કરો, સરવ જાતીમાં, પ્રીતિઆદરો,
ઉત્તમ હેત એ' ધ્યાનમાં ધરી, રટન રમનું' કામ આદરી ૪
વગર દામનું'' ધ્યાન એ ધરો ગુપત દાન એ, દાનના કરો;
મનુષ્ય દેહની, દેહ એ ધરો, રટન રામનું, કામ આદરી. ૫
ચિત્તમમાં હશે, રામમાહરો, ગણ ભુલે નહીં, ઝંખતા હરો,
નિર પરાધિહે, દેહ તાહરી, રટન રામનું, કામ આદરી. ૬
ભવ ભુવનમાં, પાપ જે કર્યાં, નિર્વણ તાપના' કાંમના સર્યાં;
સરવ જાતી એ, બોધ એ કરી' રટન રામનું, કામ આદરી. ૭
મનુષ્ય માત્રનો, મોજ તો દઈ, ફીકર દેહની, ચીત્તમાં લઇ;
પરમ પ્રીતિએ' બાપની ખરી, રટન રામનું, કામ આદરી. ૮
સહનતા ધરી' નામને લીઓ' ગુરૂ પ્રતાપથી' દાન એ દિઓ;
પરમ પ્રીતિએ' ઝંખના કરી. રટન રામનું, કામ આદરી. ૯
બહુ કરી તમે' ટેવ એ ધરો' સવણ હેતનું' કાર્ય તે કરો.
કવિત તો કરયું, પેટ ના ભરયું, પણ હરી તણું, નામ આદરયું. ૧૦

પુંજાશંકર ગોવીંદરામ કેસોદ આસિસ્ટંટ

---

# વ્યાકરણસંગ્રહ.

## ગુજરાતી વ્યાકરણવિશે છુટક વિચાર.

[૧૦ નોટબુક ઉપરથી.]

ગુજરાતી લખાંણમાં હાલના વિદ્વાનો આ એક નીયમ'નો જે ભળામણ કરેછે અને પોતે તે પ્રમાણે વરતેછે તે બરાબરછે કે દૂષિત છે એ નિર્ણય કરવા જેવી બાબત છે- એનિયમ તે નિરનુંનાસિક સાનુનાસિક વિસે છે. વાંચનાર સાહેબો જાણેછે કે, આવોવિષય આ ચોપાંનીયામાં પ્રથમ "ઉચ્ચારાનુસાર લેખન" ના નામથી વિસ્તાર સહિત આવી ગયો છે તેમાં અનુનાસીક તેશું? અને તે કયાંહાં બોલાયછે. વિગેરે પુષ્કળ ખુલાસો લખ્યોછે એટલે તેની દિગ્ માત્ર સમજ આંહી લખી મુખ્ય વાત ઉપર આવશું. એક સ્વરના અઢાર ભેદના ઉચ્ચાર થાયછે એ વ્યાકરણ પ્રશિદ્ધ વિષયછે. એ અઢાર પ્રકારમાં અનુનાસિક પણ એક ભેદ છે અને તે અનુસ્વારનો નાંનો ભાઇછે. આનાં ઉદાહરણ સંસ્કૃતના કરતાં ગુજરાતીમાં ઘણાં છે ને તે દરેક લખનાર લખેછે ને બોલનાર બોલેછે. બોલવાનો. રીવાજ તો અસલથી ચાલ્યો આવેછે પણ લખવાનો રીવાજ હાલ શુધરેલા વખતમાં પડયોછે નેહજી આજપણ જુના જમાનાના લખનાર નિરનુનાસિકજ લખાંણ કરેછે પણ તને વાંચતી વખ્તે સાનુનાસિક વાંચેછે તેને માવરાથી તેમજ વંચાય છે તેમ માહેતગાર બોડીયાઅક્ષર વાંચતાં ખર ઉચ્ચાર કરેછે તેમ અનુનાસિકનું પણ થાયછે.

ઉકારાંત નપુંસકલિંગના શબ્દ ઉપર જે મીંડુ લખાયછે તે અનુનાસિક બોધક ચિન્હ છે અર્થાત્ એ વખતે ઉકારનો અનુનાસિક ભેદનો ઉચ્ચાર થાયછે સંસ્કૃતમાં અનુસ્વાર (૦) અને અનુનાસિકનાં (૦) જુદાં જુદાં ચિન્હ હોયછે પણ ગુજરાતીમાં તે બંનેને માટે એકજ ચિન્હછે. કારણ કે ગુજરાતીમાં અનુસ્વાર વાળા શબ્દો થોડા છે તેથી અનુનાસિકને ઠેકાંણે પણ અનુસ્વાર વપરાય છે; જેથી,, જે સ્વરની આગળ નાસિકાસ્થાની વ્યંજન હોય તે સ્વર ઉપર અનુસ્વાર મુકાયનહી,, એવો નિયમ આજના વિદ્વાનોયે ઠરાવેલછે અને તેનુ કારણ એવા શબ્દોના મૂળભૂત સંસ્કૃત શબ્દોમાં તેમ અનુસ્વાર નમુકાવાનું ઘણું કરી ગણાયછે.

ઉપલો વિચાર કેટલાંક કારણોથી ઉલટો લાગેછે. સંસ્કૃત મૂળ શબ્દો

માં અનુસ્વાર નથી મુકાતા એતો ખરૂ છે પણ ગુજરાતીમાં તેનિયમ રાખતાં ઘણી વખત જુદારો બતાવી શકાતો નથી વળી સંસ્કૃતમાં કદી ન લખાય તો તેનેન આપણે શું પુગું. આપણી ભાષા અપભ્રષ્ઠછે તો તેમાં કામ રામ નામ વિગેરે શબ્દોમાં બાકી રૂપ એમનું એમ રેહેતાં નિરનુનાસિકનો સાનુનાસિક સ્વર થયો એટલો તેનો અપભ્રંશ થયો એમ માનવામાં કાંઇ હરકત નથી. જેમ સંસ્કૃતમાં लंका मथुरा द्वारिका यमुना વિગેરે શબ્દો આકારાંત છે પણ તે ગુજરાતીમાં વપરાતાં સાનુનાસીક થઈ લંકાં, મથુરાં, દ્વારકાંને યમુનાં બોલાય છે ત્યારે તેને સાનુનાસિક (ને બદલે સાનુસ્વાર) લખવામાં કાંઈ પણ હરકત નથી. તેમ નાસિકાસ્થાનો વ્યંજનથી પ્રથમનો સ્વર સાનુનાસિક બોલાતો હોય તોઅનુસ્વાર લખવામાં કાંઈ પણ હરકત નથી.

ગુજરાતીભાષાને જેમ બને તેમ શોહેલી કરવી જોયે પણ મરડી મચરડી સંસ્કૃતની પાશે બેસારવી એ દેખીતું ગેર વાજબીછે જેથી રામ કામ નામ શામ વિગેરે શબ્દોના આકાર ઉપર અનુસ્વાર મુકવો એ ઉત્તમછે. કેમકે તેમ થયા વિના ઘણી વખતે હરકત પડેછે એવે પ્રસંગે બધે ઠેકાણે અનુસ્વાર મુંકવા જોતા નથીપણ જ્યાં અનુનાસિક બોલાતો હોયત્યાંજ અનુસ્વાર મુકવો જોયે. જ્યાં શબ્દના અવયવમાં નાસિકાસ્થાની નહિ છતાં માત્ર પ્રત્યય રૂપે કે કોઇ બીજી રીતે પાશે આવ્યો હોય તો તેની પ્રથમનો સ્વર અનુનાસિક બોલાતો નથી તો ત્યાં અનુસ્વાર મુકવા જરૂર નથી પણ જ્યાં શબ્દનો અવયવીજ નાસિકાસ્થાનો હોય ત્યાં અનુસ્વાર મુકવોજ જોયે કેમકે તે સાનુનાસિકજ બોલાયછે. આ છેલા પ્રકારનાં ઉદાહરણોઉપર લખેલાં રામ વિગેરે છે નેપેહ્લા પ્રકારમાં ષષ્ઠ્યર્થપ્રત્યયાંત વિગેરે શબ્દોછે જેવા કે રમાની, વાણીયાનો, પાઠાને, ગંગામાં વિગેરે. આ શબ્દોના આકાર અનુનાસિક નથી.

આબંને ઉદાહરણોમાં જો સંસ્કૃતને ચાળે ચહડી અનુસ્વાર મુકવા ન મુકવાની ફીકર નરાખીયે તો આપ્રમણે ગુચવારો થાયછે.

| | |
|---|---|
| માની | મા શબ્દની ષષ્ટી |
| માંની | માન ધાતુના ભૂત કૃદંત અથવા માંનવાળી, ઉદાહરણ—"માની પ્રતિજ્ઞા" આઠેકાણે માંનવાળી પ્રતિજ્ઞા સમજવી કે માએ કરેલી પ્રતિજ્ઞા સમજવી? |
| વાણીયાનુ | પુલ્લિંગે વાણિયા શબ્દની ષષ્ટી |
| વાંણિયાંનું | નપુંસકલિંગે વાણીયા શબ્દનુ |
| હોંમ | યજ્ઞ [ હવન ] |
| હોમ | અંગ્રેજી શબ્દ |
| સંસ્થાનો | સંસ્થાની ષષ્ટી |
| સંસ્થાંનો | સંસ્થાનનું બહુવચન |
| નિશાનો | નિશા[રાત]ની ષષ્ટી |
| નિશાંનો | નિશાંનનું બહુવચન |
| પાંનો | પાંનનું બહુવચન |
| પાનો | પા શબ્દની ષષ્ટી |
| વિગેરે | વિગેરે |

અનુસ્વાર અને અનુનાસિકનો વરતારો શેહેલો છે એટલે કે અનુસ્વાર બોલતાં તે પછેનો અક્ષર જે વર્ગનો હોય તે વર્ગનો પાંચમા અક્ષરનો આભાસ અનુસ્વારમાં પડેછે જેમ કે બન્ધન, કમ્પ, ચન્દ્ર, ઝમ્પ, ખન્ત વિગેરે અને અનુનાસિક સ્વરમાં ચોટી રેહેછે જેમકે ચાંદો, મીઠી કંઈ, તુંબડું મેંદી, વિગેરે ટુંકામાં આવો મામલો જોઈને કોણ હાનહીકે કે ઉપર લખેલી તકરાર વાજબી છે.



# ઊતમવરણના હીંદુઓથી વિલાયતની મુસાફરી કેમ થાય?

[એક સ્વધર્મનિષ્ઠ અનુભવી વિદ્વાન તરફથી મળેલુ.)

૧. આપણા હીંદુલોકો વિલાયતનું નામ સાંભળી ભડકેછે. અને ત્યાં જવું અને ત્યાં રેહેવું એમાં તો ઘણોજ વટાળ સમઝેછે, પણ તેમી તઓના વાંક નથી કેમકે માણસની રીત છે કે સાંભળે તેવું કેહે. આંહ કેટલાક અનાડી લોકો ગપાટા મારેછે કે ત્યાં તો લુગડાં પેહેરા વિના રેહેવાતું જ નથી ચોખ્ખું પાણી મળેજ નહી. કુવાઓ હાડકાંના બાંધેલા છે. અનાજ ઝાઝું મળે નહી ને મળે તો આપણને ન ખપતી ચીજની દુકાન ભેળું હોય વગેરે વાતો સાભળે ત્યારે ઉંચા વરણના હીંદુના મનમાં અરેરાટી આવ્યા વિના ખરેખર રેહેજ નહી. પણ આવી વાતનો પીછો લેવો જોયે. એક વાર સાંભળી, બેશી રેહેવાથી સારૂં પરિણામ થાતું નથી, પણ તેની વધુ ને વધુ ચોકશી અને પુછપરછ કર્યા કરવી જોયે કે જેથી આખરે ખોટા ગપાટા દુર થઇ ખરી વાત અરીસાની માફક આગળ આવી ઉભી રહે.

૨. અમારે એક વીલાયત જઇ આવેલા બલકે ત્યાં રહેનારા વિદ્વાન અને પ્રમાણિક ગ્રહસ્થ સાથે અછી તરેહથી વાતચીત થઈ છે. તેથી જે જે ખુલાશા થયા અને તણે જે જે રીતભાત વિલાયત જવાની બતાવી તે હું આ નીચે લખી મોકલું છઉં.

વિલાયત જવામાં મુખ્ય સાધન પૈશા છે જેમ જેની પાશે વધુ પૈશા હોય તેમ તેને ત્યાંની મુસાફરીમાં પોતાનો ધર્મ સાચવવાનું વધારે સેહેલ પડેછે. પૈશાની કોતાઈવાળો પણ ધર્મ શાચવવા ચાહે તો તે કાંઇ નજ સચવાય તેમ નથી. માત્ર પોતાનું દીલ ધર્મ સાચવવા તરફ મજબુત હોવું જોયે અને તેમ ન હોય તો કાશી સરખા પવિત્ર સ્થળમાં રહીને પણ અધર્મી થનારા થાયછે. જેમ એ મુસાફરીમાં પૈશાનો વધુ ખપ છે તેમ હુશીયાર અને ચાલાક ઇન્ગરેજી ભણેલા (તે દેશની ભાષા જાણનારા] માણશની પણ ખરી જરૂર છે.

૩. ઉપલ્યું મથાળું વિચારતાં તેમાં પેહેલો વિચાર આગબોટનો છે

આગબોટમાં બેસતાં કોઈ દી નહી મુસાફરી કરેલા ઉત્તમ વરણના હિંદુને અગમો કરે એવું છે કારણ તેમાં બધી જાતનાં માંણસો હોયે પણ એ છીત આગબોટનીજ મુસાફરીએ ઓછી કરી અને રેલવેએ તો એ છીત પડી મુકવાની ફરજ પાડી છે. રેલવે ગાડીમાં બ્રાહ્મણ વાણીયા અને ઢેઢ ભંગીયા સાથે બેશે એ દેખીતું જ કઢંગુ તથા હિંદુઓને કંટાળો આપનારૂ અને ભ્રષ્ટ કરનારૂં છે, તો પણ આળસ અને અજ્ઞાનથી ઘણું સોસવું પડેછે. જો આપણા હિંદુઓ પોતાનું હીંદુપણું જાળવી રાખવા અભિમાનથી પુરૂષાર્થ કરે તો રેલવેની એ અડચણ દુર ન થાય એવું કાંઈ નથી. અને રેલવેમાં વર્ણવ્યવસ્થાની સંભાળ રહે તો પછી આગબોટવાળા પોતાના ફાયદાને માટે એ બાબતમાં આગ્રહ ચાલેછે તેથી કાંઇ વધારે સારા ઉપાયો કરે. આગબોટમાં ઊંચા વરણના હિંદુઓને એક બીજું સુગ ચડે એવું છે. તે એ કે તેમાં કસાઈવાડો (જનાંવર કાપવા પકાવવાનો એક જગા) હોયછે. તથાપિ એમાં પણ તે નજરે ન જોવાની સંભાળ રાખનારા ન રાખી શકે એવું નથી. તેમ છતાં એક વાહાણમાં હોવાની છીટ સહન કરવાની હિંદુઓને ટેવ પાડવી પડેછે. ઊંચામાં ઊંચી વરણના હિંદુ અને તેમાં વળી આચાર ઉપર ચ્યુસ્ત રેહેનારાઓ પણ આગબોટની મુસાફરી કરેછે એ સરવે કોઈને રોશન છે. અમારા વાંચનારાઓમાંના ઘણા ખરા પોતે અને બીજા પોતે નહી તો પોતાના સગાવાહાલા કે જાણપીછાણવાળા આગબોટની મુસાફરી કરી ચુકા હશે એટલે એ બાહાનું તો હવે આપવું વ્યર્થ છે. આ કેહેવાનો એવો અર્થ નથી કે આગબોટમાં ગમે તેવો ઢેઢવાડો હોય તે રેહવા દેવો કે ચાલવા દેવો? અલબતે લોકોનાં મન સદાચારવિશે જેમ સચવાય તેમ સાચવવાસારૂ દિનબદિન તેમાં સ્વછતા, પવિત્રતા અને સગવડનો વધારો થાય તો ત વધારે ઉત્તમ છે અને જેમ જેમ સદાચારી તથા સુઘડ હિંદુઓ પુરૂષાર્થ કરશે તેમ તેમ તેમાં સારો સુધારો તથા વધારો થવા સંભવછે. આગબોટના માલેકો વેપારી છે અને જેમ તેના પાસીંજરો વધારે ખુસ રહે તેમ કરવામાં તેઓનો લાભ રહયો છે તો તે પોતાથી બનતી સગવડ કરી આપ્યા વિના

રેહેવાના નથી પણ તે કયારે કે પુરૂષાર્થ થસે તારેજ; તે વિના તો "માગ્યાવીન મા પણ ન પીરસે" એ કેહેવત સર્વેના જાણ્યા બાહાર નથી. સારાંશ આગ-બોટની મુસાફરી તો બધા વરણના હીંદુઓને સાધારણ થઈ ગઈ છે અને ક્રાચી, મુંબઈ તથા કલકત્તા વચે પુષ્કળ દાહા સુધી તેમાં બેસવામાં નાત જાતનો, કાંઈજ બાધ રહયો નથી.

૪. હીંદુસ્થાનની કોરુતા ઉપર ફરનારી આગબોટો કરતાં વિલાયતન મુસાફરીની આગબોટોમાં ઘણી વધારે સારી સગવડ હોયછે. આ વિસે આગળ અમારા સૌરાષ્ટ્રદર્પણમાં જે વિષય છાપ્યો હતો તે વાંચ્યાંથી વંચનારની ખાતરી થશે કે વિલાયતની આગબોટમાં તો સ્નાન-સંધ્યા તથા પુજા-પાઠ વગરે કરવાની વધારે સારી તક અને વંગ મળેછે. તેમ છતાં અ-જાણપણાથી ભડકી જવું એમાં ભુષણ નથી.

૫. એ રીતે આગબોટમાં હીંદુસ્થાનથી બેશી પ્રથમ એદન જવું પડેછે. દરીયામાં છ સાત દિવસ લાગે તે મુદત ક્રાચી, મુમ્બઇ અને કલકત્તા વચેની મુસાફરીથી વધતી નથી અને એ હિંદુસ્થાતના કોરુતા ઉપરની મુસાફ-રીમાં ઊંચા વરણના હીંદુઓ નાહી-ધોઈ તથા ફરાળ સુખડી ખાઈ પી, સન્તોષ પામેછે તેથી વધારે સગવડ અને વધારે સુખ એદનના રસ્તામાં મળેછે.

૬. એ રીતે એદન જવાને ઘણું સગવડવાળું છે. ઊંચવરણના હીંદુઓને અણસખડી (દાળ ભાત વિગેરે રસોઇ) જમ્યા વિના છ સાત દીવસ રહ્યાથી જે અસોરો રહી હોય તે હવે મટાડવા અને મનમાની રસોઇ જમવાનો આંહી તને સારોલાગ મળેછે. આગબોટ એક દિવસ એદનમાં રોકાયછે તેથી ઉતારૂઓ વસ્તીમાં જઈ પોતાને જોઈતી વસ્તુ મેળવી શકેછે. અને પછે ગમે તો કોઈ જાણીતા વગવાળાને ઘેર ગમે બાગ બગીચા પાણીને કાંઠે જઈ મનમાનું ભોજન રૂડી રીતે આચાર પાળી કરી શકેછે. એદનમાં લુવાણા, ભાટીયા, વાણીયા, બ્રાહ્મણ અને વીસળનગરા નાગર જેવા ઉત્તમ વરણના હીંદુઓ વેપાર તથા ચાકરીને અરથે રહેછે એટલે એદનમાં તો ગોયા હિંદુસ્થાનનોજ સંતોષ વળે.		[અધુરૂં]

# ભાલદેશ વીશે

દોહરો

ભાંખો ભાવે ભાલને, શિઆળે નર નાર
દુઃખ નથી આ દેશમાં, વાંચી કરો વિચાર-

આ દેશ કાઠીયાવાડ ઈલાકાની પૂર્વ હદ ઉપર અને અમદાવાદ જીલ્લાને લગતો આવેલોછે. અને તે પૃથ્વીના કેટલાક ભાગમાં ઘઊંને માટે પ્રખ્યાત થયોછે, જે ઘઊં કાઠિઆવાડના ઘણા ભાગમાં પૂરા પડેછે. ભાલ બે છે- ૧ મોટું, ૨ નાનું, મોટા ભાલમાં કોઠ, ગાંગડ, બદરખા વગેરે મોટાં ગામ આવેલાંછે અને નાના ભાલમાં પાણશીણા, હડાલા, બલોલ રલોલ, પછમ, ગાંફ,કમાલપર વગેરે ગામ આવેલાંછે, નાનું ભાલ ઘણું કરીને લીમડી દરબારને તાબેછે-

પેહેલા ગુજરાતના લોકો આ એટલે ભાલને રસતે થઈને કાઠિઆવાડમાં આવતા અને જે શંઘ પાલીતાણે જતો, તતો આજ રસ્તે થઈ,જતો. જેનીનીશાનીમાં હાલ પણ હડાલા ગામમાં એક ધર્મ શાળા આપણા જોવામા આવેછે, આ ધર્મ શાળા અમદાવાદના શેઠ ઉમાભાઇ રૂપચંદે રૂપૈઆ ૧૦૦૦૦ દશહજાર ખરચી ઘણી સારી ચૂના બંધ વગ વાળી જગ્યાએ બાંધેલીછે, તેને બંધાવ્યાં જુજ વર્ષ થયાં છે, તો પણ તે હાલમાં જીરણ થએલી જોવામાં આવેછે, કારણ કે તે ઉપર હાલમાં કાંઈ મરામત થતું નથી, તેથી તેની હાલત નબલી છે. હાલમાં લોકો વઢવાંણે રેલવે આવવાથી ત્યાં ઉતરી પાલીતાણે જાય છે- કોઈ આણી તરફ પણ આવેછે. તોપણ કાઠીયાવાડના માણસનેતો ધોલકે જવા આવવા સારૂ સીધો રસ્તો તો આજછે. ઉપર લખ્યા પ્રમાણે આ દેશ અમદાવાદ જીલ્લાની પાસેછે, તેથી બોલી કાંઈક ગુજરાતને મળતી આવે છે જેમકે ઘણા લોકો હોવે, પેલો, ગોમ કોછ (કોઈ કોશ) બોલેછે. તેમજ નાંમ પણ જે કાઠીઆવાડમાં પડાતાં નથી એવાં પાડેછે. મથુર, આ નામ ઘણું

ઠેકાણે પાડેલ હોયછે, પણ તેવા શબ્દો ઘણા થોડાવપરાયછે,

ભાલમાં ગામ એક જથે નથી, તેથી ઉનાળામાં આ મુલકમાં એકલું ચાલવું ભય ભરેલું છે.

ભાલમાં ઉનાળામાં પાણીની તંગી પડેછે, આ વાત સાચીછે, પરંતું હાલમાં ગામના લોકો તથા સરકાર કુવા ખોદાવેછે; તેથી દિવસે દિવસે તે દુખમાં ઘટાડો જોવામાં આવેછે, અને આવશે. થોડી મુદત અગાઉ લીમડી દરબારે, ભાલમાંના ગામ. હડાળા પાશે કાંણવું તળાવડું છે તે રતનપર, ફતેપર, વખત પ્રર, જસાપર વગેરે ગામનાં તળાવો ખોદાવેલછે. અને કેટલાક ગામનાં તળાવ હજી ખોદાયછે. આથી લોકોને અને ઢોરને પાણીનું સુખ થશે.

અગાઉ લખ્યા મુજબ આ ઠેકાણે ઘઉં ઘણા નિપજેછે, તે આસ પાસના લોકો આવી- ગાડાં, ઘોડાં, ઊંટ વગેરે ભરી જાય છે. હાલમાં ઘઉં ૦ાાા ≡ પંદર આને મણ મળેછે. કેટલાક ખેડુતને હજાર હજારને તેથી પણ વધારે મણ ઘઉં પાકેછે એટલુંજ નહીં પણ- બાજરી, ચણા, જાર, બંટી, કાંગ, મઠ ઈત્યાદિ ધાન્યો થાયછે. પણ ઝાઝુ વાવેતર ઘઉંનુંજ થાય છે, અને તેથી લોકોને વધારે ફાયદો થાયછે. સારામાં સારી જમીનમાં એક એકરે ૨૦ મણ ઘઉં પાકેછે- આ મુલકમાં શિઆળાના દિવસમાં શીઆળુ વવાયછે' તે વખત ઢોરને તેજ ખવરાવેછે. આથી ઢોર ઘણાં તાજાં થાયછે.

શીઆળામાં ઘઉં પાકયા અગાઉ વગડો લીલો થઇ રહેછે. તે વખત લોકો શીમમાં પોંખ ખાવા જાયછે. પોંખ આ ભાલદેશનો મેવાછે, એમ કહી એ તોપણ ચાલે જ્યારે પોંખ ભરેડી [સૂકાઇ] જાયછે, ત્યારે એટલે ફાગણ માસમાં વાઢણી શરૂ થાયછે- અહીં ઘઉંની ઢાળ* અને કોઇ વખતમાં

---

*મતલબ કે ભાલમાં ફકત શિઆળામાંજ ચાર માસ સુખછે બાકીના આઠ માસ દુ:ખનાછે, એમ શમજવું.

ઘઉ ખેતરમાં ઉભા હોય ત્યારે કેટલાક ઓળીઆં તપાશી એટલે તેનેવડે પછી ખંખેરી જોખી કહે કે અમાં આટલા ઘઊ થસે આ અટકળ ખરી પ

ખળાં પણ થાયછે,

ભાલમાં એક ખસતું વાંકાનેરને તાબેછે; ક્યાં વાંકાનેર અને ક્યાં તેના તાબાનું ગામ ખસતું?,

ચોમાસામાં આ દેશમાં ચારે તરફ પાણી પાણી થઈ રહેછે અને સઘળાં ગામો બેટ માફકજ જણાયછે. અટલું બધુ પાણી બે ભોગાવા (વઢવાણ અને લીબડીનો) તથા ભાદરનુંજ છે. આંહી ભાદરનુ નામ ઓકાર કહેવાયછે. આ નદી હડાળા તથા જલીલની વચ્ચે છે, તેમાં રવ[ભરતી] આવેછે તથા ઉનાળામાં તેને કાંઠે મીઠુ પાકેછે, તેમાં પણી બારે માસ રહેછે અને તે ખંભાતના અખાતને મળેછે. લીમડીના ભોગાવો કે જે પાણસીણા પાસે થઈ આવેછે તે હડાળા પાસે ઓકારને મળેછે. આ નદીમાં બારે માસ પાણી નથી રહેતુ, પણ તેમાં મીઠું (ઘશીયું) ઘણુંજ પડેછે. વઢવાણનો ભોગાવો, બોરૂ આગળ સાબરમતિને મળેછે. લીમડીના ભોગાવાને ભાલમાં ઓધી [લોક બોઝી] કહેછે. ઓકારને સરકારે રૂ. ૧૦૦૦૦ ખરચી લોટલા પાસે બાંધેલીછે આ મુલક સપાટછે. તેથી ઉનાળામાં ઘણા વંટોળીયા ચડેછે તથા તાપ ઘણો સકત પડેછે. આથી લોકો હેરાન થાયછે,

જ્યારે આ મુલકમાં કોઈ માણસ માંદુ પડેછે, ત્યારે તેને લાંઘણો કરાવેછે, ત્યારે કહેછે કે સુખ થાયછે, બીજા મુલકમાં તો થોડુ પણ હમેશાં ખવરાવતા રહેછે, આ જગોએ અસલ દરિઓ હશે એમ જણાયછે, કેમકે બધે ઠેકાણે પાણી ઘણું કરીને ખારાં નીકળેછે, વળી હાલપણ દિવસે દિવસે લોકો કહેછે, કે ખંભાતનો અખાત પૂરાતો જાયછે, કચ્છનો અખાત વધતો જાયછે, આ વાત પણ ખરી મનાય કેમકે ખંભાતના અખાતમાં તાપી, નર્મદા, મહી, સાબરમતી, વગેરે મોટી નદીઓ મળેછે, એટલે તેઓના કાદવથી હરવરસ કાંઇપણ ભાગ પૂરાતો જાય, પરંતુ કચ્છના અખાતમાં એવડી મોટી કોઇ નદી મળતી નથી, એટલે ઉપરની વાત સાચી મનાય. વળી તેમજ ઝાડ

---

છેપણ તે માંણસો અનુભવી જોઈએ

પણ મોટાંને સારાં થતાં નથી ઝાડમાં અહી લીમડા, પીંપર, ને કોઇ ઠેકાંણે જાંબુડા,જોવામાં આવેછે, તેથીપણ અસલ દરિઓ માનવાનુ કારણછે, વલી આખા ભાલ મુલકમાં ટેકરો કે ઊંડો ખાડો કોઇ નથી જો દરિઆને ઠેકાણે જમીન થઈ હોય તો ખાડા વગેરે ટેકરા નહોવાજોઇએ તે મુજબ અંહીછે વગેરે કારણોથી ધારવામાં આવેછે કે આ ઠેકાણે અસલ દરિઓ હશે.

છગનલાલ. હુકમચંદ.　　　મેહેતાજી માહાલ હડાળા.

---

# હીંદુસ્થાનનો પુરાતની શોધ.

ગયા અંકને પૃષ્ઠ ૧૩૧ મેથી ચાલુ

ખુદાવંદ નવાબ સાહેબ મોહોબતખાનજી બાહાદુરની હજુરમાં.

સાહેબ—

આ વર્ષના છેલા ત્રણ માસ એટલે ડીસેંબર જાનેવારી અને ફેબ્રુઅર વારી એ મહીનામાં પ્રાચીન વસ્તુઓના તપાસને માટે જે જે જગાઓમાં હુ ગયો હતો તેનો ટુંકો નોધ આપની હજુરમાં મોકલું છું.

### કાલસી.

કાલસી નામનો નાહાનો કસબો હિમાલયની તરાઈ (તલેટી ) માં ડેરાં દૂન નામના પ્રાંતમાં ઉત્તર તરફ પાહાડો ખાનમાં ટોંસ અને જમના નદીના સંગમથી આશરે બે માઇલ દુર છે. એ કાલસીની પાશે અમલાયા નામની સુંદર નદી વહેછે એ નદી કાલસીથી આશરે ૧॥। માઈલ નીચે મળેછે. તે પડોસમાં મોહોટા ગ્રાનીટના પત્થર ઉપર મહારાજા અશોકનો ધર્મોજ્ઞાને મોહોટો લેખ કોતરેલો છે એ લેખ જુનાગઢ પાસેના ખડક ઉપર જે બાજુયે મોહોટો લેખ છે તેને જુજ શબ્દો સિવાય અક્ષરે અક્ષર મળતાછે

પરંતુ વધારે ખુશીની વાત એ છે કે જુનાગઢના લેખમાં ઘણો અગત્યનો ભાગ આગલા વખતમાં કોઈ દ્રવ્ય લોભીયે એ લેખની નીચેથી ખજાનો કા હાડવાના લોભથી સુરંગ મારીને ઉડાડી દીધેલો છે તે ભાગ આ લેખમાં ઘણો સાફ અને અક્ષરે અક્ષર સારીરીતે વાંચી શકાય તેવો રહેલો છે. એવી રીતે આશરે ૨૧૦૦ વર્ષ કરતાં વધારે વખતથી કાળની સાથે ટક્કર લઇને બચેલા આ લેખથી અશોકના લેખનું ખરૂ અને પૂર્ણ ભાષાતર કરવાને મોહોટી મદદ મળી છે એટલુંજ નહી પણ તેથી મહારાજા અશોકના ઇતિહાસમાં પણ થોડો નવો વધારો થયો છે.

આ અગત્યના લેખની ઘણીજ સંભાળથી વસ્ત્રઉપર હાથથી નકલ કરી લીધી અને મુળ લેખ ઉપરથીજ વાચીને તેનું અક્ષરાંતર પણ કરી લીધું તે સિવાય મારી હાથની કીધેલી નકલના સઘળી રીતે ખરાપણાના પુરાવા માટે કાગલ ઉપર દાબીને આખા લેખની નકલ ઉતારી લીધી. એ કામ પુરૂ થયા પછી એ લેખના પત્થરની પશ્ચિમ અને દક્ષિણ બને બાજુનો ફોટોગ્રાફ લીધો તેમાં આ લેખનો અગત્યનો ભાગ જેમાં ચાર યુનાની રાજાઓના નામ છે એ ભાગ ઘણોજ સાફ અને વાંચી સકાય તેવો આવેલો છે.

હું આ લેખની નકલ કરતો હતો એટલામાં એક પાહાડી માણસથી ખબર મળ્યા કે કાલસીથી આશરે ૪૨ માઇલ દુર પાહાડમાં લાખા મંદિર નમના એક દેવળમાં પ્રાચીન લેખ છે પરંતુ આ દિવસમાં રસ્તામાં એટલો બધો બર્ફ પડેલો છે કે જવાને મુશ્કેલ છે. એથી મે તે માણસને કાલસીના અશોકના લેખ ઉપર છાપતાં શીખવીને તેજ રીતે એ લેખની નકલ લઇ આવવાને મોકલ્યો. ત્યાંહાનો લેખ ઘણો સાફ અને લીસા પથર ઉપર હતો તેથી એ પાહાડી માંણસે છાપીને આણેલી એ લેખની ત્રણ નકલ ઉપરથી આખો લેખ સંદેહ વગર વાંચી શકાયો.

આ લેખ સંસ્કૃત ભાષામાં આર્યાવૃતમાં લખેલોછે તેમાં યાદવ વંશના ૬૧ રાજાઓનાં નામ અને તેનો વંશાનુક્રમ લખેલો છે. એ સઘળા નામોને

અંતે વર્મ શબ્દ લગાડેલો છે. આખા લેખમાં કોઈ જગે સંવત લખેલો નથી તથાપી તેના અક્ષરોના વળાકથી અને કારીગરીથી માલુમ પડેછે કે તે આ-જથી આશરે ૧૧૦૦ વર્ષ કરતાં થોડો વધારે જુનો હશે.

કાલસીના લેખો બાબત લખી ત્યાંહાના પાહાડી લોકો બાબત પણ થોડું જાણવા જેવું જાણી, ટુકું વૃત્તાન્ત લખું છું.

કાલસીની પાસેપાહાડમાંટોંસ અને જમના બને નદીની વચેનાપ્રદેશના પાહાડી લોકોની ત્રણ જાત છે. ૧ બ્રાહ્મણ, ૨ રજપુત, અને ૩ કોલી. તેમાં બ્રાહ્મણો ઊંચા ગણાય છે એ બ્રાહ્મણોને સંસ્કાર અથવા ઉપવીત કઇજ હોતું નથી તેમ તેઓનું આચરણ પણ ત્યાંહાની બીજી બે જાતના આચર-ણથી થોડીજ વાતમાં જુદું છે. તેઓ પોતાની જાત સારસ્વત બતાવેછે. અંગે મજબુત અને દેખાવમાં સુંદર અને ગોરા છે. — બીજી જાત રજપુત એ પણ સુંદર અને દેખાવમાં બ્રાહ્મણ જેવાજ છે. તેઓમાં ચુવાણ સોલકી ઇત્યાદી રજપુતોની જાત માહેની જાતો પણ છે. — ત્રીજી જાત કોલ એ રૂપમાં આગલ લખેલી બને જાતથી થોડા જુદા પડે છે. બ્રાહ્મણો અને રજપુતોનાં નાક આણી શુદ્ધ અને સુંદર છે પણ કોલ લોકોના પેહોળાં અને ચેહેરો અને ગાલ ફુલેલાં જેવાં દેખાય છે અને આંખ પણ નાહાની હોય છે એથી એ લોકો આગલી બે જાતથી તરતજ નોખા ઓળખાઇ આવેછે.

એ ત્રણે જાતના લોકોની ભાષા ઘણું કરીને એકજ છે. તેમાં ઘણાં આર્ય અનેઆશરે એક તૃતીયાંશ અનાર્ય શબ્દો મળેલાછે. એ ત્રણે જાતના લોકો માંસ ખાયછે અને મદ્ય પીયેછે પરંતુ ઉપલી બે જાતના લોકો મોહોટાં પશુનું માંસ ખાતા નથી કોલ લોકોની સાથે ખાતા નથી એટલુંજ નહી પણ રસોઈને અડવા પણ દેતા નથી.

એ ત્રણે જાતના પાહાડી લોકોમાં એક અજાયબ જેવી ચાલ છેતે એકે ત્રણ ચાર કે પાંચ જેટલા ભાઇઓ હોય તેઓ વચે એકજ સ્ત્રી પરણે તે પસંદ કરવી એ મોટા ભાઈના અખતિયારમાં છે અને તેનો મુખ્ય ધણી

પણ મોહોટો ભાઈ કેહેવાય નાહાના ભાઈઓ મોહોટા ભાઈની રૂબરૂમાં એ સ્ત્રીની ઘણીજ અદબ રાખેછે પરંતુ તે બાહાર ગામ અથવા કોઈ તરેહની ગેર હાજરીમાં હોય તો તેટલી મુદતમાં એ સ્ત્રી તેથી નાહાના ભાઇની કેહેવાય. કોઈ નાહાના ભાઈથી બીજી સ્ત્રી સાથે લગન થાય નહી અને લોકો તેને દેપણ નહી કદાચ કોઈએ બીજી સ્ત્રી સાથે લગન કીધાં તો મોહોટો ભાઇ તેને ઘરમાંથી કાહાડી મુકે, નહી તો તે સ્ત્રી તેણે મોહોટા ભાઇના હવાલામાં આપવી જોઇયે. દીકરીના મા બાપો પણ તેની સાદી કરતી વખતે મુખ્ય કરીને તપાસેછે કે તેઓ કેટલા ભાઈઓછે. જો એકલો હોય તો તેને દીકરી દેવાને કોઇ પસંદ કરતું નથી તેનું મુખ્ય કારણ એ બતાવેછે કે તેને રાંડવું પડશે.

સ્ત્રીઓ અને પુરૂષો સારા સ્વભાવના હોયછે તેઓમાં વ્યભીચાર હોતોજ નથી સ્ત્રીઓને ઘણું કરી પુરૂષ સંતતી વધારે થાયછે અને પુત્રીઓ થોડી થાયછે- મારી સાથેના પાંચ પ.ડી લોકોને મેં પુછ્યું તો તેઓ ચારથી કમ ભાઈ કોઇ નથી હતા અને એકને ૨ બેહેનો હતી બાકીના એકને બેહેનજ નહી હતી ને ત્રણ જણને એક એક બેહેન હતી- પાંચ કે ચાર જેટલા ભાઈઓ હોય તેઓથી જે ઓલાદ થાય તે સઘળી મોહોટા ભાઈની કેહેવાય તેઓ. માયના કોઇને પુછીએ કે તારા બાપનું નામ શું? તો તે તેના બાપો માહેના મોહોટા ભાઈનું નામ લે. પણ બોલાવવામાં સઘળાને બાપ કહેછે અને સઘળાને બાપની પરમાણે માન પણ આપેછે.



# હાડકાનો એક મોહોટો ઉપયોગ.

પરમેશ્વરે આ દુનીયામાં એકે ચીજ નકામી મુકીનથી. દરેક ચીજ માણસ ઈયાપશુ અથવા પક્ષી અથવા દરીયાઇપ્રાણી ઉપયોગમાં આણેછે.

આપણામાંજ કેહેવતછે કે વખતે તરણું પણકામમાં આવેછે. કેટલીકગંદી

ચીજો જેનું નામ આપતા ત્રાસ લાગેછે તેવી ચીજો આપણે આપણી નજર આગળ માખી, મચ્છર, ગાય, ભેંશ, તથા પક્ષીયોને બોહોળો ઉપયોગ કરતા જોઈયે છઇયે. નર્ક આચીજનો આપણે ત્યાં દેખીતો કાંઈખપનથી પણતેના તો લાખો રૂપઈયા ઉપજેછે. ખેતરનીઅંદર ખાતરતરીકે વાપર્યું હોયતો તે ઘણો જ ઉત્તમ પાક આપેછે. તેનેખાતરમાં આણવાનીરીત હાલ થોડા વર્ષથયાં પારીશ વીગેરે થોડા શેહેરમાં દાખલકરવામાં આવીછે તેવીજ રીત આપણા દેશમાં દાખલથાયતો ખેતીવાડીમાં ઘણોજ ફાયદો થાય તેમાં કાંઇશંસય નથી. તેમ જ માણસનું અથવા બીજા કોઈ પ્રાણીનું મુતરપણ ફાયદાતરીક વપરાયછે. જ્યારે આપણને કાંઈ કામ અથવા જખ્મ થયો હોય ત્યારે તેના પર પેશાબ કરીયે છઇયે. તે શીવાય તેનો ઉપયોગ એછેકે, સાપ અથવા વીછીના ડંખ ઉપર તે પીવાના કામમાં આવેછે આંવું" એક વખત માહારા વાંચવાચવામાં આવ્યું હતુ તે મને ખરૂ લાગ્યુ કારણ કે જ્યારે સર્પ ડશેછે ત્યારે ડાકતર લોકો " આમોનીયાં" પાયછે ને પેશાપાની અંદર આમોનીયાનો ઘણો ભાગ છે.

હાથી શીવાયનાં હાડકાં શાકામમાં આવેછે તે કોઈને આ તરફ માલમ નથી હાથીનાં હાડકામાં પણ મુખ્યત્વેકરી તેના દાંત આપણા લોકે કામમાં લેછે.

રશાયણ શાસ્ત્રથી ખેતી વાડીની વિદ્યામાં કેટલો સુધારો થયોછે. નેદીનપરદીન થાયછે તે આપણા દેશના ખેડુત લોકોના અજાણ પણામાંજ રહ્યુંછે.

જમીનનું ફળદ્રુપપણું તેની સાથે એક રસાયણી પદાર્થ જેનું ઇંગ્રેજીમાં "ફોસફરસ" નામછે તેના રેહેવા પર આધાર રાખેછે. જે જમીનમાં તે વધારે હોય તે જમીન વધારે ફળ દ્રુપ. ફકત એકલા " ફોસફરસ " થી પાક વધારે થતો નથી પણ જ્યારે તે વસ્તુ ચુનાથી મલી જઈ " ફોસફેટઓફલાઈમ " ( લાઈમ ચુનો ) થાયછે ત્યારેજ પાક સારો ઉતરે છે તેજ કારણસર ખાતરમાં ચુનો નાંખેછે.

હવે હાડકામાં " ફોસફેટઑફલાઇમ " તથા બીજા પદાર્થો મળેલાં છે તે પદાર્થો જ્યારે " ફોસફેટઑફલાઇમ " થી જુદા પડે ત્યારે ઉપર કહ્યા મુજબ ખાતર તરીકે કામમાં લેવાને લાયક થાય. તે કરવાનો એક બનીશકે એવો ઉપાય એછેકે હાડકાંનો ગંજ કરી તેના ઉપર લાકડાં છાંણાં ખડકી આગ લગાડવી. તે આગ જ્યાં સુધી હાડકાં કાળાં મટીને ધોળાં થાય ત્યાં સુધી જારી રાખવી. પછી તેને પાંણીથી મીશ્ર કરેલા "સલફ્યુરીકઆસીડ " નામના પદાર્થમાં થોડો વખત રાખી બાહાર કાહાડી ખાતરમાં નાખવાના કામમાં લેવું જોઈયે.

વળી હાડકામાંથી " ફોસફરસ " કાહડીને તે દીવાસળી કરવાના ઉપયોગમાં આવેછે. તેને શીરીતે કાહાડવો તે કામ રસાયણીશાસ્ત્રનુ છે. તેને વિદ્યા હજુ આપણા લોકોને બરાબર જાણવામાં નથી આવી તેથી તે બાબત વળી બીજા પ્રસગે લખાશે

જ્યારે હાડકાંનો આવો બેસુમાર ફાયદાકારક ઉપયોગછે ત્યારે આપણે શાવાસ્તે તેને નકામાં રેહેવા દેવાં જોઈયે? તેનો સ્પર્શ કરવો તે આપણને જોકે ધર્મથી ઉલટુછે પણ જેનો ધંધોજ તેને ચુથવાનો છે તે પાશે આ કામ કરાવ્યું હોય તો કોઇ જાતની હરકત નથી.

R. S. R.

# ભર્તૃહરીકૃત નીતિશતકનું ગુજરાતી ભાષાંતર.

## કવિતારૂપ.

દિક્કાલાद्यनवच्छिन्ना, नंताचिन्मात्रमूर्त्तये ।।
स्वानुभूत्यैकसाराय, नमः शांताय तेजसे ।।१।।

દોહરો.

દિશા કાળ પરિછેદવણુ, નિરવધિ જ્ઞાનસ્વરૂપ;
આપ અનુભવ એક પણ, નમું તેજોમય રૂપ. ૧

यां चिंतयामि सततं मयि सा विरक्ता,
साप्यन्यमिच्छति जनं स जनोन्यसक्तः ॥
अस्मत्कृते च परितुष्यति काचिदन्या,
धिक् तां च तं च मदनं च इमां च मां च ॥२॥

વસંતતિલકાવૃત.

કેતા સદાય પ્રતિપાલન પ્યાર પામી,
વિરકત થૈ મુજથકી પરસાથ કામી;
આસકત તે અવર સ્ત્રી મુજ સાથ ત્રીજી,
ધિઃકાર તે મદનને દર્ગ ખૂબ ખીજી. ॥૧॥

अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ॥
ज्ञानलवदुर्विदग्धं, ब्रह्मापि च तं नरं न रंजयति ॥२॥

૧૦ અજ્ઞાનિ તો સહજથી સમજુતિ લેતા,
જ્ઞાની જનો શ્રમ વિના ઝટ હા કહેતા;
થોડું ભણેલ જન જેહ કદાપિ જોય,
બ્રહ્માથકી કદિ નહી સમજૂતિ હોય. ॥૨॥

प्रसह्य मणिमुद्धरेन्मकरवक्त्रदंष्ट्रांकुरात्,
समुद्रमपि संतरेत्प्रचलदुर्मिमालाकुलं ॥
भुजंगमपि कोपितं शिरसि पुष्पवद्धारयेत्,

नतु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥३॥

ઉ૦ આણેક કો મગરના મુખમાંથિ લેશે,
એજા તમામ તરિ સાગર પાર જાશે;
ભુજંગને કુસુમતી સમ શીર રાખે,
પંડીતથી મુરખનું નવ ચિત્ત રાચે. ॥૩॥

लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन्
पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ॥
कदाचिदपि पर्यटन् शशविषाणमासादयेत्
नतु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥४॥

ઉ૦ વેળૂતણું પિલિ પિલી કદિ તેલ પામે,
કોઇ કદી મૃગજળેથિ તૃષાજ પામે;
કોઇ જંગે શશકનાં વળિ શીગ સૂઝે,
પંડીતથી મુરખનું નવ ચિત્ત રીઝે. ॥૪॥

व्यालं बालमृणालतंतुभिरसौ रोद्धुं समुज्जृंभते,
छेत्तुं वज्रमणीन् शिरीषकुसुमप्रांतेन संनह्यते ॥
माधुर्यं मधुबिंदुना रचयितुं क्षारांबुधेरीहते ,
नेतुं वांछति यः खलान् पथि सतां सुक्तैः सुधास्यंदिभिः॥

છપ્પય. અમૃતઝરણ સમ વચન, સદ્ગુણી જનનું સુહાવે;
દુરગુણિને સદગુણ, આપવા મન હરખાવે;
તંતૂ કોમળ કમળ, સાપ બંધન સરસાવે;
શિરિષ કુસુમ સુકુમાર તંતુથિ હિરા કંતાવે;
જો મધબિંદુ કદિ મધુરતા, માહા સાગરમાં કરે;
તો કદિ સદગુણ સરખાવવા, મરખ જન તેમજ ખરે. ॥૫॥

## NOTICE

The object of this Periodical is to be a m ing knowledge amongst the people of Katt, but more especially amongst the Native chief and Girassias. It will in this respect, supplement, now making towards the regeneration of the provin published on the 5th of each Month The Subscription is Rupee per year in advance and one Rupee eightannas i a -rears. It will comprise subjects calculated to im-prove th tmind and cultivate the state of those for whom it is intend-d. The frinds of Native Improvement are earnestly solicit ed oassist in obtaining for it a wide circulation.

## જાહેર ખબર.

આ પ્રાંતના સર્વ વર્ગના લોકોમાં વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ થવાની ધારણાથી આ ચોપાનીયું પ્રગટ કરવામાં આવેછે. આ પ્રાંતના લોકોની સ્થિતિ સુધરે એવા વિષયો એમાં દાખલ કરવામાં આવશે.

૧ આ ચોપાનિયાની અગાઉ આપવાની કિમત વરસ ૧ની રૂ. ૧ તથા વરસ વીતે આપે તો રૂપિયો ૧।।) ઠરાવી ટપાલ ખરચ લેનાર ઉપર રાખ્યો છે.

૨ એક આશામી ૯ થીવધુ નંગ ભેળાં મંગાવશે તો તેનો ટપાલ ખરચ સભા તરફથી મળશે.

૩ જેઓ આડતયા તરીકે આ ચોપાનિયાના ગ્રાહકો વધારશે તેઓનો આભાર માનવામાં આવશે; અને તેમની ખુશી હશે તો સૈકડે ૧૦ ટકા કમીસન પણ મળશે.

૪ આ ચોપાનિયાં મંગાવવા તથા લવાજમ મોકલવા વીગેરેનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના સેક્રેટેરીના નામથી રાખવો [illegible] તેમાં દાખલ કરવા લાયક વિષયો મોકલવાનો સંબંધ જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાની પુસ્તકશાળા ( લાઈબ્રેરી ) માં સૌ૦ ૬૦ ચોપાનિયાના એડીટરને પોહોચે એ રીતે રાખવો.

એડીટર.

